४४५३






॥अथश्रीमद्भगवद्गीतार्थवाङ्मयीमूर्तिः॥ श्लोकौ ॥ वक्त्राणि पंच
जानीहिपंचाध्यायाननुक्रमात्॥दशाध्यायाभुजाश्चैक मुदरं
द्वौपदांबुजे ॥१॥ एवमष्टादशाध्यायी वाङ्मयीमूर्तिरैश्वरी
जानीहि ज्ञानमात्रेण महापातकनाशिनी ॥ २॥श्रीमा

इसमूर्तिमें अंक डालनेका मतलब ये है कि —
उन अध्यायों


तप
आकाश
अतल
वितल
रसातल
पाताल
अर्जुन

ॐ

श्रीकृष्णायनमः

# *श्रीमद्भगवद्गीतानुं गुजराती भाषान्तर.

શ્રી વ્યાસજીના શિષ્ય સંજયને ધૃતરાષ્ટ્ર પુછતો હવો જે હે સંજય! (રાગાદિ દોષને સારી રીતે જીતનાર) સંસ્કારરૂપ એવાં જે ધર્મનાં બીજ તેનો ઉદય થવાની ભૂમિ જે કુરૂક્ષેત્ર તેને વિષે મળેલા અને યુદ્ધની ઉત્કંઠાવાળા મારા દુર્યોધનાદિ પુત્રો અને પાંડુના યુધિષ્ઠિરાદિ પુત્રો પરસ્પર યુદ્ધ કરવા સા-રૂજ ગયા છે તથાપિ દૈવનિર્મિત બુદ્ધિક્ષણિક વ્યવસ્થાવાળી હોય છે માટે તેઓ ત્યાં શું કાર્ય કરતા હવા? ૧

એ પ્રકારે પુછનાર ધૃતરાષ્ટ્રને સંજય કહેછે કે હે રાજન્ તે પૂર્વોક્ત ભારતના પ્રારંભમાં તે સન્મુખ થયેલું પાંડવોનું જે સૈન્ય તેને જોઇ, રાજ્યપદની ઇચ્છા રાખનાર જે દુર્યોધન રાજા તે ધનુર્વિદ્યાને આપનાર એવા જે દ્રોણાચાર્ય તેની પાસે જઇ (શિષ્યને ગુરૂ પાસે જવું એ ધર્મ છે) બહુ અ-ભિપ્રાયવાળાં વચન કહેતો હવો. ૨

હે આચાર્ય! આપ અને પિતામહભીષ્મ જેઓના ઇ-ષ્ટદેવ છે એવા પાંડવોની બનાવેલી અને મોહોટા સાહિત્ય-વાળી આ સેનાને જુઓ, આ રચનાનો કરનાર તમારીજ શસ્ત્રાસ્ત્રવિદ્યાના બલથકી બલવાન્ થયેલો, વિપરીત બુદ્ધિવા-ળો, જે ગુરૂથી વિદ્યાનું બળ પામ્યો છે તેઓનેજ પરાભવ કરવા સારૂ દુષ્ટબુદ્ધિવાળો, ગુરૂઓની સાથે તુંકારે વાચાયુદ્ધ પણ ન કરવું સંભવે ઇત્યાદિ શિષ્યધર્મનો જાણનાર દ્રુપદ પુ-ત્ર ધૃષ્ટદ્યુમ્ન છે, અને તેણે શકટ અને વારાહાદિક આકારે ક-

---

* શ્રી મહાભારતમાં ભીષ્મ પર્વના પચ્ચીશમા યમાં આ પ્રસંગ ધૃતરાષ્ટ્ર સંજયને પુછેછે

રીને રચના કરેલી છે તેની ઉપેક્ષા કરવી નહિ.તમે એમ જાણશો જે એવી રચના વાળી સેના તો સાધારણ રીતિયેજ જીતાઇ જશે તો પછી તેનો વિશેષ પ્રયત્ન શું કામ કરવો જોઇએ તો તેમ નથી, કારણ કે સેનાપતિ ઘણા બળવાળા છે તેની સંભાળ કરવાને મહારથિયોનાં સામર્થ્ય સહિત ગણના કરી આપને વિજ્ઞાપન કરૂંછું. ૩

હે આચાર્ય! આ પાંડવની સેનામાં જે યુદ્ધ કરનારાઓ છે તેમાં ભીમ અર્જુન સરખા અને મહોટા બાણને જોરથી ચલાવનારા, ધનુષ્યધારી, તથા શૌર્યવીર્યથી સંપન્ન યોદ્ધાઓ છે. તેમાં રથી અર્દ્ધરથી તો ગણવાજ નહિ પણ મહારથી, જેવા જે યોદ્ધાઓ છે તે તો ગણવા યોગ્યજ છે; તેમાં તે મહારથી, અતિરથી, રથી અને અર્દ્ધરથીનાં લક્ષણ આવી રીતે છે કે—

एकोदशसहस्राणियोधयेद्यस्तुधन्विनाम् ॥
शस्त्रशास्त्रप्रवीणश्चमहारथइतिस्मृतः ॥ १ ॥

अमितान्योधयेद्यस्तुसंप्रोक्तोऽतिरथस्तुसः ॥
रथस्त्वेकेनयोयोद्धातन्न्युनोऽर्द्धरथःस्मृतः ॥ २ ॥

દશ હજાર ધનુષ્યધારિપુરૂષો સાથે જે એકલો યુદ્ધ કરે અને શસ્ત્ર સંબંધી શાસ્ત્રમાં પ્રવીણ હોય તેનું નામ મહારથ કહેલું છે. અપાર યોદ્ધાઓ સાથે જે એકલો યુદ્ધ કરે છે અને શસ્ત્રશાસ્ત્રમાં પ્રવીણ હોય તેને અતિરથી કહેવાય છે. એક યોદ્ધા સાથે જે યુદ્ધ કરે છે તે રથી કહેવાય છે અને તેનાથી પણ જે ન્યૂન હોય તે અર્દ્ધરથ કહેવાયછે. તે મહારથિયોમાં અતિયુદ્ધ કરનાર સાત્યકિ છે તથા રણભૂમિમાં ભ્રમણ કરાવનાર વિરાટરાજા છે તથા દ્રુનામના વૃક્ષના ચિન્હવાળો દ્રુપદરાજા છે. તેવો પરાક્રમી અને દૃઢ ધ્વજા ધારણ કરનાર ધૃષ્ટકેતુ છે તથા ચેકિતાન નામનો રાજા છે, તથા કાશિરાજા છે તથા [illegible]માં શ્રેષ્ટ અને ઘણા વીરોને જીતનાર એવો પુરૂજીત્ [illegible] છે તથા કુન્તિભોજ રાજા છે તથા શૈબ્ય ના-

મનો રાજા છે. યુદ્ધને વિષે ક્રોધવાળો યુધામન્યુ રાજા છે એ યુધામન્યુ પંચાલદેશનો રાજા છે. તથા ઉત્તમૌજા નામનો રાજા ઘણો પરાક્રમી છે. "અથવા વીર્યવાન નરપુંગવ અને વિક્રાન્ત એ ત્રણે વિશેષણ યુયુધાન આદિક સર્વ રાજાઓનાં છે એમ જાણવું" તથા સુભદ્રાનો પુત્ર અભિમન્યુ છે. તથા દ્રોપદીના પ્રતિવિન્ધ્યાદિક પાંચ પુત્રો છે. "द्रौपदेयाश्च આ પદની સાથે જે ચકાર લખેલો છે તેથકી પૂર્વોક્ત રાજાઓથી ભિન્ન પાંડ્ય અને ઘટોત્કચ આદિક સર્વ રાજાઓ છે તેઓનું ગ્રહણ કરવું અને યુધિષ્ઠિર આદિક પાંચ પાંડવો અત્યન્ત પ્રસિદ્ધ છે માટે દુર્યોધને તે પાંચે પાંડવોની ગણતી કરી નથી." એ ગણાવેલા યોદ્ધાઓ મહારથી છે. ૬

એ પ્રકારે પાંડવના સૈન્યના યોદ્ધાઓને પરાક્રમે સહિત કહીને હવે ગુરૂને દુર્યોધન રાજા પોતાના સેનાના યોદ્ધાઓને કહી દેખાડે છે.

હે બ્રાહ્મણોમાં ઉત્તમ! અમારા યોદ્ધાઓ તો અસંખ્યાત છે તથાપિ જે શૌર્યાદિક પુરૂષાર્થવાળા અને શ્રેષ્ઠ કરણીવાળા છે અને જે મારા સૈન્યના નાયકો છે તેઓનાં નામ જાણવા માટે આપને હું કહું છું. ૭

એવો પ્રસંગ કહીને હવે પોતાની સેનાના મુખ્ય યોધ્ધાઓને કહે છે.

આપ તો અમોને વિદ્યા બલ અને પૌરૂષેકરીને પૂર્ણ કરનારા છો તથા અમારા સર્વથા રક્ષણ કરનારા ભીષ્મપિતામહ છે તથા સૂર્યનો પુત્ર અને દૈવી વિદ્યાવાળો કર્ણ બન્ધુ છે તથા તેવાજ સમર્થ અને સર્વ પ્રકારે વિજય કરાવનાર કૃપાચાર્ય છે તથા મહોટા સમર્થ અશ્વત્થામા છે તથા તેવોજ અમારો અનુજ વિકર્ણ છે તથા સોમદત્ત રાજાનો પુત્ર ભૂરિશ્રવા છે તથા સિન્ધુદેશનો રાજા જયદ્રથ છે. जयद्रथः એ પદના સ્થાન ઉપર કેટલાક પુસ્તકોમાં तैथवच એવો પણ પાઠ છે.

તમને અનુસરતા એવા બીજા કૃતવર્મા...

આદિ ઘણા સમર્થ શૂરવીર પુરૂષો મારો વિજય કરાવવા માટે જીવવાની આશાનો ત્યાગ કરીને આવેલા છે અને તે સર્વે ત્રિશૂલ, ગદા, ચક્ર, અને ખડ્‌ગાદિક શસ્ત્રોથી યુદ્ધ કરવામાં પ્રવીણ છે. ૯

જેમ આપણાં યોદ્ધાઓ સમર્થ છે તેમ પાંડવોના યોધ્ધાઓ પણ સમર્થ છે તથાપિ તે યોધ્ધાઓ આપણાથી ઘણા ન્યૂન છે, એવા વિચારથી દુર્યોધન પોતાના સૈન્યની ઉત્કૃષ્ટતા કહે છે.

હે આચાર્ય! અમારૂં સૈન્ય એકાદશ અક્ષોહિણી છે તથા સર્વ લોકમાં પ્રસિદ્ધ મહિમાવાળા અને અત્યન્ત સૂક્ષ્મબુદ્ધિવાળા ભીષ્મપિતામહે ચારે તરફથી રક્ષણ કરેલું છે માટે અમારૂં સૈન્ય પાંડવોના સૈન્યથી પ્રબલ છે અને પાંડવોની સેના તો સાત અક્ષોહિણીવાળી છે માટે અમારી સેનાથી ન્યૂન છે તથા અત્યન્ત ચપલબુદ્ધિવાળા અને દુર્બલ ભીમસેને ચારે તરફથી રક્ષણ કરેલી છે માટે અમારી સેનાથી અત્યન્ત દુર્બલ છે. ૧૦

એવાં દુર્યોધનનાં ધૈર્યતા વધારનારાં વચન સાંભળીને આચાર્યે આજ્ઞા કરી કે હે સમર્થ રાજા! એ વચન યથાર્થ છે હવે સાવધાન થઇ યુદ્ધ નાદ કરો. પછી એ પ્રમાણે સર્વે સેનના પ્રમુખોને રાજા આજ્ઞા આપેછે.

સૈન્યમાં સેનાપતિયોને કરવાના પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ અને અવાન્તર દિશાઓના સર્વ ભાગમાં નિયમેલા માર્ગ રાખો અને સાવધાન થઇ ઉભા રહી સર્વ યોદ્ધાઓ ભીષ્મપિતામહનુંજ ચારે તરફથી સર્વથા રક્ષણ કરો અને એજ પુરૂષપ્રયત્ન તમને વિજય દાયક છે. ૧૧

હે રાજન્! પાંડવોનું સૈન્ય દેખીને જેને ભય ઉત્પન્ન થયો છે તથા તે ભયની નિવૃત્તિ કરવા માટે દ્રોણાચાર્યને શરણે થયો અને દ્રોણાચાર્યે તો એમ વિચાર કર્યો કે આ કા... ...ધન અમારી સાથે કપટ કરેછે માટે વાણી મા-

નથી પણ દુર્યોધનનો આદર કર્યો નહિ તથા દ્રોણાચાર્યની એવી ઉપેક્ષા જાણી अयनेषु च सर्वेषु ઇત્યાદિ વચનોવડે દુર્યોધને ભીષ્મની સ્તુતિ કરી માટે દુર્યોધનના ભયની નિવૃત્તિ કરનારા તથા જય સૂચવનારા જે ભીષ્મપિતામહ તેણે પોતે સિંહનાદ કરીને ઊંચે સ્વરે શંખ વગાડ્યો. ૧૨

તે સેનાપતિ ભીષ્મપિતામહના શંખનો ધ્વનિ થયા પછી તે સેનાના યોદ્ધા આનન્દયુક્ત થયા અને પોતપોતાના શંખનો નાદ કરવા લાગ્યા તથા ભેરી, ઢોલ, નગારાં અને રણશીંગા આદિક અનેક વાજીત્ર વાગવા લાગ્યાં અને તે પણ ભીષ્મપિતામહના શંખનાદની સાથેજ સર્વ સૈન્યના વિભાગોમાં વાગવા લાગ્યાં તથા શૌર્યનો વૃદ્ધિ કરનાર શબ્દ એકદમ સામટો થયો. ૧૩

હવે પાંડવોની સેનામાં યુદ્ધનાદ થવા લાગ્યો તે કહે છે.

તે કૌરવોનો યુદ્ધનાદ થયા પછી શુક્લવર્ણવાળા અને સત્વસમ્પન્ન એવા ઘોડા જેમાં જોડેલા છે તથા શસ્ત્રાસ્ત્ર સાહિત્યથી યુક્ત તથા અગ્નિદેવે આપેલા મ્હોટા રથને વિષે બેઠેલા શ્રીકૃષ્ણ ભગવાન અને પાંડુપુત્ર અર્જુને એકજ વખતે વિજયધ્વનિ કરનારા અને દિવ્ય એવા પોતપોતાના શંખને વગાડ્યા. ૧૪

તે વિજયકારક ધ્વનિનું વર્ણન નીચે પ્રમાણે—

સમસ્ત ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર શ્રીકૃષ્ણે પાંચજન્ય નામનો શંખ વગાડ્યો તથા દેશ વિદેશના ધનને જીતનાર એવા અર્જુને વરૂણદેવનો આપેલો શંખ વગાડ્યો. તથા ભયંકર જેનાં કર્મ છે એવા ભીમસેને પૌંડ્ર નામનો મ્હોટો શંખ વગાડ્યો. ૧૫

વિનાશથી રહિત એવો વિજય જેનાથી પ્રાપ્ત થાય તેનું નામ અનન્તવિજય કહેવાય છે, એવા અનન્તવિજય નામના શંખને કુન્તીના પુત્ર યુધિષ્ઠિર રાજાએ વગાડ્યો અને તથા સહદેવે સુઘોષ અને મણિપુષ્પક એવા—

વગાડ્યા. "યુધિષ્ઠિર રાજાએ રાજસૂયયજ્ઞ કરેલો છે માટે રાજ એ શબ્દનો મુખ્ય અર્થ યુધિષ્ઠિરમાં ઘટે છે અને એટલા માટે સંજયે યુધિષ્ઠિરને રાજા એવું વિશેષણ આપેલું છે." ૧૬

હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર ! તે પ્રથમ કહેલો કાસીપતિ તથા ધનુષ ધારણ કરનાર અને મહારથી એવો પાંચાલ દેશાધિપતિ શિખંડી તથા મહાપરાક્રમી ધૃષ્ટદ્યુમ્ન તથા વિરાટ રાજા તથા શત્રુઓથી જીતાઇ ન શકે એવો સાત્યકિ તથા દ્રુપદ-રાજા તથા દ્રૌપદીના પાંચ પુત્રો તથા મ્હોટા હાથવાળો સુભદ્રાનો પુત્ર ઇત્યાદિક સર્વ રાજાઓએ પોત પોતાના શંખોને ભિન્નભિન્ન વગાડ્યા. ૧૮

તે પાંડવોના સૈન્યનો નાદ અતિભયંકર યુદ્ધને દેખાડનાર થયો અને આકાશ મંડલને તથા સર્વ દિશાઓને તથા પૃથ્વીને પ્રતિધ્વનિવડે પૂર્ણ કરી તથા ભયંકર શબ્દે દુર્યોધનાદિ કૌરવોનાં હૃદયાદિક અંગોને તથા શૌર્ય ધૈર્યાદિને વિદારણ કરી નાખ્યાં. ૧૯

એ પ્રકારે જે યોદ્ધાઓ પરાજય પામવાના છે તે યોદ્ધાઓ પ્રારંભના નાદથીજ કંપિત થયેલા છે પરન્તુ ભાવીને વશ થવાથી અને એક બીજાને ભરોંસે દૃઢ થઇનેજ રહેલા છે. હવે શૌર્ય ધૈર્યાદિ સંપન્ન અને કંપરહિત હૃદયવાળા અર્જુનની યુદ્ધને અર્થે થનારી પ્રવૃત્તિને ડોઢ શ્લોકેકરીને કહે છે.

હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર ! યુદ્ધને અર્થે બેઉ સૈન્યની પ્રવૃત્તિ થયા પછી શ્રીકૃષ્ણના સખા અર્જુન વિશેષ પ્રયત્નવાળા થયેલા દુર્યોધનાદિકોને જોઇને તથા તે વખતે શસ્ત્રોના પ્રહારની પ્રવૃત્તિવાળા થઇને દૃઢતાવડે ગાંડીવ ધનુષ્ ઊંચું કરી ઇન્દ્રિયોના નિયન્તા એવા શ્રીકૃષ્ણ પ્રત્યે આ પ્રકારનાં વચન કહ્યાં. ૨૦

હે શ્રીકૃષ્ણ ભગવાન ! આ અમારી સેનાના અને પ્રતિપક્ષી દુર્યોધનની સેનાના મધ્ય ભાગનેવિષે અમારા રથને આ-[illegible] કરો. "આ પ્રમાણે અર્જુને શ્રીભગવાનને આજ્ઞા [illegible]ી એવો અર્થ સૂચન કર્યો કે પરમેશ્વરના જે

અનન્ય ભકત છે તે ભકતને આ લોકમાં કોઇ પણ કાર્ય દુર્લભ નથિ કારણ કે સાક્ષાત્ પરમેશ્વર પણ એ ભકતોની આજ્ઞાનો અંગીકાર કરે છે માટે આ પાંડવોનો જરૂર જય થવો જોઇએ." ૨૧

શંકા—આપણા વ્યૂહમાં નિયમિત કરેલું સ્થાનક તજીને બેઉ સેનાના મધ્યે ભાગમાં ઉભું રહેલું તેનું શું પ્રયોજન છે. એ ઉપર અર્જુન કહે છે.

હે અચ્યુત! કદાચિત્ કેવળ શત્રુઓનીજ સેના હોય તો જોયા વિનાજ યુદ્ધ કરવું જોઇએ, પરન્તુ આ સેનામાં તો પોતાના બાન્ધવજ પ્રતિપક્ષી થયા છે તે માટે આ સંગ્રામના પ્રારંભમાંજ વિચાર કરવો જોઇએ કારણ કે શુભ અથવા અશુભ કાર્ય હોય તેનો આદિથી અન્ત પર્યંત હાની તથા લાભનો તત્વથી વિચાર કરે તો પછી પશ્ચાતાપ થાય નહિ, આવા ન્યાયથી જ્યાં પર્યંત જેટલા મારા મિત્ર છતાં શત્રુ થઇને યુદ્ધની ઇચ્છાવાળા થયેલા છે તે સર્વેને હું દૃષ્ટિયે કરીને જોઇશ કારણ કે વિનાશ તો સર્વનો થશેજ પરન્તુ વિવેચન પૂર્વક યુકત અયુકત સમજીને કયા કયા યોદ્ધાઓ સાથે મારે યુદ્ધ કરવું તે હું જોઊં. ૨૩

શંકા—તે સૈન્યમાં તારા મિત્ર કોણ છે કે જેને તારે જોવા છે.

પરિજન, ધન, વિદ્યા, અને બલ આદિ સાહિત્યેકરીને મદાન્ધ થયેલો જે દુર્યોધન તેના ધર્મની તથા નીતિની તો કોઇ પુષ્ટી કરતા નથિ અને વિનાશ કરનાર એવા આ યુદ્ધમાંજ પ્રિય કરવાની ઇચ્છાવાળા જે કૌરવોના સ્વજન તથા રાજાઓ આ યુદ્ધભૂમિમાં સેના આદિ સાહિત્ય લઇને આવ્યા છે તે યુદ્ધની ઇચ્છાવાળાઓને હું જોઇશ તે માટે મારો રથ એ બેઉ સેનાના મધ્ય ભાગમાંજ સ્થાપન કરો. ૨૩

હવે અર્જુનને વિષાદ થવાનું જે કારણ છે તે સંજય સાડાચાર શ્લોકે કરીને ધૃતરાષ્ટ્રને કહે છે.

હે ધૃતરાષ્ટ્ર! પ્રથમ પ્રમાણે અર્જુને પોતાના રથને [illegible] પન કરવાની ક્રિયામાં પ્રેરણા કરેલા ભગવાન શ્રી

ની એકાદશ અક્ષૌહિણી અને પાંડવોની સાત અક્ષૌહિણી સેનાના મધ્યભાગમાં ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યની સન્મુખ તથા સર્વે રાજાઓની વ્યુહરચનાની સન્મુખ ઉત્તમ રથ સ્થાપન કરીને બોલ્યા કે હે અર્જુન ! આ ભીષ્મદ્રોણાદિક સમર્થ પુરૂષોને તથા સામા રહેલા બીજા સેનાપતિયોને તથા આ કૌરવોને તું જો. ૨૫

હે રાજન્ ! શ્રીકૃષ્ણ ભગવાને યુદ્ધનો આરંભ કરાવવા માટે જ્યારે અર્જુનને સેના દેખવાની આજ્ઞા કરી ત્યારે અર્જુને બેઉ સેનામાં રહેલા યોદ્ધાઓને દેખ્યા. તેમાં શત્રુની સેનાને વિષે ભુરિશ્રવાદિ કાકાઓને દેખ્યા, તથા ભીષ્મ અને સોમદત્ત આદિક પિતામહોને દેખ્યા, તથા દ્રોણાચાર્ય કૃપાચાર્ય આદિ આચાર્યોને દેખ્યા, તથા શલ્ય શકુનિ આદિક મામાઓને દેખ્યા, તથા દુર્યોધનાદિક ભાઇઓને દેખ્યા, તથા લક્ષ્મણ આદિ પુત્રોને દેખ્યા, તથા તે લક્ષ્મણાદિકના પુત્રોને દેખ્યા, તથા અશ્વત્થામા જયદ્રથાદિ સખાઓને દેખ્યા, તથા કૃતવર્મા અને ભગદત્ત આદિ સુહ્રદોને દેખ્યા. "અહિયાં સુહ્રદ શબ્દ લખેલો છે તે ઉપરથી બીજા પણ જે માતામહાદિક છે તે સર્વેનું ગ્રહણ કરવું." ૨૬

હે રાજન્ ! તે અર્જુન સ્વજનોને મરવા તત્પર થયેલા દેખીને પશ્ચાત્તાપવાન થયો, તથા યુદ્ધ કરવાને સ્થિર થએલા તે ભિષ્મ દ્રોણાદિકોને, તથા સર્વ રાજાઓને, તથા બાન્ધવોને સારી રીતે જોઇને પરમ કૃપાવડે ખેદ પામ્યો અને શ્રીકૃષ્ણને આવી રીતે કહેવા લાગ્યો. ૨૭

હે કૃષ્ણ ! સન્મુખ રણમાં પ્રાપ્ત થયેલા અને યુદ્ધને ઇચ્છનારા આ ભીષ્મ દ્રોણાદિ સ્વજનોને જોઇને ખેદ પામવાથી મારાં સઘળાં અંગ શિથિલ થયેલાં છે તથા મારૂં મુખ પણ સુકાઇ જાય છે તથા આ સ્વજનના સ્નેહથી ઉત્પન્ન થયેલી કરૂણાવડે મારા શરીરમાં કંપ થાય છે તથા શરીરનાં રૂવાડાં

હે કેશવ! મારા હાથમાંથી ગાંડીવ ધનુષ આ શોકથી પડી જાય છે તથા મારી ત્વચા બળે છે તથા મારૂં મન ભ્રમણ કરે છે તથા હું મારૂં શરીર સ્થિર કરવાને સમર્થ નથિ અને વિપરીત નિમિત્તોને જોઊં છું. "અહિં મારા હાથમાંથી ગાંડીવ ધનુષ નીચે પડી જાયછે એ વચનથી અર્જુને પોતાના અધૈર્યરૂપ દુર્બલત દેખાડી તથા મારી ત્વચા બળેછે એ વચનથી પોતાના અન્તરનો તાપ દેખાડ્યો તથા આ વખતે હું મારા શરીરને સ્થિર કરવામાં સમર્થ નથી એ વચનથી પોતાની મૂર્છા અવસ્થા દેખાડી. नचशक्नोमि આ વચનમાં જે ચકાર છે તે હેતુઅર્થને કહેનાર છે અને તેનો એવી રીતે અર્થ છે કે મારૂ મન મૂર્છાની પૂર્વાવસ્થાને પામેલુ છે માટે હું મારા શરીરને પણ સ્થિર કરવાને સમર્થ નથી. શરીરને સ્થિર કરવાના અસામર્થ્યમાં બીજું પણ નિમિત્ત છે અર્જુને ભગવાનને કહ્યું કેશવ! થોડા વખતમાં દુઃખની પ્રાપ્તિને સુચવનારાં જે વામ નેત્ર આદિના સ્ફુરણરૂપી નિમિત્ત છે તે નિમિત્તને પણ હું જોઊં છું માટે મારા શરીરને સ્થિર કરવાને સમર્થ નથી. ૩૦

હે ભગવાન! આ યુદ્ધમાં બાન્ધવોને મારીને મારૂં શ્રેય થાય એમ હું જોઇ શકતો નથી. જે પુરૂષ જે પદાર્થની પ્રાપ્તિની પ્રાર્થના કરે તેનું નામ પુરૂપાર્થ કહેવાય છે. તે પુરૂપાર્થ રૂપ શ્રેય બે પ્રકારનું છે એક તો દૃષ્ટ શ્રેય છે અને બીજું અદૃષ્ટ શ્રેય છે. આ લોકમાં જે રાજ્યાદિ શ્રેય છે તેનું નામ દૃષ્ટ શ્રેય કહેવાય છે. એ બેઉ શ્રેયની પ્રાપ્તિ આ ભીષ્માદિ બાન્ધવોના મરણથી મને પ્રાપ્ત થાય એમ હું જોઇ શકતો નથી. ૩૧

હે ભગવન્! અમારા બાન્ધવોના નાશથી પ્રાપ્ત થનારા વિષયની હું ઇચ્છા રાખતો નથી તથા તે વિજયથી પ્રાપ્ત થનાર રાજ્યની પણ ઇચ્છા રાખતો નથી તથા તે રાજ્યની પ્રાપ્તિ થયા પછી પ્રાપ્ત થનારાં વિષય સુખોની પ્રાપ્તિની પણ ઇચ્છા રાખતો નથી. "એવી રીતે કહેવાથી અર્જુને એવો અર્થ દેખાડ્યો કે આ લોકમાં પુરૂષને જે જે ફળની ઇચ્[illegible]

તે તે ફળની પ્રાપ્તિ કરવાના ઉપાયમાં તે પ્રવર્ત્તતો નથી માટે અમારે તો તે વિજય અને રાજ્યાદિક ફલને પ્રાપ્ત કરવામાં ઇચ્છા નથિ તેથી આ યુધ્ધરૂપી ઉપાયમાં અમારી પ્રવૃત્તિ સંભવતી નથિ. ૩૨

આપ આવી રીતે કહેશો કે હે અર્જુન! ધર્મશાસ્ત્રમાં આવી રીતે કહ્યું છે કે—

वृद्धौचमातापितरौ भार्यासाध्वीसुतःशिशुः ॥

अप्यकार्यशतंकृत्वा भर्त्तव्यामनुरब्रवीत्॥

એનો અર્થ આવો છે કે આપણા વૃધ્ધ માતા, પિતા, પતિવ્રતા સ્ત્રી તથા બાલ્ય અવસ્થાવાળા પુત્ર; એ બાન્ધવોનું ન કરવા યોગ્ય કામ કરીને પણ ભરણપોષણ કરવું યોગ્ય છે. એમ મનુભગવાને કહ્યું છે. ઇત્યાદિક શાસ્ત્રવચનોથી એવું સિધ્ધ થાયછે કે વૃધ્ધ માતા પિતા આદિ બાન્ધવોનું ભરણપોષણ કરવા માટે અધર્મ થાય તો પણ દોષ લાગતો નથિ માટે તારે આ યુદ્ધમાં જરૂર પ્રવર્ત્તવું જોઇએ. એ ઉપર હું કહું છું:—

હે ભગવાન! એકલો પુરૂષ હોય તે તો આ રાજ્યાદિકની અપેક્ષા રાખતો નથિ અને જે બાન્ધવોને અર્થે અમારે આ રાજ્યની અપેક્ષા છે તથા સુખના સાધનરૂપ વિષયની અપેક્ષા છે તથા વિષયથી ઉત્પન્ન થયેલાં સુખની અપેક્ષા છે, તે આ અમારા બાન્ધવો પોતાના પ્રાણની આશા છોડીને તથા ધનની આશા છોડીને મરણને માટે આ યુદ્ધભૂમિમાં આવીને ઉભા રહ્યા છે માટે પોતાના સ્વાર્થ અર્થે અને સમ્બન્ધિયોના સ્વાર્થ અર્થે આ યુદ્ધરૂપી કાર્યમાં અમારી પ્રવૃત્તિ સંભવે નહિ. ૩૩

હે ભગવન્! આ યુધ્ધભૂમિમાં કોઇક તો અમારા આચાર્ય છે તથા કોઇક પુત્રો છે તથા કોઇક પિતામહ છે તથા કોઇક મામા છે તથા કોઇક શ્વશુર છે તથા કોઇક પૌત્ર છે તથા કોઇક શ્યાલાઓ છે તથા કોઇક સમ્બન્ધિયો છે. તે સર્વ સમ્બન્ધિયો તો હમણાં મરવાને તૈયાર થયેલા છે માટે હવે આ મારે કેવી રીતે પ્રવૃત્તિ કરવી. ૩૪

હે મધુસૂદન! મારૂં મન તો એવું છે કે ભીષ્મદ્રોણાદિક મારા પરમ પૂજ્ય છે માટે તેઓ મને મારશે તોપણ હું તો એમને મારીશ નહિં. તેમાં ત્રણ લોકના રાજ્યની પ્રાપ્તિને માટે પણ સ્વજનોને હણવા ઇચ્છતો નથિ તો પછી પથ્વીનું રાજ્ય મેળવવા માટે એઓને ન મારૂં એમાં શું કહેવું. ૩૫

શંકા—હે અર્જુન! આચાર્યાદિકોને મારવામાં જો તું દોષ માને છે તો તે આચાર્યાદિકોનો ત્યાગ કરીને દુર્યોધનાદિકોનું હનન કર, કારણ કે આ દુર્યોધનાદિકોએ તમને લાક્ષાગૃહમાં બાળીને પછી પણ ઘણા પ્રકારનાં દારૂણ દુઃખ આપ્યાં છે માટે તારે દુર્યોધનાદિકને મારવામાં પ્રીતિ કરવી સંભવે છે. એવી ભગવાનની શંકાઉપર અર્જુન કહે છે.

હે જનાર્દન! અમારા ભ્રાતા જે દુર્યોધનાદિક છે તેઓને મારીને અમારે શું સુખ થવાનું છે? અર્થાત્ તેઓને મારવાથી અમને કાંઇ પણ સુખ થવાનું નથિ. કારણ કે મૂઢ મનુષ્યોને પ્રીતિ કરનાર જે ક્ષણમાત્ર સુખાભાસ છે તે સુખાભાસનો લોભ કરીને ઘણા કાળ સુધી નરક પ્રાપ્તિના કારણરૂપ જે બાન્ધવોની હિંસા તે અમારે કરવી યોગ્ય નથી. ૩૬

હે માધવ! તે માટે અમે અમારા દુર્યોધનાદિક બાન્ધવોને હણવાને યોગ્ય નથિ કારણ કે અમે સ્વજનને હણી કેમ સુખિયા થઇએ? અર્થાત્ થઇએ નહિ. આપ એમ કહેશો કે, બાન્ધવોને હણીને સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ સુખની પ્રાપ્તિ ભલે ન થાય પણ આ લોકના દૃષ્ટ સુખની તો પ્રાપ્તિ થશે તો ત્યાં હું કહું છું કે હે ભગવન્! પોતાના સમ્બન્ધિયોના સુખને માટેજ શ્રેષ્ઠ પુરૂષોની પ્રવૃત્તિ હોય તો પછી અમારા સમ્બન્ધિયોનેજ હણી અમે કેવી રીતે સુખિયા થશું. ૩૭

હે ભગવન્! લોભથી આ ભીષ્માદિકનાં ચિત્ત વ્યાપ્ત થઇ ગયેલાં છે માટે તેઓ કુલનો નાશ થવાથી પ્રાપ્ત થનારા દોષને તથા મિત્રદ્રોહ કરવાથી પ્રાપ્ત થનારાં પાતકને વિચાર કરી જોતા નથિ પરંતુ અમે એ દોષને તથા પાતકને ગ...

જાણીયે છિયે માટે એ ભીષ્માદિકની તો યુધ્ધમાં પ્રવૃત્તિ સંભવે છે તો પણ અમારી પ્રવૃત્તિ એ યુધ્ધમાં સંભવતી નથિ. ૩૮

આપ એમ કહેશો કે, ક્ષત્રિયને યુધ્ધ કરવા માટે કોઇએ બોલાવ્યો હોય તો અવશ્ય યુધ્ધ કરવા જવું જોઇએ એમ ધર્મશાસ્ત્રમાં आहुतोननिवर्त्तेत ઇત્યાદિક વચનોમાં કહે છે, તો પછી આ ભીષ્માદિક તને યુદ્ધ કરવા સારૂ બોલાવે છે માટે જરૂર આ યુદ્ધમાં તારે પ્રવર્ત્તવું જોઇએ. તો ત્યાં હું કહું છું:—

હે જનાર્દન! અમારા કુલનો નાશ થવાથી ઉત્પન્ન થનારા દોષને સારી પેઠે જાણનાર એવા અમોને પાપની પ્રાપ્તિ કરાવનાર એવું જે આ યુદ્ધ તે થકી નિવૃત્ત થવાને શામાટે વિચાર કરવો ન જોઇએ? અર્થાત્ અવશ્ય વિચાર કરવો જોઇએ. ૩૯

અમારા વંશ પરંપરાથી પ્રાપ્ત થયેલા તથા કુલપરંપરાથી પ્રાપ્ત થયેલા તથા જાતિથી પ્રાપ્ત થયેલા માટે કરવા યોગ્ય એવા અગ્નિહોત્રાદિક ધર્મની પ્રવૃત્તિ કરનારા વૃદ્ધ પુરૂષો જયારે નાશ થાય ત્યારે અગ્નિહોત્રાદિક સઘળા કુળના ધર્મ નાશપામે છે અને ત્યાર પછી શિક્ષા કરનારા વૃદ્ધ પુરૂષોના અભાવથી બાકી રહેલાં સ્ત્રીબાલકાદિરૂપ કુલને અનાચારરૂપ અધર્મ પોતાને સ્વાધીન કરી લે છે. ૪૦

હે કૃષ્ણ! હે વાર્ષ્ણેય! અધર્મની વૃદ્ધિ થવાથી સ્ત્રિયો મનમાં એમ વિચાર કરે છે કે અમારા પતિયોએ ધર્મનું ઉલ્લંઘન કરી કુલનો નાશ કર્યો છે તોપછી અમારે પતિવ્રતાધર્મનું ઉલ્લંઘન કરી વ્યભિચાર શા માટે ન કરવો જોઇએ. આવો કુતર્ક કરી તે સ્ત્રિઓ વ્યભિચારમાં પ્રવર્ત્તે છે અને તે વ્યભિચારિણી સ્ત્રિયોમાં ઊંચ જાતિના પુરૂષોના સમ્બન્ધથી અથવા નીચ જાતિના પુરૂષોના સમ્બન્ધથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે. ૪૧

હે ભગવન્! કુલનો સંકર કુલને નાશ કરનારા પુરૂષોને નરક આપે છેજ અને કુલના નાશ કરનારા પુરૂષોના પિતરો પણ પિંડજલની ક્રિયાથી રહિત થઇ નરકમાં પડે છે. કારણ કે પિ-

તરો માટે પિંડ ક્રિયા કરવાવાળા તથા જલક્રિયા કરવાવાળા પુત્રો પછવાડે રહે નહિં માટે પિંડજલ ક્રિયા જેની નિવૃત્ત થઇ ગઇ છે એવા જે કુલ નાશ કરનારા પુરૂષો અને તેના પિતરો તે નરક પામવા માટે સ્વર્ગથી નીચે પડેછે. ૪૨

હે ભગવન્! જે પુરૂષ આ કાર્ય આપણે કરવા યોગ્ય છે કે આ કાર્ય આપણે કરવા યોગ્ય નથિ, એવો વિચાર ત્યાગ કરી કામ ક્રોધાદિકને વશ થઇ કુલધર્મને પ્રવર્તાવનારા પુરૂષોનો નાશ કરે છે તે પુરૂષોનું નામ કુલઘ્ન કહેવાય છે તે કુલઘ્ન પુરૂષોના વર્ણસંકર કરનારા આ દોષોવડે પરંપરાથી પ્રાપ્ત થયેલા ક્ષત્રિયોના ધર્મ તથા કુલના ધર્મ નાશ પામે છે. ૪૩

હે જનાર્દન! લોભને વશ થઇ જે પુરૂષો કુલ અને જાતિ આદિના ધર્મનો નાશ કરે છે તે પુરૂષોનો ઘણા કાળસુધી રૈરવાદિક નરકોમાં નિવાસ થાય છે એ વાર્ત્તા કેવળ અમે અમારી બુદ્ધિની કલ્પનાથીજ કહેતા નથિ પણ પૂર્વ આચાર્યોના મુખથી તથા મહર્ષિયોના મુખથી સાંભળેલી છે. ત્યાં પ્રમાણ. प्रायश्चित्तमकुर्वाणाः पापेष्वभिरतानराः ॥ अपश्चात्तापिनःपापात्निरयान्यान्तिदारुणान् ॥ १ ॥ આ શ્લોકનો અર્થ એ પ્રમાણે છે કે જે પુરૂષો પાપ કરવામાં પ્રીતિવાળા છે તથા પાપની નિવૃત્તિ કરવા સારૂ પ્રાયશ્ચિત પણ કરતા નથી તથા પશ્ચાત્તાપને પણ પામતા નથી તે પુરૂષ તે પાપને વશ થઇને દારૂણ નરકને પામે છે. આવી રીતનાં અનેક વચન છે. नरकेनियतं આ પદમાં કકારને વિષે રહેલા એ કારની પછી અકારનો લોપ માની અનિયત એવો પદચ્છેદ કર્યો છે તેનો અર્થ કહ્યો, પણ જો ત્યાં અકારનો લોપ નમાનિયે તો नियतं એ પ્રકારના પદનો અર્થ “અવશ્ય કરીને” એવો થાય છે.

હે ભગવન્! અમને મહોટું આશ્ચર્ય લાગે છે અને મહોટો ખેદ થાય છે કારણ કે અમે વિચારવાળા થઇને આ મહોટું પાપ કરવા સારૂ નિશ્ચયવાળા થયા છિયે. કારણ કે રાજ્યની પ્રાપ્તિ માટે ક્ષણભંગુર વિષયસુખમાં લોભ રાખીને અ-

ક્ષણ શસ્ત્રોવડે અમારા ભાઇઓ અને પુત્રાદિબાન્ધવોને હણવા સારૂ ઉદ્યમવાળા થયા છિયે. ૪૫

હે ભગવન્ ! શસ્ત્રથી રહિત અને સામો ઘા ન કરનાર એવા મને શસ્ત્ર હાથમાં ધારણ કરનારા દુર્યોધનાદિક આ યુદ્ધભૂમિમાં જો હણશે તો મારૂં અત્યન્ત હિત થશે અને अहिंसापरमोधर्मः ઇત્યાદિક વચનવડે એમ જણાય છે કે સર્વ પ્રાણિયોને અહિંસારૂપ ધર્મ અમારા પ્રાણથી પણ શ્રેષ્ઠ છે કારણ કે આ પ્રાણ ધારણ કરવાથી અનેક પ્રકારનાં પાપ ઉત્પન્ન થાય છે અને તે અહિંસા ધર્મથી કાંઇ પાપ ઉત્પન્ન થતું નથી પણ ઉલટું મહાપુણ્ય ઉત્પન્ન થાય છે માટે આ જીવવાની અપેક્ષાથી અમારૂં મરણ થાય એ શ્રેષ્ઠ છે. ૪૬

પોતાના બાન્ધવોના વિનાશરૂપ નિમિત્તથી ઉત્પન્ન થયેલા શોકવડે પીડા યુક્ત મનવાળો અર્જુન સંગ્રામમાં શ્રીકૃષ્ણ ભગવાનને પ્રથમ પ્રમાણે વચન કહીને તથા બાણસહિત ધનુષ્નો પરિત્યાગ કરીને રથ ઉપર બેઠો. ૪૭

**प्रथमोऽध्यायःसमाप्तः**

# अध्याय बीजो.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તેવી રીતે કૃપાવડે વ્યાપ્ત થયેલા તથા ખેદ કરતા તથા આંસુવડે પૂર્ણ અને આકુલ નેત્રવાળા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ ભગવાને હવે કહેવાશે એવું વાક્ય કહ્યું અહિંયા સંજયે શ્રીકૃષ્ણ ભગવાનને મધુસૂદન એવું વિશેષણ આપેલું છે તેનો અર્થ એવો છે કે મધુનામના દૈત્યનો સંહાર કરનાર. એવી રીતે દુષ્ટોનો સંહાર કરનાર શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનને પણ તમારા દુર્યોધનાદિ દુષ્ટ પુત્રોને હણવાનો ઉપદેશ કરશે અથવા પોતાના મધુસૂદન નામને સાર્થ કરવા માટે તે શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનને નિમિત્તમાત્ર કરીને પોતેજ તમારા દુષ્ટ પુત્રોને હણશે તેથી તમારે પોતાના જયની આશા કોઈ વખતે પણ કરવી નહિં એવો આશય છે. ૧

શ્રીભગવાન્ કહે છે—હે અર્જુન! આ ભયયુક્ત સ્થાનકમાં તને મોહ દુઃખ કેમ પ્રાપ્ત થયું, કારણ કે તે મોહ દુઃખ અનાર્ય પુરૂષોએ સેવેલું છે, સ્વર્ગ આપવામાં વિરોધિ છે અને અકીર્તિ કરનારૂં છે. યુદ્ધરૂપી સ્વધર્મથી નિવૃત્તિ થવારૂપી આ કશ્મલ તને મોક્ષની ઇચ્છાથી પ્રાપ્ત થયેલું છે? અથવા સ્વર્ગની ઇચ્છાથી પ્રાપ્ત થયું છે? અથવા કીર્તિની ઇચ્છાથી પ્રાપ્ત થયેલું છે? જો આ સઘળી ઇચ્છાથી પ્રાપ્ત થયેલું હોય તો તે વ્યર્થ છે કારણ કે મોક્ષની ઇચ્છાવાળા પુરૂષને તે કશ્મલની પ્રાપ્તિ સંભવતી નથિ, સ્વર્ગની ઇચ્છાવાળા પુરૂષને પણ તે કશ્મલ સેવવું યોગ્ય નથિ અને આ લોકમાં પણ કીર્તિની ઇચ્છાવાળા પુરૂષને તે સેવવું યોગ્ય નથિ. ૨

હે પૃથાના પુત્ર! અધૈર્યરૂપી કલીબપણાને તારે પ્રાપ્ત ન થવું જોઇએ અને આ સ્વધર્મરૂપ યુદ્ધ કરવા માટે ક્ષુદ્ર અધૈર્યનો વિચારના બલથી તત્કાલ ત્યાગ કરી સાવધાન થા. આ ઠેકાણે परन्तप એવા સંબોધનથી ભગવાને અર્જુનને એવી રીતે જણાવ્યું કે परंशत्रुंतापयतीतिपरन्तपः પોતાના શત્રુને

ન્તાપની પ્રાપ્તિ કરે તેનું નામ પરન્તપ કહેવાય છે. એવો પરન્તપ થઇને પણ અત્યન્ત ક્ષુદ્ર એવા ઐશ્વર્યરૂપ શત્રુનો નાશ ન કરવો એ બહુ આશ્ચર્ય છે.

હે મધુનામના અસુરનો નાશ કરનાર ! હે શત્રુઓને નાશ કરનાર ! અમારા કુલમાં વૃદ્ધ તથા ગુણોથી વૃદ્ધ એવા ભીષ્મપિતામહ તથા ધનુર્વિદ્યાના ગુરૂ દ્રોણાચાર્ય અમારા પિતાની પેઠે પુષ્પ ચન્દન અને અક્ષતાદિકથી પૂજા કરવા યોગ્ય છે, એ ભીષ્મદ્રોણાદિક વૃદ્ધો સાથે રમતમાં આનન્દની પ્રાપ્તિ માટે યુદ્ધ કરવું પણ અમને યોગ્ય નથિ તો પછી આ રણભૂમિમાં તીક્ષ્ણ શસ્ત્રોવડે એ ભીષ્મદ્રોણાદિકને હણવું અમને કોઇ પણ પ્રકારથી કેમ યોગ્ય જણાય ! ૪

હે ભગવન્ ! ભીષ્મદ્રોણાદિક ગુરૂઓને ન કહિયે તો અમારૂં પરલોક તો આવશ્ય સિદ્ધ થાયજ અને આ લોકમાં ભીષ્મદ્રોણાદિક ગુરૂઓને ન હણીને રાજ્યથી રહિત થઇ રાજાઓને શાસ્ત્રથી નિષિદ્ધ એવા ભિક્ષાઅન્નનું હું ભોજન કરૂં એ અત્યન્ત શ્રેષ્ઠ છે, પરન્તુ ભીષ્મદ્રોણાદિક ગુરૂઓને મારીને મને આ રાજ્ય પણ શ્રેષ્ઠ લાગતું નથિ. ૫

હે ભગવન્ ! ભિક્ષાન્નનું ભોજન અને યુદ્ધ એ બેઉમાં અમને કયો ધર્મ શ્રેષ્ઠ છે ? હિંસારહિત ભિક્ષાઅન્ન ખાવું એજ શ્રેષ્ઠ છે કે સ્વધર્મ હોવાથી યુદ્ધજ શ્રેષ્ઠ છે ? એ વાત હું બરોબર જાણી શકતો નથિ. જો કદાચિત્ અમે યુદ્ધ કરિયે તો પણ અમે આ ભીષ્મદ્રોણાદિકને જીતિયે કે એ ભીષ્મદ્રોણાદિક અમને જીતે, એ વાતનો નિશ્ચય થઇ શકતો નથિ. કદાપિ ભીષ્માદિક અમને જીતશે તો પરિણામે અમારે જરૂર ભિક્ષા માગવી પડશે અથવા અમારૂં મરણ થશે, એ બેઉ વાતમાં એક તો અવશ્ય થશેજ માટે આ યુદ્ધથી પ્રથમજ ભિક્ષા માગી ભોજન કરવું એ શ્રેષ્ઠ છે અને જેઓને હણી અમે જીવવાની આશા કરતા નથિ તે આ ભીષ્માદિક અમારી સન્મુખજ આ-
ભા રહેલા છે. ૬

કાર્પણ્યરૂપી દોષવડે યુદ્ધના સ્વભાવરૂપી ઉદ્યમ જેનો તિરસ્કાર થયેલો છે એવો તથા ધર્મનો નિશ્ચય કરાવનારાં પ્રમાણો નહિ જોવાથી આ ભીષ્માદિકને મારવું એ મારો ધર્મ છે કે ભીષ્માદિકનું પાલણ કરવું એ ધર્મ છે કે પૃથ્વીનું પરિપાલણ કરવું એ ધર્મ છે અથવા વનમાં નિવાસ કરવો એ ધર્મ છે? ઇત્યાદિક સંશયોથી મારૂં ચિત્ત મોહ પામેલું છે માટે હું આપને પુછુછું કે નિશ્ચિય શ્રેય હોય તે મને કહો અને હું તમારો શિષ્ય છું તથા તમારે શરણે આવેલો છું માટે મને એ ધર્મવિષય સમજાવો. ૭

હે ભગવન! જે શ્રેય પામવાથી મારો શોક મટી જાય તે શ્રેયને હું જાણી શકતો નથિ માટે મારી પ્રત્યે આપ તે શ્રેયનો ઉપદેશ કરો અને તે શોક સર્વ વખતે મારી ઇન્દ્રિયોને સન્તાપ કરનારો છે માટે એ શોક એમને એમજ જો રહે તો મને મ્હોટી હાનિ થાય માટે જરૂર તેની નિવૃત્તિ કરવી જોઇએ અને પૃથ્વીમાં શત્રુઓથી રહિત તથા સમૃદ્ધિવાળા રાજ્યને પામીને તથા દેવતાઓના અધિપતિપણાને પામીને પણ હું તે શ્રેયને દેખતો નથી. ૮

નિદ્રારૂપ આલસ્યથી રહિત તથા શત્રુઓને સન્તાપ કરનારા અર્જુને ઇન્દ્રિયોના પ્રવર્ત્તક એવા શ્રીકૃષ્ણભગવાન્પ્રત્યે પૂર્વ પ્રમાણે વચન કહીને, અન્તવિષે આવી રીતે ભગવાનને કહ્યું કે આ ભીષ્મદ્રોણાદિકની સાથે હું કોઇ વખત પણ યુદ્ધ કરીશ નહિ. એમ કહીને પછી મૌન થયો. ૯

હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા ધૃતરાષ્ટ્ર! પ્રથમ યુદ્ધનો ઉદ્યમ કરી તથા બેઉ સેનાના મધ્ય ભાગમાં આવી અને તે પ્રથમ યુદ્ધના ઉદ્યમને વિરોધી એવા મોહરૂપી ખેદને પામનાર તે અર્જુનપ્રત્યે, જાણે હસતા હોય એમ શ્રીકૃષ્ણભગવાને આ કહેવાશે તે વચન કહ્યું. ૧૦

હે અર્જુન! આત્મદૃષ્ટિ કરીને તથા શરીરદૃષ્ટિ કરીને શોક કરવાને અયોગ્ય એવા ભીષ્મદ્રોણાદિકનો તું પંડિત થ…

શોક કરે છે તે શોક કરવો તારે યોગ્ય નથિ અને બુદ્ધિમન્ત પુરૂષોથી જ કહેવાય એવાં વચન કહે છે પણ પંડિતપુરૂષો તો પ્રાણરહિત બાન્ધવોનો અને પ્રાણસહિત બાન્ધવોનો શોક કરતા નથી. ૧૧

હે અર્જુન! જેમ સર્વ જગતનું કારણ એવો હું શ્રીકૃષ્ણ ભગવાન્ આ થકી પૂર્વે કોઇ વખતે પણ નહિ હતો એમ કહેવાઇ શકાય નહિ પરન્તુ આ થકી પૂર્વે પણ હું હતો, તેવી રીતે તું અર્જુન તથા આ ભીષ્મદ્રોણાદિક સર્વે રાજાઓ આ થકી પૂર્વે કોઇ વખતે પણ નહિ હતા એમ કહેવાઇ શકાય નહિ કારણકે તું તથા આ ભીષ્મદ્રોણાદિક સર્વે આથકી પૂર્વે હતા અને હું કૃષ્ણ તથા તું અર્જુન તથા ભીષ્મદ્રોણાદિક સર્વે હવેથી કોઇ વખતે ન હશેજ એમ કહેવાઇ શકાય નહિ પરન્તુ હવેથી આગળ પણ સર્વે હતું. ૧૨

હે અર્જુન! જેમ દેહી એવા આત્માને આ દેહનેવિષે કૌમાર અવસ્થા યૌવન અવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તેમ બીજા દેહની પણ પ્રાપ્તિ થાય છે તેમાં ધીર પુરૂષ મોહ પામતો નથી. દેહનો ભેદ થવાથી આત્માનો ભેદ થતો નથિ તેમ જન્માદિ વિકારોથીરહિત આત્માને આ શરીરથી અત્યન્ત વિલક્ષણ શરીરની પ્રાપ્તિ સ્વપ્નમાં તથા યોગપ્રભાવથી ઉત્પન્ન થયેલા ઐશ્વર્યમાં પણ થાય છે, ત્યાં તે તે દેહોના ભેદની પ્રતીતિ થાય છે તો પણ હું છું એ પ્રકારના જ્ઞાનના બલથી આત્માની એકતા સિદ્ધ થાય છે. ૧૩

હે કૌન્તેય! હે ભારત! નેત્રાદિ ઇન્દ્રિયોને રૂપાદિક વિષયો સાથે જે યથાયોગ્ય સમ્બન્ધ છે તેનું નામ માત્રાસ્પર્શ કહેવાય છે અને તે અનિયત સ્વભાવવાળા છે તથા શીતોષ્ણની પ્રાપ્તિદ્વારા સુખદુઃખ આપનારા છે તેઓનું તું સહનકર.૧૪

હે પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન! સુખદુઃખ જેને સમાન છે એવો જે ધીર પુરૂષ તેને એ માત્રાસ્પર્શ પીડા કરતા નથિ મા... ધીર પુરૂષ મોક્ષની પ્રાપ્તિને યોગ્ય થાય છે. આઠપુરમાં

જે નિવાસ કરે છે તેનું નામ પુરૂપ કહેવાય છે. कर्मेन्द्रियाणि खलु पञ्च तथापराणि ज्ञानेन्द्रियाणि मनआदि चतुष्टयं च ॥ प्राणादिपञ्चकमथो वियदादिकं चकामश्च कर्म च तमः पुनरष्टमी पूः॥ વાક્‌ને આદિ લઇ પાંચ કર્મેન્દ્રિયો ૧ તથા શ્રોતાદિક પાંચ જ્ઞાનેન્દ્રિયો ૨ તથા મન આદિક ચાર અન્તઃકરણ ૩ તથા પંચ પ્રાણ ૪ તથા આકાશાદિ પંચભૂત ૫ તથા કામ ૬ તથા કર્મ ૭ તથા તમ ૮ આઠનું નામ પુર કહેવાય છે. ૧૫

હે અર્જુન! જે સત્ય વસ્તુ છે તે સર્વકાળમાં સત્યજ છે પણ કોઇ વખતે અસત્ય થઇ શકતી નથિ અને જે અસત્ય વસ્તુ છે તે સર્વકાળમાં અસત્યજ છે પણ તે કોઇ વખતે સત્ય થઇ શકતી નથિ. તે મર્યાદારૂપ અન્ત વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણનારા બ્રહ્મવેત્તા પુરૂષોએજ વિચારપૂર્વક શ્રુતિ સ્મૃતી અને યુક્તિયોવડે નિશ્ચય કરેલો છે અને બીજા વાદિપુરૂષોએ તે મર્યાદારૂપ અન્તનો નિશ્ચય કરેલો નથિ. ૧૬

હે અર્જુન! જેથકી આ સઘળું વ્યાપ્ત થયું છે તે વિનાશથી રહિતજ છે એમ તું જાણ અને આ અપરિછિન્નસત્સ્વરૂપનો પરિછિન્નરૂપ વિનાશ કોઇ પણ કરવાને સમર્થ નથિ. સર્વત્ર વ્યાપક તથા એક અને અદ્વિતીય તથા સ્વપ્રકાશ સ્ફુરણરૂપ જે સત્યવસ્તુ છે તે સ્ફુરણરૂપ સત્ય વસ્તુ દેશકાલાદિ પરિચ્છેદથી રહિત છે માટે તે સત્ય વસ્તુનો અભાવ કોઇ વખતે પણ થઇ શકતો નથિ ૧૭

હે ભારત! નિત્ય તથા શરીરરૂપ ઉપાધિવાળો તથા નાશથી રહિત અને પ્રમેય ભાવથી રહિત એવો જે સ્ફુરણરૂપ આત્મા છે તે આત્માનાજ આ નાશવાળા સર્વ દેહ કહેલા છે તે કારણ માટે તું યુદ્ધ કર. ત્રણ લોકમાં વર્તમાન એવા સર્વ પ્રાણિયોના જે સ્થાવર જંગમરૂપ દેહછે તે સર્વ એક અને સ્વયંજ્યોતિ એવા આત્માના છે એમ શ્રુતિયે કહ્યું છે તે

રીતે.एकोदेवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा॥कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेताः केवलोनिर्गुणश्च ॥ એક અદ્વિતીય આત્મા દેવ સર્વ શરીરોમાં ગૂઢ થઇને રહ્યો છે તથા સર્વ વ્યાપી છે તથા સર્વ ભૂતોનો અન્તરાત્મા છે તથા પુણ્યપાપરૂપ કર્મોનું ફલ આપનારો છે તથા સર્વ ભૂતોનો અધિષ્ઠાન છે તથા બુદ્ધિઆદિક સર્વ સંઘાતનો સાક્ષી છે તથા ચૈતન્યરૂપ છે તથા અદ્વિતીય રૂપ છે તથા નિર્ગુણ તથા નિષ્ક્રિય છે. આ શ્રુતિ સ્થાવર જંગમરૂપ શરીરોના સંબન્ધ વાળા એક નિત્ય વિભુ આત્માને કથન કરે છે. ૧૮

હે અર્જુન! પ્રથમ મેં કહ્યું છે જે અવિનાશી અને અપ્રમેયરૂપ જે દેહી આત્મા છે તે આત્માને જે પુરૂષ હું આ વસ્તુને હણનારો છું એમ હનનરૂપ ક્રિયાનો કર્તા જાણે છે તથા જે પુરૂષ આ આત્માને દેહનું હનન થવાથી હું હણાઇ ગયો એમ હનનક્રિયાના કર્મરૂપે જાણે છે તે બેઉ પુરૂષ દેહાભિમાની હોવાથી કર્ત્તા અને કર્મ ભાવથી રહિત અવિકારી આત્માને શાસ્ત્રપ્રમાણથી દેહાદિકોને ભિન્ન કરી જાણતા નથિ કારણ કે આ આત્મા કોઇ પ્રાણિને હણતો નથિ તથા પોતે પણ કોઇથી હણાતો નથી. એવી રીતે કર્તા અને કર્મ ભાવથી રહિત આત્માને જે મઢ પુરૂષ તે હણવારૂપ ક્રિયાના કર્ત્તારૂપ તથા કર્મરૂપ માને છે તે આત્માના વાસ્તવ રૂપને જાણતા નથિ. ૧૯

હે અર્જુન! આત્મા જન્મતો નથિ તથા મરતો નથિ તથા આત્મા કોઇ વખતે પણ પ્રથમ ન હોઇને પછી ઉત્પત્તિવાળો થયો નથિ કારણ કે આત્મા અજ છે. તથા નિત્ય છે તથા શાશ્વત છે તથા પુરાણ છે. એવો આત્મા શરીર હણાય તો પણ હણાતો નથિ. ૨૦

હે અર્જુન! વિનાશ થવાનો જેને સ્વભાવ નથિ તેનું નામ અવિનાશી કહેવાય છે. અવયવોના અપચયરૂપ તથા ગુણના અપચયરૂપ વ્યય જેનેવિષે વિદ્યમાન નથિ તેનું નામ

અવ્યય કહેવાય છે. આ લોકમાં પટાદિક પદાર્થોના તન્તુ આદિક અવયવો તથા રૂપાદિક ગુણોનો વિનાશ દેખવામાં આવે છે પણ આ આત્મા તો અવયવોથી રહિત હોવાથી અપચય રહિત છે તથા નિર્ગુણ હોવાથી ગુણોના અપચયથી રહિત છે માટે આત્માનો કોઇ વખતે પણ નાશ થવો સંભવેનહિ. ૨૧

હે અર્જુન! જેમ વિક્રિયાથી રહિત થયેલો પુરૂષ પૂર્વનાં જુનાં વસ્ત્રનો ત્યાગ કરીને બીજાં નવીન વસ્ત્રોનું ગ્રહણ કરે છે, તેમ ઉત્તમ ધર્મોને કરનારા આ ભીષ્માદિક દેહી પણ અવસ્થાવડે તથા તપવડે કૃષ થઇને આ ભીષ્માદિક નામવાળાં શરીરનો ત્યાગ કરી પૂર્વે સંપાદન કરેલા પુણ્ય કર્મનાં ફલ ભોગવવામાટે સર્વથી ઉત્કૃષ્ટ દેવતાદિક શરીરોને પામેછે. ૨૨

હે અર્જુન! જેમ ખડ્ગાદિ તીક્ષ્ણ શસ્ત્રો આ સ્થૂલ શરીરનું છેદન કરી શકે છે તેમ આત્માને તે તીક્ષ્ણ શસ્ત્ર પણ છેદી શકતાં નથિ તથા અત્યન્ત પ્રજ્વલિત અગ્નિ જેમ આ શરીરને ભસ્મ કરે છે તેમ તે પ્રજ્વલિત અગ્નિ પણ આત્માને ભસ્મ કરી શકતો નથિ તથા અત્યન્ત વેગવાળું જલ પણ આત્માને પલાળી શકતું નથિ તેમ શિથલ કરી શકતું નથિ તથા જેમ અત્યન્ત પ્રબલ વાયુ આ પ્રબલ શરીરાદિકને રસરહિતરૂપ શોષણ કરી નાખે છે તેમ તે અત્યન્ત પ્રબળ વાયુ પણ આત્માને શોષણ કરી શકતો નથિ. ૨૩

હે અર્જુન! આત્મા છેદી શકાય એવો નથિ માટે એને ખડ્ગાદિક શસ્ત્ર છેદી શકતા નથિ તથા આત્મા બાળી શકાય એવો નથિ માટે તેને અગ્નિ બાળી શકતો નથિ તથા આ આત્મા પલાળીશકાય એવો નથિ માટે એને જળ પલાળી શકતુ નથી તથા આત્મા શોષણ કરવાને અશકય છે માટે એને વાયુ શોષણ કરી શકતો નથિ. આ અછેદ્યાદિક ચાર હેતુની એવી રીતે યથાક્રમે પૂર્વ લોકમાં કરેલી પ્રતિજ્ઞાને વિષે યોજના કરવી.

હે અર્જુન! આ આત્મા અપ્રત્યક્ષ છે માટે વેદમાં તેને અવ્યક્ત કહેલો છે તથા આ આત્મા અનુમાનથી ઉત્-

ચેલા જ્ઞાનનો વિષય નથિ માટે તેને અચિન્ત્ય કહેલો છે તથા આ આત્મા સર્વ વિક્રિયાથી રહિત છે માટે તેને અવિકાર્ય કહેલો છે તેથી એને એવી રીતે જાણીને તું શોક કરવાને યોગ્ય નથિ. ૨૫

હે અર્જુન! આ આત્મા અત્યન્ત દુર્બોધ છે માટે વારંવાર તેનું શ્રવણ થયા પછી પણ તેના નિશ્ચય કરવાની અસામર્થ્યતાથી પ્રથમ કહેલા મારા પક્ષનો અંગીકાર કરીને જો તું કોઇ બીજા પક્ષનો અંગીકાર કરીશ તો તે બીજા પક્ષમાં પણ આ આત્મા અનિત્ય છે, એમ એ પક્ષનો આશ્રય કરી જો તું આ આત્માને નિત્ય જન્મેલો તથા નિત્ય મરેલો માનતો હો તો પણ હે મહાબાહો! તારે શોક કરવો યોગ્ય નથિ કારણ કે જેમ ભીષ્મદ્રોણાદિક નિત્ય જન્મ મરણવાળા છે તેમ તું પણ જન્મ મરણવાળો છે. ૨૬

પૂર્વ જન્મમાં કરેલાં પાપ પુણ્યને આધીન થવાથી જેને શરીર અને ઇન્દ્રિયાદિકના સમ્બન્ધરૂપ અર્થ પ્રાપ્ત થયેલો છે એવો જે સ્થિરસ્વભાવવાળો આ આત્મા તેને તે પ્રારબ્ધ કર્મના નાશ થયા પછી તે દેહ ઇન્દ્રિયાદિકના સમ્બન્ધની નિવૃત્તિરૂપ મરણ અવશ્ય થાય છે કારણ કે આ લોકને વિષે જે જે પદાર્થોને કર્મને આધીન થઇ સંયોગ થાય છે તે તે પદાર્થોનો અન્તમાં અવશ્ય વિયોગ થાય છે અને જે આત્માનું એવી રીતે મરણ થાય છે તે આત્માના પૂર્વ શરીરમાં કરેલાં પુણ્ય પાપ કર્મનાં ફલ ભોગવવા માટે અવશ્ય જન્મ થાય છે. ૨૭

હે ભારત! પૃથ્વી આદિક પંચભૂતોના સમુદાયરૂપ આ ભીષ્મદ્રોણાદિક નામવાળાં સ્થૂલ શરીર તેમની ઉત્પત્તિથી પૂર્વે હોતાં નથિ અને જન્મ થયા પછી તથા મરણ થયા અગાઉ મધ્યકાળમાં પ્રતીત થાય છે. મરણ થયા પછી પણ આ શરીર પ્રતીત થતાં નથિ માટે તે શરીર આદિકાળમાં તથા અન્તકાળમાં તો અવ્યક્ત છે તથા મધ્યકાળમાં પ્રતીત

¬ પ્રતીત થવું તેનું નામ અવ્યક્ત કહેવાય અને પ્રતીત થ-

વાનું નામ વ્યક્ત કહેવાય છે. જેમ સ્વપ્ન તથા ઇન્દ્રજાલ આદિકના પદાર્થ આપણી પ્રતીતિના સમાન કાળમાં સ્થિત હોય છે પણ આપણી પ્રતીતિથકી પૂર્વકાળમાં તથા ઉત્તર કાળમાં સ્થિત હોતા નથિ, તેમ આ શરીર પણ કેવળ મધ્યકાળમાંજ પ્રતીત થાય છે પણ પૂર્વ તથા ઉત્તર કાળમાં પ્રતીત થતાં નથિ. ૨૮

હે અર્જુન! કોઇક પુરૂષ આ આત્માને આશ્ચર્ય સરખો દેખે છે તથા બીજો કોઇક પુરૂષ આશ્ચર્ય સરખો થઇને કહે છે તથા બીજો કોઇ પુરૂષ આ આત્માને આશ્ચર્ય સરખો સાંભળે છે તથા કોઈ પુરૂષ આ આત્માને સારી રીતે સાંભળીને પણ જાણતો નથિ. ૨૯

હે અર્જુન! બ્રહ્માને આદિ લઈ કીડી પર્યન્ત જેટલાં પ્રાણિયો છે તે સર્વનો નાશ થાય તો પણ આ લિંગદેહરૂપ ઉપાધિવાળો આત્મા નાશ પામતો નથિ આ વાત ખરીજ છે તે માટે તું સર્વ પ્રાણિયોનો શોક કરવાને યોગ્ય નથિ. જેમ ઘટરૂપ ઉપાધિયોનો નાશ થાય છે તો પણ તે ઘડામાં રહેલું આકાશ નાશ પામતું નથિ તેમ તે દેહોનો નાશ થાય છે તો પણ આ આત્મા નાશ પામતો નથિ. ૩૦

હે અર્જુન! પ્રથમ કહ્યા પ્રમાણે પરમાર્થવિચાર કરીને યુદ્ધથી નિવૃત્ત થવું યોગ્ય નથિ એમ સિદ્ધ છે અને ક્ષત્રિયોનો ધર્મ પણ એવો છે કે યુદ્ધથી પાછું હઠાય નહિ માટે સ્વધર્મને જોઇને પણ તારે યુદ્ધથી પલાયમાન ન થવું જોઇએ. કારણ કે ક્ષત્રિય રાજાને ધર્મરૂપ યુદ્ધથકી બીજું શ્રેયનું સાધન વિદ્યમાન નથિ. ૩૧

હે પાર્થ! તું અમારી સાથે યુદ્ધ કર એવી પ્રાર્થનારૂપ પ્રયત્નવિના જે ક્ષત્રિયો યુદ્ધને પામે છે તે પરમ સુખનેજ પામે છે કારણ કે તે યુદ્ધથી કદાચિત્ જય થાય તો પ્રયત્નવિનાજ આ લોકમાં યશની તથા રાજ્યની પ્રાપ્તિ થાય છે અને જો કદાચિત્ પરાજય થાય તો તત્કાલ સ્વર્ગની પ્રાપ્તિ થાય

માટે પ્રતિબન્ધથી રહિત અને સ્વર્ગના સાધનરૂપ આ પ્રકારના યુદ્ધને જે ક્ષત્રિયો પામે છે તે સુખી કહેવાય છે. ૩૨

હે અર્જુન ! આ સંગ્રામ શ્રેષ્ઠ પુરૂષોના ધર્મથી અવિરૂદ્ધ છે તેથી ધર્મ્યરૂપ છે માટે અવશ્ય તેનો ત્યાગ ન કરવો જોઇએ અને જો તું આ ધર્મ્યરૂપ સંગ્રામ કરીશ નહિ તો તે થકી પોતાના ધર્મનો તથા કીર્તિનો ત્યાગ કરી પાપને પામીશ. ૩૩

આ યુદ્ધથી જો તું પાછો હઠીશ તો દેવ ઋષિ અને મનુષ્યને આદિ લઇ જેટલાં ભૂત પ્રાણિયો છે તે સર્વે પરસ્પર કથા પ્રસંગમાં, આ અર્જુન ધર્માત્મા નથિ તથા શૂરવીર પણ નથિ, એવા પ્રકારની તારી અકીર્ત્તિ ઘણા કાળ સુધી કથન કરશે માટે સંભાવિત પુરૂષની લોકમાં જે અકીર્ત્તિ થાય તે મરણથી પણ અધિક છે. ૩૪

હે અર્જુન! જો તું યુદ્ધ કરીશ નહિં તો આ ભીષ્મદ્રોણાદિક મહારથી આ અર્જુન કર્ણાદિક શૂરવીરોના ભયવડે યુદ્ધમાં પાછો હઠ્યો પણ કાંઇ દયાવડે પાછો વળેલો નથિ એમ તને માનશે અને જે ભીષ્મદ્રોણાદિકોએ તને પારાક્રમધૈર્યાદિક અનેક ગુણ સંપન્ન માનેલો છે તે સઘળા તને કર્ણાદિકના ભયથી પાછો હઠયો માનશે અને તું ભીષ્મદ્રોણાદિકના અનાદરરૂપી વધુપણાને પામીશ. ૩૫

જ્યારે તું આ યુદ્ધથી નિવૃત્ત થઇશ ત્યારે સર્વ લોકમાં તારા પ્રસિદ્ધ સામર્થ્યને નિન્દનારા આ દુર્યોધનાદિક તારા શત્રુઓ પણ અનેક પ્રકારના ન કહેવા યોગ્ય શબ્દ કહેશે માટે તે નિન્દાથી ઉત્પન્ન થયેલા દુઃખથી બીજું કોઇ પણ દુઃખ અધિક નથિ અને તે દુઃખ તારાથી સહન કરી શકાશે નહિ. ૩૬

હે અર્જુન! જો કદાચિત્ આ યુદ્ધમાં તું દુર્યોધનાદિક શત્રુઓથી હણાઇશ તો અવશ્ય સ્વર્ગને પામીશ અને જો કદાચિત્ તું આ દુર્યોધનાદિક શત્રુઓને જીતીશ તો શત્રુરૂપી કાંટાથી રહિત પૃથ્વીનું રાજ્ય ભોગવીશ માટે પરાજયપક્ષમાં અજયપક્ષમાં તને લાભનીજ પ્રાપ્તિ થાય છે તો હવે નિશ્ચય

યુક્ત થઇ યુદ્ધ કરવા સારૂ ઉભો થા. ૩૭

ઇષ્ટ અથવા અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિમાં રાગ દ્વેષથી જે રહિત થવું તેનું નામ સમતા કહેવાય છે. સુખમાં તથા સુખના કારણરૂપ લાભમાં તથા લાભના કારણરૂપ જયમાં રાગ ન કરીને, આવી રીતના દુઃખમાં તથા તે દુઃખના કારણરૂપ અલાભમાં તથા તે અલાભના કારણરૂપ અજયમાં દ્વેષ ન કરીને તું આ યુદ્ધ કરવા માટે તૈયાર થા. આ પ્રકારે સુખની કામનાનો પરિત્યાગ કરીને તથા દુઃખની નિવૃત્તિની કામનાનો પરિત્યાગ કરીને કેવળ સ્વધર્મબુદ્ધિવડે જો તું યુદ્ધ કરીશ તો આ ગુરૂ બ્રાહ્મણોને હણવાથી ઉત્પન્ન થનારાં પાપને પામીશ નહિ. જે પુરૂષ આ લોકના ફળની અથવા પરલોકના ફળની કામનાવડે યુદ્ધ કરે છે તે પુરૂષ ગુરૂ બ્રાહ્મણાદિના નાશથી ઉત્પન્ન થયેલા પાપને અવશ્ય પામે છે માટે ફળની ઇચ્છાવિના કેવળ સ્વધર્મ જાણી યુદ્ધ કરવાથી એ પાપની પ્રાપ્તિ થઇ શકતી નથિ. ૩૮

હે પાર્થ! દેહાદિક સર્વ ઉપાધિયોથી ભિન્ન કરીને પરમાત્માનું વાસ્તવ સ્વરૂપનું પ્રતિપાદન જેનાથી કરિયે તેનું નામ સંખ્ય, અને સંખ્ય એટલે ઉપનિષદ્ કહેવાય છે. તે ઉપનિષદ્વડે જે વસ્તુનું પ્રતિપાદન કરિયે તે વસ્તુનું નામ સાંખ્ય છે. એવું જીવનું વાસ્તવ સ્વરૂપ પરમાત્મા છે. એવી રીતે સાંખ્ય નામના પરમાત્મામાં જ્ઞાનરૂપ બુદ્ધિ મેં તને કહી. હવે કર્મયોગને વિષે આ કહેવાશે એવી બુદ્ધિનું તું શ્રવણ કર કે જે બુદ્ધિથી યુક્ત થઇ તું કર્મબન્ધનો ત્યાગ કરીશ. ૩૯

યજ્ઞ દાનાદિ કર્મોવડે જે ફળનો પ્રારંભ કરાય તે ફળનું નામ અભિક્રમ કહેવાય છે અને તે ફળનો નાશ આ નિષ્કામરૂપ યોગમાં કોઇ વખતે પણ થતો નથિ. તથા યજ્ઞદાનાદિક કર્મોના અંગની ન્યૂનતા અને અધિકારીવડે વૈગુણ્યરૂપ પ્રત્યવાય છે તે પ્રત્યવાય પણ આ નિષ્કામરૂપ યોગમાં નથિ તથા આ નિષ્કામધર્મનું થોડુંક પણ પુરૂષને મ્હોટા ભયથી રક્ષણ કરે છે. ૪૦

હે કુરૂનન્દન! આ શ્રેયના માર્ગમાં આત્મતત્વના નિશ્ચય રૂપ બુદ્ધિ એક છે અને સકામપુરૂષોની બુદ્ધિયો તો બહુશાખાવાળિયો તથા અનન્ત હોય છે. સાંખ્યવિષયક તથા યોગવિષયક બુદ્ધિ એકજ ફલ ઉત્પન્ન કરે છે માટે એક છે અને તે બુદ્ધિ તે નિર્દોષવેદવાક્યોથી ઉત્પન્ન થઇ છે માટે સર્વવિપરીત બુદ્ધિયોને બાધ કરનારી છે અને અજ્ઞાનિપુરૂષોની જે ઘણી શાખાવાળી અનન્ત બુદ્ધિયો છે તે સર્વ બુદ્ધિયો વિપરીત હોવાથી તે વ્યવસાયાત્મિક બુદ્ધિવડે લાઘવ પમાડવા યોગ્ય છે.૪૧

હે અર્જુન! અવિચારથી રમણીય તથા કર્મફલને આપનારી તથા ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે અગ્નિહોત્રાદિ કર્મોને પ્રતિપાદન કરનારી તથા કર્મકાંડરૂપ એવી જે વાણી તેને તે વિચારહીન પુરૂષો કથન કરે છે. અને તે વિચારહીનપુરૂષો વેદના અર્થવાદોમાં પ્રીતિવાળા છે તથા કર્મના ફળથી ભિન્ન એવું કોઇ જ્ઞાનનું ફલ નથિ એમ કહેનારા છે તથા કામરૂપ છે તથા સ્વર્ગને ઉત્કૃષ્ટ માનનારા છે. ભોગ અને ઐશ્વર્યમાં આસકિતવાળા તથા તે વાણીથી અચ્છાદિત થયેલા ચિત્તવાળા જે બહિર્મુખ પુરૂષો તેના અન્તઃકરણમાં તે વ્યવસાયાત્મિક બુદ્ધિ થતી નથિ. ૪૪

હે અર્જુન! આ કર્મકાંડરૂપ વેદ ત્રણ ગુણને વિષય કરનારા છે માટે તું તે ત્રણ ગુણથી રહિત થા અને સુખ દુઃખાદિધર્મોથી રહિત, નિત્ય સત્વમાં રહેનાર; યોગ ક્ષેમથી રહિત અને આત્મવાન્ થા. જે પુરૂષ જે ફલની ઇચ્છા કરીને જે કર્મ કરે છે તે પુરૂષને તે કર્મ તે ફલ આપનારૂં થાય છે. કોઇ ફલની કામના વિના કોઇ પણ કર્મ કોઇ ફલની પ્રાપ્તિ કરતું નથિ પણ પુરૂષની કામના ફલની પ્રાપ્તિમાં કારણ છે માટે તું સ્વર્ગાદિક ફળની કામનાથી રહિત થા. તે ફલની કામનાથી રહિત એવા તને સંસારની પ્રાપ્તિ થશે નહિ. ૪૫

હે અર્જુન! પર્વતમાંથી નિકળેલાં અનેક ઝરણાં કોઇ નીચભૂમિમાં જઇને એકઠાં થાય છે તેનું નામ તળાવ કહેવાય

છે. તેમાં એક ઝરણાંના જલથી સ્નાનપાન અને વસ્ત્રક્ષાલનાદિ પ્રયોજન યથાક્રમથી સિદ્ધ થાય છે, તે સ્નાનપાનાદિક સઘળું પ્રયોજન તે ઝરણાંના સમુહરૂપ મહોટા તલાવમાં સિદ્ધ થાય છે કારણ કે તે ઝરણાંના સઘળા જલનો તે તલાવમાં અન્તર્ભાવ છે તેમ કર્મકાંડરૂપ વેદમાં કહેલાં અગ્નિહોત્રાદિ કામ્યકર્મવડે પ્રાપ્ત થનાર જે સ્વર્ગલોક તેને આદિ લઇ બ્રહ્મલોક પર્યન્ત વિષયજન્ય આનન્દ છે તે સર્વે આનન્દ બ્રહ્મસાક્ષાત્કારવાળા બ્રહ્મવેત્તા પુરૂષને એકજ કાળમાં પ્રાપ્ત થાય છે કારણ કે ભૂમિને આદિ લઇ બ્રહ્મલોક પર્યન્ત જેટલા વિષયથી ઉત્પન્ન થયેલા ક્ષુદ્ર આનન્દ છે તે સર્વ આનન્દ બ્રહ્માનન્દનો લેશ છે. ૪૬

હે અર્જુન! આત્મજ્ઞાનની ઉત્પત્તિને અયોગ્ય તથા અશુદ્ધ અન્તઃકરણવાળા તને હમણાં અન્તઃકરણની શુદ્ધિદ્વારાએ નિષ્કામકર્મમાંજ અધિકાર થાઓ. એવી રીતે કર્મ કરનાર એવા તને તે કર્મનાં સ્વર્ગાદિક ફલનેવિષે તે કર્મના અનુષ્ઠાનથી પૂર્વકાળમાં તથા તે કર્મના અનુષ્ઠાનથી ઉત્તર કાળમાં તથા તે કર્મના અનુષ્ઠાનકાળમાં કોઇ વખતે પણ અધિકાર ન થાઓ. અર્થાત્ એ કર્મોનાં સ્વર્ગાદિક ફલ મારે ભોગવવાં છે એ પ્રકારનો બોધ કોઇ વખતે પણ તને ન થાઓ. ૪૭

હે અર્જુન! તું યોગમાં સ્થિત થઇને સ્વર્ગાદિ ફલની ઇચ્છારૂપ સંગનો ત્યાગ કરી તથા હું આ કર્મનો કર્ત્તા છું એવી રીતના કર્ત્તાપણાના આગ્રહનો ત્યાગ કરી કર્મ કર અને તે વેદોક્ત કર્મના સ્વર્ગાદિક ફલની પ્રાપ્તિમાં તું હર્ષનો ત્યાગ કરીને તથા તે સ્વર્ગાદિક ફલોની અપ્રાપ્તિમાં ખેદનો પરિત્યાગ કરીને કેવળ ઇશ્વરના આરાધનની બુદ્ધિવડે કર્મ કર તથા એવી રીતે હર્ષવિષાદથી રહિત થવારૂપી જે સમત્વ છે તેનું નામ યોગ કહેવાયછે. ૪૮

હે અર્જુન! આત્મજ્ઞાનરૂપ બુદ્ધિના સાધનરૂપ જે નિષ્કામ કર્મ યોગ છે તેનું નામ બુદ્ધિયોગ છે. તે બુદ્ધિયોગવડે

જન્મ મરણના હેતુરૂપ સકામ કર્મ અત્યન્ત દૂર હોવા-થી અધમ છે. અથવા પરમાત્મવિષયક જે બુદ્ધિરૂપ યોગ તેનું નામ બુદ્ધિયોગ કહેવાય છે. તે બુદ્ધિયોગ પાસે આ સઘળાં કર્મ અધમ છે માટે સર્વ અનર્થોની નિવૃત્તિ કરનારી જે પરમાત્મવિષયક બુદ્ધિ છે તે બુદ્ધિની પ્રાપ્તિ માટે પ્રતિબન્ધક પાપકર્મોની નિવૃત્તિદ્વારા જે નિષ્કામકર્મયોગ છે તેને કરવાની તું ઇચ્છા કર. ૪૯

શાસ્ત્રોમાં વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ કર્મોના ફલની પ્રાપ્તિનેવિષે તથા તે ફલની અપ્રાપ્તિનેવિષે હર્ષ અને વિષાદની રહિતતારૂપ સમત્વ બુદ્ધિવડે યુક્ત એવો અધિકારી પુરૂષ પુણ્યપાપને અન્તઃકરણની શુદ્ધિ અને જ્ઞાનની પ્રાપ્તિદ્વારા પરિત્યાગ કરે છે માટે તે સમત્વબુદ્ધિરૂપ યોગની પ્રાપ્તિને અર્થે દૃઢ ઉદ્યમવાળો થા કારણ કે તે સમત્વબુદ્ધિરૂપ યોગજ તે કર્મોનેવિષે પ્રવર્તમાન પુરૂષનું કુશલપણું છે. ૫૦

સમત્વબુદ્ધિવાળા પુરૂષો અગ્નિહોત્રાદિ કર્મોથી ઉત્પન્ન થયેલાં સ્વર્ગાદિક ફલોને ત્યાગ કરીને કેવળ પરમાત્માના આરાધનમાટે તે કર્મ કરીને અન્તઃકરણની શુદ્ધિદ્વારા આત્માકારબુદ્ધિરૂપ મનીષાવાળા છે. એ પ્રકારે આત્મજ્ઞાનરૂપ મનીષાને પ્રાપ્ત થઇ તે અધિકારી પુરૂષ જન્મરૂપી બન્ધથી અત્યન્ત મુક્ત થઇ અવિદ્યારૂપી રોગથી રહિત તથા સર્વ ભયથી રહિત જે પરમાનન્દ સ્વરૂપ મોક્ષ છે તે મોક્ષરૂપ પુરૂષાર્થને અભેદવડે પ્રાપ્ત થાય છે. ૫૧

તે નિષ્કામ કર્મ કરવાથી આટલા કાળ પછી અન્તઃકરણની શુદ્ધિ થાયછે એ પ્રકારે કાળનો નિયમ નથિ પણ નિષ્કામ કર્મ કરતાં જે વખતે તારૂં અન્તઃકરણ अहंममता રૂપી અવિવેકના મલિનપણાનો ત્યાગ કરે, અર્થાત્ રજોગુણ તમોગુણ મલનો ત્યાગ કરીને કેવળ શુદ્ધસત્વભાવને પ્રાપ્ત થાય તે કાળનેવિષે, હાલ શ્રવણ કરવા યોગ્ય અગ્નિહોત્રાદિ કર્મના સ્વર્ગાદિક ફલના વૈરાગ્યને તથા પ્રથમ શ્રવણ કરેલાં કર્મના સ્વ-

ગાદિક ફલના વૈરાગ્યને તું પામીશ. ૫૨

પૂર્વે નાનાપ્રકારના ફલોનું શ્રવણ કરવાથી સંશયને પ્રાપ્ત થયેલી તારી બુદ્ધિ જ્યારે પરમાત્મામાં નિશ્ચલ તથા અચલ થશે ત્યારે તું યોગને પામીશ. ૫૩

અર્જુન કહે છે—હે કેશવ! નિશ્ચલ થયેલી છે પ્રજ્ઞા જેની તેનું નામ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. તે સ્થિતપ્રજ્ઞ પુરૂષ બે પ્રકારની અવસ્થાવાળો હોયછે. એક તો સમાધિ સ્થિત હોય છે અને બીજો તે સમાધિથી ઉઠેલા ચિત્તવાળો હોય છે. એટલા માટે તે સ્થિતપ્રજ્ઞ પુરૂષનું સમાધિસ્થ એવું વિશેષણ કહેલું છે. એમ સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞ પુરૂષનું શું લક્ષણ છે. અર્થાત્ સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞ પુરૂષને બીજા પુરૂષો કયા લક્ષણોથી જાણી શકે છે. એ પ્રથમ પ્રશ્ન. સમાધિથી ઉઠેલા ચિત્તવાળો સ્થિતપ્રજ્ઞ પોતાની સ્તુતિ તથા નિન્દામાં હર્ષપૂર્વક તથા દ્વેષપૂર્વક વચન કેવી રીતે કહે છે. એ બીજો પ્રશ્ન. સમાધિથી ઉઠેલા ચિત્તના નિગ્રહમાટે સ્થિતપ્રજ્ઞ નેત્રાદિ બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ કેવી રીતે કરે છે. એ ત્રીજો પ્રશ્ન. તે બાહ્ય ઇન્દ્રિયોના નિગ્રહના અભાવ કામમાં સ્થિતપ્રજ્ઞ વિષયોને કેવી રીતે પામે છે. એ ચતુર્થ પ્રશ્ન. આ પ્રશ્નોનો અભિપ્રાય એવો છે કે સ્થિતપ્રજ્ઞનું ભાષણ આસન અને વ્રજન એ ત્રણે અજ્ઞાનિપુરૂષના ભાષણાદિકથી કેવી રીતે વિલક્ષણ છે. ૫૪

હે પાર્થ! સમાધિસ્થ પુરૂષ જે વખતે કામસંકલ્પાદિક સર્વ વૃત્તિયોથી રહિત થાય છે તે વખતે તેનું નામ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. કામ સંકલ્પાદિક સર્વ ધર્મ મનનાજ છે પણ આત્માના નથિ. જો કદાચિત તે આત્માના સ્વભાવિક ધર્મ હોય તો જેમ અગ્નિનો સ્વભાવિક ઉષ્ણતા ધર્મ અગ્નિ વિદ્યમાન હોય ત્યાંસુધી કોઇ વખતે નિવૃત્ત થાય નહિ, તેમ આત્મા વિદ્યમાન હોય ત્યાંસુધી તે કામસંકલ્પાદિક ધર્મ કોઇ વખતે પણ નિવૃત્ત થઇ શકે નહિ; તેથી તે કામસંકલ્પાદિક

આત્માના ધર્મ નથિ પણ મનનાજ ધર્મ છે માટે કારણરૂપ મનનો ત્યાગ કરવાથી તે કામાદિક ધર્મ ત્યાગ કરી શકાય છે. ૫૫

દુઃખ પ્રાપ્ત થાય તો પણ જેનું મન ઉદ્વેગરહિત છે, વિષય સુખોમાં જે સ્પૃહારહિત છે, રાગ ભય અને ક્રોધ જેના નિવૃત્ત થયેલા છે એવો મનનશીલ પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૬

જે વિદ્વાન્ પુરૂષ પોતાના દેહ અને જીવનાદિક પદાર્થોમાં સ્નેહવિનાનો છે અને પુણ્યકર્મરૂપ પ્રારબ્ધવડે પ્રાપ્ત થયેલા પ્રિયવિષયોને હર્ષસહિત તે વિષયોની પ્રશંશા કરતો નથિ તથા પાપકર્મવડે પ્રાપ્ત થયેલા દુઃખના કારણરૂપ અપ્રિય વિષયોને પામીને તે અપ્રિય વિષયોની નિન્દા કરતો નથિ તે મુનિનું નામજ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૭

જેમ કાચબો બીજાના ભયથી પોતાના મસ્તક તથા પાદાદિક સર્વ અંગોને પોતાના શરીરમાંજ સંકોચ કરી લે છે તેમ આ વિદ્વાન્ પુરૂષ જે કાલમાં રાગાદિ દોષોની પ્રાપ્તિના ભયથી તથા સમાધિના વિઘ્નોના ભયથી પોતાની શ્રોત્રાદિક સર્વ ઇન્દ્રિયોને શબ્દાદિક સર્વ વિષયથી પાછી સંકોચ કરી લે છે તે વખતે તે વિદ્વાન્‌ની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત કહેવાય છે. ૫૮

શ્રોત્રાદિક ઇન્દ્રિયોવડે શબ્દાદિક વિષયોને ગ્રહણ કરવામાં અસમર્થ રોગી પુરૂષને તે શબ્દાદિક વિષય નિવૃત્ત થઇ જાય છે પરન્તુ શબ્દાદિક વિષયોની પ્રીતિ નિવૃત્ત થતી નથિ કારણ કે તે વિષયોની પ્રીતિ તે વખતે પણ તે અજ્ઞાની પુરૂષને બનેલી હોય છે પણ સ્થિતપ્રજ્ઞ એવા વિદ્વાન્ પુરૂષને તો પરબ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી શબ્દાદિક વિષય તથા તે વિષયની પ્રીતિ એ બેઉ નિવૃત્ત થાય છે. ૫૯

હે અર્જુન ! વારંવાર શબ્દાદિક વિષયોમાં દોષદર્શનરૂપ યત્ન કરનારા વિવેકિપુરૂષે ક્ષણમાત્ર નિર્વિકાર કરેલા મનને પણ આ અત્યન્ત બળવાળી શ્રોત્રાદિક ઇન્દ્રિયો બળાત્કારે ના-

નાપ્રકારના વિષયોને પમાડે છે. ૬૦

જ્ઞાનના સાધનરૂપ જે શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેન્દ્રિયોને તથા વાક્‌ને આદિ લઇ પાંચ કર્મેન્દ્રિયોને પોતાને સ્વાધીન કરી તથા તે વિવેકી પુરૂષ મનના નિગ્રહવાળો થઇ અર્થાત્ બાહ્ય અને અન્દર સર્વ વ્યાપારથી રહિત થઇ સ્થિત થાય છે તથા જે વિદ્વાનની શ્રોત્રાદિક ઇન્દ્રિયો વશ વર્ત્તે છે તે વિદ્વાન્ પુરૂષની પ્રજ્ઞા સ્થિરતા પામેલી છે. ૬૧

જે પુરૂષ શ્રોત્રાદિક ઇન્દ્રિયોને શબ્દાદિક વિષયોથી પાછી ખેંચીને પણ મનવડે વારંવાર શબ્દાદિક વિષયોનું ચિન્તન કરે છે તે પુરૂષને તે વિષયોમાં અવશ્ય સંગ ઉત્પન્ન થાય છે અને ત્યારપછી તે વિષયોમાં તૃષ્ણારૂપ કામ ઉત્પન્ન થાય છે. તે તૃષ્ણારૂપ કામને કોઇ પુરૂષ હણે તો ક્રોધ ઉત્પન્ન થાય છે. તે ક્રોધ થવાથી કાર્યાકાર્યના વિવેકના અભાવરૂપ સંમોહ થાય છે. તે સંમોહથી, ગુરૂ શાસ્ત્રે ઉપદેશ કરેલા અર્થના અનુસન્ધાનરૂપ સ્મૃતિનો નાશ થાય છે. તે સ્મૃતિનો નાશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થવાથી તે પુરૂષ નાશ પામે છે અર્થાત્ સર્વ પુરૂષાર્થને અયોગ્ય થાય છે.

જે પુરૂષે મનનો નિગ્રહ કરેલો નથિ તે પુરૂષ શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો નિગ્રહ કરે તો રાગદ્વેષયુક્ત મનવડે શબ્દાદિક વિષયોનું ચિન્તન કરીને જેમ પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય છે, તેમ મનના નિગ્રહવાળો પુરૂષ તે પુરૂષાર્થથી ભ્રષ્ટ થતો નથિ અને રાગદ્વેષથી રહિત તથા મનને આધીન એવી ઇન્દ્રિયોવડે વિષયોને ગ્રહણ કરતો છતો ચિત્તની સ્વસ્થતા પામે છે. ૬૪

ચિત્તની સ્વસ્થતારૂપી પ્રસાદ થયા પછી તે વિદ્વાન્ પુરૂષના સર્વ દુઃખનો નાશ થાય છે કારણ કે સ્વસ્થચિત્તવાળા પુરૂષની બુદ્ધિ ઉતાવળથી સ્થિર થાય છે. ચિત્તની સ્વસ્થતા થયા પછી પણ એકદમ સર્વ દુઃખની નિવૃત્તિ થતી નથિ પણ પરંપરાથી નિવૃત્તિ થાય છે. તે એવી રીતે કે ચિત્તની પ્રસન્નતાથી બુદ્ધિની સ્થિરતા થાય છે, બુદ્ધિની સ્થિરતાથી બુદ્ધિના

વિરોધિ અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. અજ્ઞાનની નિવૃત્તિથી અજ્ઞાનના કાર્યરૂપ સઘળાં દુઃખની નિવૃત્તિ થાય છે. એમ પરંપરાવડે દુઃખોની નિવૃત્તિ થાય છે. ૬૫

જે પુરૂષે પોતાનું ચિત્ત વશ કરેલું નથિ તેનું નામ અયુક્ત કહેવાય છે અને એવા અયુક્ત પુરૂષને આત્મવિષયક બુદ્ધિ ઉત્પન્ન થતી નથિ. તે બુદ્ધિના અભાવથી નિદિધ્યાસનરૂપ ભાવના ઉત્પન્ન થતી નથિ અને ભાવનાથી રહિત પુરૂષને શાન્તિ થતી નથિ અને શાન્તિરહિત પુરૂષને મોક્ષાનન્દરૂપ સુખ પ્રાપ્ત થતું નથિ. ૬૬

જેમ જલમાં રહેલી નૌકાને પ્રતિકુલ વાયુ પાષાણાદિકમાં લઇ જઇને નાશ કરી નાખે છે, તેમ ઇન્દ્રિયોમાંથી જે ઇન્દ્રિને લક્ષ્ય કરી મન પ્રવર્ત્તે તે એક ઇન્દ્રિય પણ અધિકારી પુરૂષની પ્રજ્ઞાને બહિર્મુખતાવડે નાશ કરી નાખે છે. અર્થાત્ રાગદ્વેષયુક્ત મનની સહાયતાથી એક ઇન્દ્રિય પણ તે પ્રજ્ઞાનો નાશ કરે તો સર્વ ઇન્દ્રિયો તે પ્રજ્ઞાનો નાશ કરે એમાં શું કહેવું. ૬૭

હે મહાબાહો ! જે કારણમાટે બહિર્મુખ થયેલી ઇન્દ્રિયો પુરૂષની પ્રજ્ઞાનો નાશ કરે છે તે કારણમાટે જે પુરૂષની સઘળી મન સહિત ઇન્દ્રિયો પોતપોતાના શબ્દાદિક વિષયોથી પાછી વળે છે તો તે મુમુક્ષુરૂષ સાધક પુરૂષની પ્રજ્ઞા સ્થિર થાય છે પણ ઇન્દ્રિયોના નિગ્રહથી રહિત પુરૂષની પ્રજ્ઞા સ્થિર થતી નથિ. ૬૮

હું બ્રહ્મરૂપ છું એ પ્રકારની સાક્ષાત્કારરૂપ પ્રજ્ઞા અજ્ઞાનિ પુરૂષો પ્રત્યે અપ્રકાશરૂપ છે માટે તે પ્રજ્ઞા અજ્ઞાનિપુરૂષો પ્રત્યે, જેમ લોક પ્રસિદ્ધ રાત્રિ હોય એમ રાત્રિરૂપ છે. તે રાત્રિમાં મનસહિત ઇંદ્રિયોને નિયમમાં રાખનારો સ્થિતપ્રજ્ઞ અજ્ઞાનરૂપી નિદ્રાથી જાગ્રત થઇ સાવધાન થાય છે અને જે અવિદ્યારૂપ નિદ્રામાં સઘળા અજ્ઞાનિપુરૂષ જાગે છે તે અવિદ્યા આત્મસાક્ષાત્કારવાળા સ્થિતપ્રજ્ઞને આ પ્રસિદ્ધ રાત્રિ જેવી છે. ૬૯

ગંગા યમુનાદિ નદિયોનાં જલવડે પૂર્ણ સમુદ્રમાં વૃષ્ટિઆદિક સર્વ જલ પ્રવેશ કરે છે પણ તે થકી સમુદ્ર પોતાની મર્યાદાનો ત્યાગ કરતો નથિ એ વાત સર્વ લોકના અનુભવથી પ્રસિદ્ધ છે, તેમ નિર્વિકારરૂપવડે રહેલા સ્થિતપ્રજ્ઞને શબ્દાદિક વિષય પ્રારબ્ધ કર્મથી પ્રાપ્ત થાય તો પણ તેને વિકાર કરી શકતા નથિ. એવા વિદ્વાન્ પુરૂષને શાન્તિની પ્રાપ્તિ થાય છે તે શાન્તિને વિષયાસક્ત પુરૂષ પામી શકતો નથિ. ૭૦

ધનને આદિ લઇ જેટલી બહારની કામના તથા મનોરાજયરૂપ જેટલી અન્તરની કામના તથા વાસનામાત્રરૂપ જેટલી કામના છે તે સર્વ કામનાને, જેમ માર્ગમાં ચાલતો પુરૂષ તૃણનો સ્પર્શ કરતો જાય તેમ તુચ્છ જાણી ઉપેક્ષા કરી દે છે તથા જે પુરૂષ પોતાના જીવનમાત્રની ઇચ્છાથી પણ રહિત છે તથા જે પુરૂષ શરીર ઇન્દ્રિયાદિક સંઘાતમાં આ હું છું એવા અહંકારથી રહિત છે તથા આ મારો પદાર્થ છે એમ મમતાથી જે રહિત છે અને સર્વ પ્રકારે સર્વ પદાર્થોની ઉપેક્ષા કરીને તથા નિઃસ્પૃહ થઇને તથા નિરહંકાર થઇને તથા મમતા રહિત થઇને પ્રારબ્ધ કર્મથી શાસ્ત્રવિહિત ભોગને ભોગવે છે, એવા પ્રકારનો સ્થિતપ્રજ્ઞ પુરૂષ સંસારના સર્વ દુઃખનો ઉપર મમતારૂપ તથા કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિરૂપ શાન્તિ તે પામે છે. ૭૧

હે અર્જુન ! સર્વ કર્મના સન્યાસ પૂર્વક પરમાત્માના જ્ઞાનરૂપ જે સ્થિતિ છે તેનું નામ બ્રાહ્મી કહેવાય છે. એવી બ્રહ્મનિષ્ઠારૂપ સ્થિતિને જે પુરૂષ પામે છે તે પુરૂષ ફરીથી કોઇ વખતે પણ અજ્ઞાનરૂપ મોહને પામે નહિ કારણ કે અજ્ઞાન ઉત્પત્તિથી રહિત છે માટે જ્ઞાનથી એક વાર જો નાશ પામે તો ફરીથી કોઇ વખતે પણ ઉત્પન્ન થાય નહિ. એવી બ્રહ્મનિષ્ઠારૂપ સ્થિતિમાં જે કોઇ પુરૂપ અન્ત્ય અવસ્થાને વિષે પણ સ્થિર રહે તો તે પુરૂષ પણ બ્રહ્મનિર્વાણને અર્થાત્ બ્રહ્મને વિષેજ આનન્દ પામે છે. આ અધ્યાયમાં વિસ્તારથી

નિરૂપણ કરેલા અર્થને સંક્ષેપથી નિરૂપણ કરનારો એક શ્લોક છે તે આ પ્રમાણે. ज्ञानं तत्साधनं कर्म सत्वशुद्धिश्च तत्फलं॥ तत्फलं ज्ञाननिष्ठैवेत्यध्यायेस्मिन्प्रकीर्त्तितं ॥ આ ભગવદ્ગિતાના બીજા અધ્યાયમાં જ્ઞાન કહેલું છે તથા તે જ્ઞાનની પરંપરાના સાધનરૂપ નિષ્કામ કર્મ કહેલું છે અને નિષ્કામ કર્મનું અન્તઃકરણની શુદ્ધિરૂપ ફલ કહેલું છે અને તે અન્તઃકરણની શુદ્ધિનું જ્ઞાન નિષ્ઠારૂપ ફલ કહેલું છે. એ પ્રમાણે આ અધ્યાયમાં કથન કરેલું છે. ૭૨



# अध्याय ३ जो.

હે જનાર્દન! તમારે જો નિષ્કામ કર્મથી આત્મતત્વવિ-
ષયક બુદ્ધિ અત્યન્ત શ્રેષ્ઠરૂપતાવડે અભિમત છે તો પછી હે
કેશવ! હિંસાદિક અનેક આયાસોથી યુક્ત એવા આ ઘોર
કર્મમાં મને અત્યન્ત ભક્તને આપ વારંવાર શા માટે પ્રેર-
ણા કરો છો. જનાર્દન શબ્દની વ્યુત્પત્તિ આવી રીતે છે કે
जनैरर्द्यतेयाच्यतेस्वाभिलापितासिद्धयेइतिजनार्द्दनः પોતપોતા-
ના મનવાંછિત પદાર્થોની પ્રાપ્તિ માટે સર્વ મનુષ્યોએ જેની
યાચના કરાય છે તેનું નામ જનાર્દન છે. એ સમ્બોધનથી અ-
ર્જુને એવો અર્થ સૂચન કર્યો કે યાચના કરનાગ ભક્તોના
આપ મનવાંછિત ફલ આપનારા છો માટે મારા શ્રેયનો નિ-
શ્ચય કરવા સારૂ જે મારી આપ પ્રત્યે પ્રાર્થના છે તે કાંઇ અ-
યોગ્ય નથિ. ૧

હે ભગવન! કેટલાંક વચનોવડે આપે જાણે કર્મમાર્ગનો
નિષેધ કરેલો હોય એમ જણાય છે અને કેટલાંક વચનોથી
કર્મનો અધિકાર દર્શાવેલો છે. કેટલાક વચનોથી નિવૃત્તિમા-
ર્ગનો ઉપદેશ કરેલો છે અને કેટલાંક વચનોથી પ્રવૃત્તિમાર્ગનો
ઉપદેશ કરેલો છે. એવી રીતે જ્ઞાનનિષ્ઠાને તથા કર્મનિષ્ઠાને
પ્રતિપાદન કરનારાં આપનાં વચન ભિન્ન ભિન્ન અર્થનું કથન
કરતાં જણાય છે માટે એક અધિકારનો નિશ્ચય કરીને કહો
કે જેથી હું મોક્ષ પામું. ૨

હે અર્જુન! અધિકારી રૂપવડે અંગીકાર કરેલા શુદ્ધ
અન્તઃકરણવાળા અને અશુદ્ધ અન્તઃકરણવાળા બે પ્રકારના
પુરૂષ છે તેને માટે કર્મનું મુખ્યપણું અને જ્ઞાનનું મુખ્યપણું
એમ બે પ્રકારની સ્થિતિરૂપ નિષ્ઠા પૂર્વ અધ્યાયમાં મેં તને
સ્પષ્ટ રીતે કહી હતી માટે જ્ઞાનનિષ્ઠા તથા કર્મનિષ્ઠામાં એક
અધિકારીની શંકાવડે તું ગ્લાનિ પામ માં. ૩

હે અર્જુન! અધિકારી પુરૂષ નિષ્કામ કર્મનો આરંભ કર્યા વિના નિષ્કર્મ ભાવને પામી શકતો નથિ તથા નિષ્કામ કર્મવડે અન્તઃકરણની શુદ્ધિવિના જો સંન્યાસ કરે તો તે અશુદ્ધ અન્તઃકરણવાળો પુરૂષ મોક્ષ ફલની પ્રાપ્તિ કરનારી જ્ઞાનનિષ્ઠારૂપ સિદ્ધિને પામતો નથિ પણ ઉલટો પ્રત્યવાય પામેછે.૪

જે પુરૂષ મનસહિત ઇંન્દ્રિયોને પોતાને વશ કરતો નથિ તે એક ક્ષણમાત્ર કાળ પર્યંત પણ ખાનપાન આદિક લૌકિક કર્મને તથા અગ્નિહોત્રાદિક વૈદિકકર્મને ન કરીને રહી શકતો નથિ પણ તે લૌકિક વૈદિકકર્મને કરતોજ રહે છે માટે તે અશુદ્ધચિત્તવાળા પુરૂષને સર્વ કર્મનો સંન્યાસ કરવો સંભવે નહિ. ૫

રાગદ્વેષથી દૂષિત અન્તઃકરણવાળો પુરૂષ કેવળ ઉત્સાહમાત્રથી પોતાની વાક્ પાણિ પાદ આદિક કર્મ ઇન્દ્રિયોને વશ રાખી મનવડે શબ્દ સ્પર્શાદિક વિષયોનું સ્મરણ કરે છે અને આત્મતત્વનું સ્મરણ કરતો નથિ અર્થાત્ મેં સર્વ કર્મનો સંન્યાસ કરેલો છે એવું અભિમાન કરીને સર્વ કર્મથી રહિત થાય તે પુરૂષ મિથ્યા આચારવાળો કહેવાય છે. ૬

હે અર્જુન! જે અધિકારી પુરૂષ શ્રોત્ર ત્વક્ ચક્ષુ રસન અને ઘ્રાણ, એ પાંચ જ્ઞાનેન્દ્રિયોને પાપની ઉત્પતિના હેતુ જે શબ્દાદિ વિષયોની આસક્તિ છે તે વિષયસકિતથી શ્રોત્રાદિ ઇન્દ્રિયોને નિવૃત્તિ કરીને અથવા વિવેકયુકત મનવડે તે ઇન્દ્રિયોને રોકીને વાક્ પાણિ આદિક કર્મેન્દ્રિયોવડે શાસ્ત્રવિહિત કર્મ કરે છે પરન્તુ તે કર્મના ફલની ઇચ્છા કરતો નથિ તે નિષ્કામકર્મ કરવાવાળો અધિકારી પુરૂષ પ્રથમ કહેલા અશુદ્ધ અન્તઃકરણવાળા અને મિથ્યા આચાર વાળા સંન્યાસીથી ઘણો શ્રેષ્ઠ છે. એ વિલક્ષણપણું જણાવવાનુ માટે શ્રીભગવાને મૂલશ્લોકમાં યસ્તુ એમ તુ શબ્દ કહેલો છે. ૭

શ્રુતિસ્મૃતિયે પ્રતિપાદન કરેલાં સન્ધ્યા ઉપાસનાદિક નિત્યકર્મને તથા શ્રાદ્ધાદિક નૈમિત્તિક કર્મને તું સ્વર્ગાદિક ફ-

લની ઇચ્છાથી રહિત થઇ કર કારણ કે કર્મ ન કરવાથી કર્મ કરવું એ સારૂં છે તથા જો તું કર્મરહિત થઇશ તો તારા શરીરની યાત્રા પણ સિદ્ધ થશે નહિ. ૮

यज्ञोवै विष्णुः આ શ્રુતિથકી વિષ્ણુ ભગવાન્ યજ્ઞરૂપ છે અને યજ્ઞ શબ્દ પરમેશ્વરનો વાચક છે એમ સિદ્ધ થાય છે. તે પરમેશ્વરના આરાધન માટે જે નિત્ય નૈમિત્તિક કર્મ કરાય છે તે કર્મોનું નામ યજ્ઞાર્થ કહેવાય છે. એવાં નિષ્કામ કર્મથી ભિન્ન અને જે સ્વર્ગાદિક ફલોની પ્રાપ્તિ માટે કરાય છે તેનું નામ કામ્ય કર્મ કહેવાય છે. તે કામ્ય કર્મ કરવાથી અધિકારી પુરૂષ બન્ધનવાળો થાય છે અને નિષ્કામ કર્મ કરવાથી બન્ધનવાળો થતો નથિ માટે તું સ્વર્ગાદિક ફલોની ઇચ્છાથી રહિત થઇ કેવળ પરમેશ્વરના આરાધન માટે શ્રદ્ધા ભક્તિપૂર્વક તે નિત્ય નૈમિત્તિક કર્મોને તું કર. ૯

કર્મના અધિકારીયોનું નામ સહયજ્ઞ કહેવાય છે. યજ્ઞરૂપ કર્મના અધિકારી બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રૈવર્ણિક પ્રજાને સૃષ્ટિના આદિકાળમાં રચીને પરમકૃપાળુ ભગવાન્ પ્રજા પ્રત્યે આ પ્રકારનું વચન કહ્યું કે હે પ્રજા ! તમે પોતપોતાના વર્ણાશ્રમ ધર્મને યોગ્ય એવા યજ્ઞાદિક પરમ ધર્મવડે ઉત્તર ઉત્તર કાળમાં વૃદ્ધિ પામો અને આ યજ્ઞજ તમને મનવાંછિત ફલ આપનારો થાઓ. ૧૦

હે પ્રજા ! તમે સર્વે યજ્ઞાદિરૂપ ધર્મવડે ઇન્દ્રાદિ દેવતાઓને પ્રસન્ન કરો અને તે યજ્ઞમાં હવિર્ભાગવડે પ્રસન્ન થયેલા ઇન્દ્રાદિ દેવ જલની વૃષ્ટિ આદિથી અન્નની ઉત્પત્તિદ્વારા તમને પ્રસન્ન કરે. એ પ્રમાણે પરસ્પર સન્તોષ પામી તમે તથા ઇન્દ્રાદિક દેવ મનવાંછિત અર્થરૂપ પરમશ્રેયને પામશો. તમારાથી ઇન્દ્રાદિક દેવ તૃપ્તિરૂપ પરમશ્રેય પામે અને ઇન્દ્રાદિક દેવોને સન્તોષ પમાડી તમે સ્વર્ગરૂપ પરમશ્રેય પામો ૧૧.

હે પ્રજા ! એવી રીતે યજ્ઞરૂપ ધર્મવડે પ્રસન્ન થયેલા ઇન્દ્રાદિ દેવ તમને અન્ન પશુ તથા સુવર્ણાદિક મનવાંછિત

ભોગ આપશે, જેમ કોઇ પુરૂષ કોઇનું રૂણ આપે છે તેમ તે ઇન્દ્રાદિ દેવોએ તમારે માટે જે અન્નાદિક ભોગ આપેલા છે તે ભોગ દેવોને ન આપીને અર્થાત્ તે દેવોનો ઉદ્દેશ કરી વ્રીહી આદિ પદાર્થોના ત્યાગરૂપ વૈશ્વદેવ અગ્નિહોત્રાદિ કર્મ ન કરીને જે પુરૂષ કેવળ પોતાના દેહ ઇન્દ્રિયાદિકની પુષ્ટિ કરવા માટે અન્નાદિક પદાર્થ ભોગવે છે તે પુરૂષ દેવોનો ચોર છે તથા કૃતઘ્ન છે કારણ કે તે પુરૂષે દેવોના અન્નાદિક પદાર્થોનું તો હરણ કરેલું છે પણ યજ્ઞાદિ કર્મવડે દેવોના ઋણની નિવૃત્તિ કરી નથિ. ૧૨

જે અધિકારી પુરૂષ ઋષિયજ્ઞ દેવયજ્ઞ પિતૃયજ્ઞ મનુષ્યયજ્ઞ ભૂતયજ્ઞ, એ પાંચ યજ્ઞ કરી બાકી રહેલુ અમૃતરૂપ અન્ન ભોજન કરે છે તે શિષ્ટ કહેવાય છે કારણ કે શ્રદ્ધાભકિતપૂર્વક વેદવિહિત કર્મ કરનારા પુરૂષોનેજ શાસ્ત્રમાં શિષ્ટ કહેલા છે. એવા શિષ્ટપુરૂષ સર્વ પાપથી મુકાય છે અને જે પાપી પુરૂષ કેવળ પોતાના પેટ ભરવાસારૂજ અન્ન પકાવે છે પણ દેવતા અતિથિ આદિક માટે પકાવતો નથિ તે પુરૂષ કેવળ પાપનું ભોજન કરે છે. ૧૩

હે અર્જુન! અન્નથી મનુષ્યાદિ સર્વ પ્રાણિયોનાં શરીર ઉત્પન્ન થાય છે અને અગ્નિહોત્રાદિકથી ઉત્પન્ન થયેલો ધર્મ કે જેને શાસ્ત્રમાં અપૂર્વ અને અદૃષ્ટ એવા નામથી કહેલો છે, તે ધર્મરૂપ યજ્ઞથી વરસાદ વરસે છે તેથી અન્નની ઉત્પત્તિ થાય છે અને એ અપૂર્વરૂપ ધર્મ કર્મથી થાય છે. ત્યાં મનુસ્મૃતિ પ્રમાણ છે. अग्नौदत्ताहुतिःसम्यगादित्यमुपतिष्ठते ॥ आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नंततःप्रजाः ॥ વૈદિક અગ્નિમાં પ્રાતઃકાળ અને સાયંકાળને વિષે શ્રદ્ધાભક્તિપૂર્વક જે ઘૃતાદિ પદાર્થોની આહુતિ અપાય છે તે આહુતિ સૂક્ષ્મરૂપવડે આદિત્યમાં સ્થિત થાય છે તથા આહુતિવિશિષ્ટ આદિત્યથી મેઘદ્વારા જલની વૃષ્ટિ ઉત્પન્ન થાય છે. તે જલની વૃષ્ટિથી વ્રીહિ અને યવાદિક અન્ન ઉત્પન્ન થાય છે તથા તે અન્નથી આ મનુષ્યાદિ શરીર

ઉત્પન્ન થાય છે તે એવી રીતે કે વ્રીહિયવાદિક અન્ન પુરૂષના ભોજનમાં આવે છે અને તેનું વીર્ય થાય છે. તે વીર્ય પુરૂષથી સ્ત્રીના શરીરમાં પ્રાપ્ત થઇ તેથી શરીર ઉત્પન્ન થાય છે. ૧૪

બ્રહ્મ એવું વેદનું નામ છે. તે વેદરૂપ બ્રહ્મ જેમાં પ્રમાણ છે તેનું નામ બ્રહ્મોદ્ભવ કહેવાય છે. વેદે વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ કર્મને તું અપૂર્વરૂપ ધર્મનું સાધન જાણ પણ બીજાં પાખંડ શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલાં કર્મને તારે અપૂર્વ ધર્મનું સાધન જાણવું નહિ. ભ્રમ પ્રમાદાદિક સર્વ દોષોથી રહિત એવા પરમાત્મા દેવથકીજ પુરૂષના શ્વાસની પેઠે પ્રયત્નવિના ઋક્ યજુષ્ સામ અને અથર્વણરૂપ વેદ પ્રગટ થયેલાછે તેમાટે સર્વ અર્થને પ્રકાશ કરનારા તથા નાશથી રહિત એવા વેદ, તે ધર્મરૂપ યજ્ઞમાં સ્થિત છે. ૧૫

હે પાર્થ! સર્વજ્ઞ પરમેશ્વરથકી સર્વ અર્થનો પ્રકાશ કરનારા વેદ પ્રગટ થાય છે. ત્યાર પછી વેદે કહેલાં કર્મનું જ્ઞાન થાય છે. કર્મનું જ્ઞાન થયા પછી અને કર્મ કરવાથી અપૂર્વરૂપ ધર્મની ઉત્પત્તિ થાય છે. તે ધર્મની ઉત્પત્તિ પછી જલની વૃષ્ટિ થાય છે. જલની વૃષ્ટિ થયા પછી વ્રીહિ અને યવાદિક અન્ન ઉત્પન્ન થાય છે. અન્નથી મનુષ્યાદિ ભૂત ઉત્પન્ન થાય છે. ત્યાર પછી તે મનુષ્યાદિકની ફરિથી કર્મમાં પ્રવૃત્તિ થાય છે. એવી રીતે સર્વ જગત્નો નિર્વાહ કરવા માટે પરમેશ્વરે પ્રવર્ત્તાવેલા ચક્રને જે પુરૂષ અંગીકાર કરતો નથિ તે ઇન્દ્રિયારામ પુરૂષ વ્યર્થ જીવે છે અર્થાત્ તેને જીવવાથી મરવું સારૂં છે. ૧૬

જે વિદ્વાનને પરમાનન્દસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થયેલી છે તે વિદ્વાન્ વિષયસુખમાં તુચ્છ બુદ્ધિવાળો થઇ તે સુખની ઇચ્છા કરતો નથિ કારણ કે તે પરમાનન્દસ્વરૂપ આત્માવડેજ તૃપ્ત છે અને આત્મામાંજ સન્તોષ પામેલો છે પણ તે પુરૂષ આત્માવિના બીજા પદાર્થમાં સન્તોષ પામતો નથિ તેને કોઇપણ કર્ત્તવ્ય વિદ્યમાન નથિ. ૧૭

તે વિદ્વાન્ પુરૂષને કર્મવડે કોઇ સ્વર્ગાદિ પ્રયોજન તથા

મોક્ષાદિ પ્રયોજન નથિ કારણ કે તેને સ્વર્ગાદિકની પ્રાપ્તિની ઇચ્છામાત્ર પણ નથિ અને મોક્ષરૂપ શ્રેય તો કર્મવડે સિદ્ધ થાય એવું નથિ. ત્યાં શ્રુતિ परीक्ष्यलोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायात् ॥ પુણ્ય કર્મવડે રચેલાં સ્વર્ગાદિ લોકને અનિત્યતાદિક દોષવાળાં જાણી બ્રાહ્મણને વૈરાગ્ય પામવો. કર્મ ન કરવાથી પણ વિદ્વાનને આ લોકમાં કોઇ પ્રયોજન સિદ્ધ કરવું નથિ તેમાટે આ બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરૂષ બ્રહ્માને આદિ લઇ સ્થાવર પર્યન્ત સર્વ ભૂતોમાં કોઇ પણ પ્રયોજનનો સમ્બન્ધ નથિ. ૧૮

હે અર્જુન! તું જ્ઞાનવાન્ નથિ પણ કેવળ કર્મોનોજ અધિકારી છે માટે આત્મજ્ઞાનમાં ઉપયોગી એવાં નિત્ય નૈમિત્તિક કર્મને ફલની ઇચ્છાથી રહિત થઇ શ્રદ્ધાભક્તિપૂર્વક નિરન્તર કર્મ કર કારણ કે ફલની ઇચ્છાથી રહિત થઇને નિરન્તર નિત્ય નૈમિત્તિક કર્મ કરતાં છતાં પુરૂષ અન્તઃકરણની શુદ્ધિદ્વારા તથા આત્મજ્ઞાનદ્વારા મોક્ષ પામે છે. ૧૯

જનાદિક પ્રસિદ્ધ રાજા નિત્ય નૈમિત્તિક કર્મ કરીનેજ અન્તઃકરણની શુદ્ધિદ્વારા શ્રવણ મનનાદિકથી સિદ્ધ થનારી જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયા હતા પણ તે કોઇ કર્મોનો ત્યાગ કરી જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયા ન હોતા, આ વાર્ત્તા યથાર્થ છે તે માટે તું ક્ષત્રિય પણ જ્ઞાનની ઇચ્છાવાળો થઇ અથવા વિદ્વાન્ થઇ સર્વ પ્રકારે કર્મ કરવાનેજ યોગ્ય છે પણ કર્મનો ત્યાગ કરવાને યોગ્ય નથિ. ૨૦

સર્વ લોકમાં મુખ્ય રાજાદિ શ્રેષ્ઠ મનુષ્યો જે જે શુભ કર્મ કરે છે તે તે કર્મ રાજાદિકથી આજ્ઞામાં ચાલનારા મનુષ્યો કરે છે પણ રાજાદિકથી સ્વતંત્ર થઇને કાંઇપણ કાર્ય કરી શકતાં નથિ અને તે શ્રેષ્ઠ પુરૂષો જે લૌકિક અને વૈદિક પદાર્થને પ્રમાણરૂપ કરી અંગીકાર કરેછે તેજ લૌકિક અને વૈદિક પદાર્થને બીજાં મનુષ્યો પણ પ્રમાણરૂપ ગણી અંગીકાર કરેછે માટે સર્વ લોકમાં તું પ્રધાનભૂત રાજા થઇ લોકના સંરક્ષણ માટે

અવશ્ય કર્મ કરવાને યોગ્ય છે. ૨૧

જેમ ઘરના સ્વામીને તે ઘરમાં રહેલા સર્વ પદાર્થ પ્રાપ્ત-જ છે તેમ સર્વ બ્રહ્માંડનો સ્વામી જે હું શ્રીકૃષ્ણ ભગવાન્ તે-ને તે બ્રહ્માંડોમાં રહેલા સર્વ પદાર્થ પ્રાપ્તજ છે. કોઇ પણ પદાર્થ મને અપ્રાપ્ત નથી. આલોકમાં મનુષ્યોને જે વસ્તુ પ્રા-પ્ત થયેલી નથિ તેને માટે પ્રયત્ન કરે છે પણ જે વસ્તુ પ્રાપ્ત થયેલી છે તેની પ્રાપ્તીને માટે કોઇ પણ પુરૂષ પ્રયત્ન કરતો નથિ માટે ત્રણ લોકમાં કોઇ પદાર્થની પ્રાપ્તિ સારૂ મારે કાંઇ પણ પ્રયત્ન કરવા જેવું નથિ તો પણ હું વેદવિહિત શુભ ક-ર્મમાં પ્રવર્ત્તેલોજ છું પણ તે શુભકર્મનો હું કોઇ વખતે પણ ત્યાગ કરતો નથિ એ વાત તેને પણ પ્રત્યક્ષસિદ્ધ છે. ૨૨

હે અર્જુન! હું હમણાં કૃતાર્થ છું, કર્મ કરવાથી મારે કિં-ચિત્માત્ર અર્થ પણ સિદ્ધ કરવા યોગ્ય રહ્યો નથિ, એવા પ્રકારની કૃતાર્થબુદ્ધિવડે જો કદાચિત્ હું આલસરહિત થઇ શુભ કર્મોમાં પ્રવર્ત્તુ નહિ તો કર્મના અધિકારી જેટલાં મનુ-ષ્યો છે તે સર્વે મને શુભ કર્મથી રહિત થયેલો દેખીને પોતે પણ શુભ કર્મોથી રહિત થાય. કારણ કે આ શ્રીકૃષ્ણ ભગ-વાન્ સર્વજ્ઞ છે, એવા પ્રકારની મારી ઉપર સર્વજ્ઞત્વ બુદ્ધિ ક-રીને એ સર્વ અધિકારી મનુષ્ય સર્વ પ્રકારથી મારો માર્ગજ અંગીકાર કરે. ૨૩

હે અર્જુન! સર્વનો ઇશ્વર થઇને હું શાસ્ત્રવિહિત શુભ કર્મ ન કરૂં તો મને અનુસરીને વર્ત્તનારા મનુ આદિ શ્રેષ્ઠ પુ-રૂષ પણ તે શુભ કર્મમાં પ્રવૃત થાય નહિં અને તેથી જલની વૃષ્ટિદ્વારા સર્વલોકની સ્થિતિના કારણરૂપ યજ્ઞાદિકનો લોપ થાય તથા તે લોપ થવાથી આ સર્વ લોક નાશ પામે. તે સર્વ લોકનો નાશ થવાથી વર્ણસંકર કરનારો હુંજ થાઉં અને તે મા-ટે સર્વ પ્રજાનું હનન કરનારો હું થાઉં. એ વાર્ત્તા મને અ-ત્યન્ત અનુચિત છે કારણ કે સર્વ પ્રજાનો અનુગ્રહ કરવા માટે પ્રવર્ત્તીને પછી ધર્મનો લોપ કરી પ્રજાને હણવી એ ઘણું અયોગ્ય છે. ૨૪

હે ભારત! આત્મજ્ઞાનથી રહિત અજ્ઞાની પુરૂષ હું કર્મનો કર્ત્તાછું, એ પ્રકારના કર્ત્તાપણાનું અભિમાન કરીને તથા સ્વર્ગાદિક ફલની ઇચ્છા કરીને યજ્ઞાદિક કર્મમાં અભિનિવેશવાળો થઇ જેવી રીતે શ્રદ્ધાભક્તિપૂર્વક યજ્ઞાદિક કર્મોને કરેછે, તેવી રીતે લોકસંગ્રહની ઇચ્છાવાળો વિદ્વાન્ પણ શ્રદ્ધાભક્તિ પૂર્વક યજ્ઞાદિક કર્મ કરે પરન્તુ તે વિદ્વાન્ કર્ત્તાપણાના અભિમાનથી રહિત થઇ તથા સ્વર્ગાદિ ફલની ઇચ્છાથી રહિત થઇ શુભ કર્મોને કરે. ૨૫

કર્ત્તાપણાના અભિમાને કરિને તથા સ્વર્ગાદિક ફલની ઇચ્છાએ કરીને યજ્ઞાદિક કર્મમાં અભિનિવેશવાળા અજ્ઞાની પુરૂષોની, હું આ કર્મ કરૂંછું તથા હું આ ફલને ભોગવીશ, એવા પ્રકારની જે બુદ્ધિ છે તે બુદ્ધિના ભેદને વિદ્વાન્ પુરૂષે ઉત્પન્ન કરવો નહિ અર્થાત્ તું આત્મા અકર્તા છે અભોક્તા છે, એ પ્રકારનો ઉપદેશ કરીને અજ્ઞાની પુરૂષોની બુદ્ધિને શુભ કર્મથી ચલાયમાન કરવી નહિં પણ તે વિદ્વાન્ પુરૂષ પોતે શ્રદ્ધાભક્તિપૂર્વક શુભકર્મ કરી અજ્ઞાની પુરૂષોને પણ શ્રદ્ધા ઉત્પન્નકરી તેઓને શુભકર્મમાં નિરન્તર જોડે કારણ કે શાસ્ત્રે કહેલાં શુભકર્મના ઉપદેશથી જેનું અન્તઃકરણ શુદ્ધ થયેલું છે તે પુરૂષજ અકર્તા આત્માના ઉપદેશનો અધિકારી છે. ૨૬

માયારૂપ પ્રકૃતિના વિકારરૂપ જેટલા દેહ ઇન્દ્રિય અને અન્તઃકરણાદિક કાર્યકારણરૂપ ગુણોવડે સર્વ પ્રકારથી લૌકિક વૈદિક સર્વ કર્મ કરાય છે પણ આ અસંગ આત્મા તે કર્મનો કર્તા નથિ તથાપિ કાર્યકારણરૂપ સંધાતમાં આત્માપણાની બુદ્ધિરૂપ અહંકારવડે વિમુઢ થયેલો છે અને હુંજ કર્ત્તા છું એમ પોતાના આત્માને કર્ત્તા માને છે પણ તે પ્રકૃતિનાં ગુણોને કર્ત્તારૂપે માનતો નથિ. ૨૭

હે મહાબાહો! ગુણ કર્મ તથા વિભાગનું યથાર્થ સ્વરૂપ જાણનારો વિદ્વાન્ પુરૂષ આ ઇન્દ્રિયાદિ કરણજ વિકારી હોવાથી પોત પોતાના રૂપાદિક વિષયોમાં પ્રવર્તે છે પણ નિર્વિ-

કાર આત્મા રૂપાદિક વિષયોમાં પ્રવર્તતો નથિ એ પ્રકારનો નિશ્ચય કરી પોતાના આત્મામાં કર્તાપણાનું અભિમાન કરતો નથિ. ૨૮

પ્રકૃતિના ગુણથી સંમૂઢ થયેલો અજ્ઞાની, હું સ્વર્ગાદિક ફલની પ્રાપ્તિ માટે કર્મ કરૂં છું એમ અત્યન્ત દૃઢ બુદ્ધિ રાખે છે તથા કર્મનો અધિકારી, તથા અનાત્મ પદાર્થોના અભિમાનવાળો, અશુદ્ધ ચિત્તવાળો, જ્ઞાનના અધિકારને ન પ્રાપ્ત થયેલો જે અજ્ઞાની પુરૂષ છે તેને વિદ્વાન્ પુરૂષ, તારે ફલની કામનાવડે કર્મ ન કરવું, અથવા એ કર્મોનું ફલ અસત્ય છે, અથવા કર્મોના કર્તા આદિક મિથ્યાજ છે, અથવા તું બ્રહ્મરૂપ છે તારે કાંઇ પણ કર્તવ્ય નથિ, ઇત્યાદિક ઉપદેશવડે શુભ કર્મની શ્રદ્ધાથી ચલાયમાન કરવો નહિં અને જે શુદ્ધ અન્તઃકરણવાળો હોવાથી અધિકારી છે તે તો ઉપદેશ આપ્યા વિના પોતાની મેળે વિવેક ઉત્પન્ન કરી જ્ઞાનનો અધિકાર પામેછે. ૨૯

હે અર્જુન ! સર્વજ્ઞ, સર્વ જગતનો નિયન્તા તથા સર્વનો આત્મારૂપ જે હું પરમેશ્વર વાસુદેવ છું તે મારે વિષે તું સર્વ લૌકિક વૈદિક કર્મને અધ્યાત્મ ચિત્તવડે સમર્પણ કર તથા સર્વ વાસનાઓથી રહિત થઇ, દેહ પુત્ર ભ્રાતાદિકોમાં મમતાથી રહિત થઇ, આ લોકમાં અપકીર્તિનો હેતુરૂપ તથા પરલોકમાં નરકની પ્રાપ્તિનો હેતુરૂપ જે શોકરૂપી જ્વર તેથી રહિત થઇ, આ યુદ્ધ કર, अध्यात्मचेतसा એ પદનો વ્યુત્પત્તિસહિત અર્થ આવી રીતે છે કે આત્માનું પ્રતિપાદન કરવા માટે જે શાસ્ત્ર પ્રવર્તે છે તેનું નામ અધ્યાત્મ કહેવાય છે અને એવું ઉપનિષદ્રૂપ વેદાન્તશાસ્ત્ર છે તે અધ્યાત્મશાસ્ત્રના વિચારમાં જે ચિત્ત તત્પર થાય તેનું નામ અધ્યાત્મચેતસ કહેવાય છે; એવા અધ્યાત્મ ચિત્તવડે તું સર્વ કર્મને પરમેશ્વરમાં અર્પણ કર. ૩૦

શાસ્ત્રે તથા ગુરૂએ ઉપદેશ કરેલો અર્થ કદાપિ આપણને અનુભવમાં ન આવતો હોય તો પણ આ અર્થ સત્ય છે એ પ્રકારનો જે વિશ્વાસ તેનું નામ શ્રદ્ધા કહેવાય છે અને કોઇ

પુરૂષના ગુણોમાં દોષ પ્રગટ કરવા તેનું નામ અસૂયા કહેવાય છે. ફલની ઇચ્છાથી રહિત થઇ તથા ભગવત અર્પણ બુદ્ધિ રાખી અધિકારી પુરૂષે શાસ્ત્રોકત શુભ કર્મ કરવું એ મારૂં મત છે તે પ્રમાણે અધિકારી પુરૂષને નિરન્તર કરવા યોગ્યથી તે મત નિત્ય છે. એ મારા મતને કોઇ પુરૂષ શ્રદ્ધાવાળો થઇ તથા અસૂયાથી રહિત થઇ અંગીકાર કરે છે તે મનુષ્ય અન્તઃકરણથી શુદ્ધિદ્વારા તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા, જ્ઞાની પુરૂષોની પેઠે પુણ્યપાપ કર્મથી મુક્ત થાય છે ૩૧.

જે પુરૂષો નાસ્તિકપણાથી ગુરૂશાસ્ત્રોક્ત વચનમાં શ્રદ્ધા રાખતા નથિ તથા ગુણોમાં દોષોના કહેવા રૂપી અસૂયા કરે છે અને પ્રથમ કહેલા મારા મતનો અંગીકાર કરતા નથી તે પુરૂષોને દુષ્ટચિત્તવાળા, સર્વ જ્ઞાનમાં વિમૂઢ અને સર્વ પુરૂષાર્થોથી નાશ પામેલા છે એમ તું જાણ. ૩૨

ગુણદોષ જાણનારા જ્ઞાનવન્ત પુરૂષો પણ પોતાના પૂર્વ સંસ્કારરૂપ પ્રકૃતિને અનુસરીનેજ ચેષ્ટા કરે છે તો પછી બીજા અજ્ઞાની પુરૂષો પોતાની પ્રકૃતિને અનુસરી તેજ ચેષ્ટા કરે એમાં શું કહેવું! જો કે એ પ્રકૃતિ અવિવેકી પ્રાણિયોને પુરૂપાર્થથી ભ્રષ્ટ કરનારી છે તથાપિ તે સર્વ પ્રાણી તે પ્રકૃતિનેજ અનુસરે છે તેમાં મેં કરેલો નિગ્રહ તથા રાજાએ કરેલો નિગ્રહ શું કરી શકશે! અર્થાત્ મહોટા રાગવડે પાપ કર્મોમાં પ્રવર્તેલા પુરૂષોને એ નિગ્રહ તે પાપકર્મથી નિવૃત્તિ કરવામાં સમર્થ નથી. ૩૩

શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, અને ઘ્રાણ, એ પાંચ જ્ઞાન ઇન્દ્રિયો છે અને વાક્, પાણિ, પાદ, પાયુ અને ઉપસ્થ એ પાંચ કર્મઇન્દ્રિયો છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ જ્ઞાનઇન્દ્રિયોના વિષય છે અને વચન, આદાન, ગમન, આનન્દ અને મલવિસર્જન, એ કર્મઇન્દ્રિયોના વિષય છે. તે શબ્દાદિક વિષયોમાં તથા વચનાદિક વિષયોમાં જે જે વિષય પુરૂષને અનુકુલ હોય અને જે જે વિષય પ્રતિકુલ હોય તે તે વિષય શાસ્ત્રમાં કોઇ વખતે અનુકૂલ અથવા કોઇ વખતે પ્રતિકૂલ, એમ નિયમ

પૂર્વક કહેલા છે. તેમાં જે વિષય પ્રીતિ કરનારો હોય પણ શાસ્ત્રે નિષેધ કરેલો હોય તેને ગ્રહણ કરવો નહિ અને પ્રીતિ કરનારો ન હોય પણ જે શાસ્ત્રે કહેલો છે તે ગ્રહણ કરવો. એવી રીતે નિશ્ચય કરી રાગ દ્વેષને આધીન થવું નહિ કારણ કે એ રાગ દ્વેષ પ્રાણિયોના શત્રુ છે. ૩૪

હે અર્જુન! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર, એ ચાર પ્રકારના વર્ણમાં અને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમમાં, જે જે વર્ણપ્રત્યે તથા જે જે આશ્રમપ્રત્યે ધર્મશાસ્ત્ર જે જે ધર્મ ઉપદેશ કરેલા હોય, તે તે ધર્મ તે વર્ણના અને તે આશ્રમનો સ્વધર્મ કહેવાય છે તથા બીજા વર્ણનો અને બીજા આશ્રમનો જે ધર્મ તે પરધર્મ કહેવાય છે. જેમ કે શાસ્ત્રમાં બૃહસ્પતિસવ નામનો યજ્ઞ બ્રાહ્મણે કરવો પણ ક્ષત્રીયે કરવો નહિં એમ કહેલું છે માટે તે બૃહસ્પતીસવ યજ્ઞ બ્રાહ્મણને તો સ્વધર્મ છે પણ ક્ષત્રિયને પરધર્મ છે અને જેમ રાજસૂય નામનો યજ્ઞ ક્ષત્રિયે કરવો પણ બ્રાહ્મણે કરવો નહિ એમ શાસ્ત્રમાં કહેલું છે તો પછી તે રાજસૂય નામનો યજ્ઞ ક્ષત્રિયે કરવો પણ બ્રાહ્મણે કરવો નહિ એમ શાસ્ત્રમાં કહેલું છે તો પછી તે રાજસુયયજ્ઞ ક્ષત્રિયને તો સ્વધર્મ છે પણ બ્રાહ્મણને પરધર્મ છે. એ પ્રમાણે સ્વધર્મ અને પરધર્મનું લક્ષણ શાસ્ત્રથી જાણવું. એ સ્વધર્મ કોઇક અંગોની ન્યૂનતાપૂર્વક હોય તો પણ અત્યન્ત શ્રેષ્ઠ છે અને પોતાના ધર્મમાં મરણ થાય તો પણ શ્રેષ્ઠ છે પરન્તુ પરધર્મ ભય પ્રાપ્ત કરનારો છે.

હે વાર્ષ્ણેય! આ પુરૂષ પોતે પાપ કર્મની ઇચ્છા કરતો નથિ તો પણ બલાત્કારથી પાપ કર્મ કરે છે અને પરમ પુરૂષાર્થના સાધનરૂપ જે આપે ઉપદેશ કરેલું કર્મ તેની ઇચ્છા કરે છે તો પણ પુરૂષ તે કર્મ કરતો નથિ માટે આવું સિદ્ધ થાય છે કે પુરૂષ પરતન્ત્ર છે પણ સ્વતંત્ર નથિ કારણ કે પરતન્ત્રતાવિના આ વાર્ત્તા સંભવતી નથિ. જેમ કોઈ રાજા કોઇ કાર્યમાં બલાત્કારથી પોતાના ભૃત્યને પ્રેરણા કરેછે, તે ભૃત્યને તે કાર્ય કરવાની ઇચ્છા ન હોય તો પણ તે કાર્ય અ-

વશ્ય કરે છે તેમ બલવાન્ કારણથી પ્રવૃત્ત થયેલો પુરૂષ તમારા મતવિશેષથી એવાં પાપકર્મને સર્વ અનર્થનું મૂલ જાણીને પણ કરે છે માટે એ અનર્થમાં પ્રવૃત્તિ કરાવનારા કારણનું સ્વરૂપ આપ મને કહો કે જે કારણનું સ્વરૂપ જાણીને હું તે કારણનો નાશ કરવા માટે પ્રયત્ન કરૂં. ૩૬

પુરૂષને બલાત્કારથી અનર્થ માર્ગમાં પ્રવૃત્તિ કરનારો કામરૂપી મ ોટો શત્રુ છે, એ કામથકી આ પ્રાણિયોને સર્વ અનર્થની પ્રાપ્તિ થાય છે. જો તું એમ શંકા કરીશ કે કામ જેમ પ્રાણિયોને અનર્થમાં પ્રવૃત્તિ કરાવનારો છે તેમ ક્રોધ પણ અનર્થમાં પ્રવૃત્તિ કરાવનારો છે માટે કેવળ કામજ મારો શત્રુ છે એમ નથિ, તો ત્યાં હું કહુંછું કે વિષયની અભિલાષારૂપ જે કામ છે તે કામથી ક્રોધ ભિન્ન નથિ પણ એ કામજ ક્રોધ રૂપે છે. જેમ કોઇ પુરૂષ ધનાદિક પદાર્થની ઇચ્છા કરીને ધનવાળા પુરૂષની સમીપ જાય છે અને ત્યાં કોઇ દુષ્ટ પુરૂષ તે પુરૂષની ઇચ્છા પૂર્ણ થવા આપે નહિ તો તે પુરૂષનો ઇચ્છારૂપી કામ તે દુષ્ટ પુરૂષ ઉપર ક્રોધરૂપ થઈ પરિણામ પામે છે એ વાત સર્વ લોકમાં અનુભવથી સિદ્ધ છે માટે કામજ ક્રોધરૂપ છે અને તે રજોગુણથી ઉત્પન્ન થયો છે, મહોટા આહારવાળો છે અત્યન્ત ઉગ્ર છે માટે એ કામને તું વૈરીરૂપ જાણ. ૩૭

સ્થૂલ શરીરમાં પ્રકાશ પામેલો કામ સ્થૂલ કહેવાય છે અને તેજ કામ વિષયોને ચિન્તન કરવાની અવસ્થામાં વારંવાર વૃદ્ધિ પામીને સ્થૂલતર કહેવાય છે. અને તેજ કામ વિષયોને ભોગવવાની અવસ્થામાં અત્યન્ત વૃદ્ધિને પ્રાપ્ત થઇ સ્થૂલતમ કહેવાય છે. એવી રીતે એકજ કામ સ્થૂલ, સ્થૂલતર અને સ્થૂલતમ એવી ત્રણ અવસ્થાવાળો છે. ત્યાં કામની પ્રથમ સ્થૂલ અવસ્થામાં દૃષ્ટાન્ત કહે છે કે જેમ અગ્નિની સાથે ઉત્પન્ન થયેલા આ અપ્રકાશરૂપ ધૂમાડાથી પ્રકાશરૂપ અગ્નિ ચારે તરફ વ્યાપ્ત થાય છે તેમ સ્થૂલ કામથી જ્ઞાન વ્યાપ્ત થાય છે. હવે તે કામની બીજી સ્થૂલતર અવસ્થામાં બીજું દૃષ્ટાન્ત આવી રીતે છે કે દર્પણ ઉપર ઉત્પન્ન થયેલા રજરૂપ

મલવડે તે દર્પણ ઢંકાય છે. તેમ આ સ્થૂલતર કામવડે જ્ઞાન ઢંકાય છે. હુવે તે કામની ત્રીજી સ્થૂલતમ અવસ્થામાં આવી રીતે દૃષ્ટાન્ત છે કે જેમ માતાના ઉદરમાં રહેલો ગર્ભ ચારે તરફ જરાયુ નામના ચર્મથી ઢંકાયેલો છે તેમ આ સ્થૂલતમ કામે જ્ઞાન ઢાંકી દીધું છે. એ પ્રકારે ત્રણ દૃષ્ટાન્તોની વિલક્ષણતાનો અંગીકાર કરીને તે કામની સ્થૂલ, સ્થૂલતર અને સ્થૂલતમ એવી ત્રણ અવસ્થાઓમાં યથાક્રમથી તે ત્રણ દૃષ્ટાન્ત કહેલાં છે અને એ ત્રણ દૃષ્ટાન્તોમાં પરસ્પર એટલો ભેદ છે કે ધૂમાડાવડે વિંટાયેલો અગ્નિ દાહાદિરૂપ પોતાના કાર્યને કરતો નથિ અને રજરૂપ મલવડે વિંટાયેલું દર્પણ પ્રતિબિમ્બના ગ્રહણરૂપ પોતાનું કાર્ય કરતું નાથ પણ પોતાના રૂપથી દેખાતું રહે છે તથા જરાયુચર્મથી વિંટાયેલો ગર્ભ હાથ પગ આદિકના પ્રસારણરૂપ પોતાનું કાર્ય કરતો નથિ અને પોતાના સ્વરૂપથી દેખાતો નથિ. ૩૮

હે કૌન્તેય ! આ કામ જ્ઞાની પુરૂષને તો નિરન્તર વૈરી છે કારણ કે અજ્ઞાની પુરૂષ તો વિષય ભોગકાળમાં તે કામને મિત્રની પેઠેજ જાણે છે અને જ્યારે તે અજ્ઞાની પુરૂષને તે કામનું કાર્યરૂપ દુઃખ આવી પડે છે ત્યારે તે અજ્ઞાની પુરૂષ, આ કામેજ મને આ દુઃખની પ્રાપ્તિ કરી એમ તે કામને શત્રુરૂપ જાણે છે માટે અજ્ઞાનીનો પણ કામ નિત્ય વૈરી છે પણ દુઃખરૂપ પરિણામ કાળમાં વૈરી છે અને જ્ઞાનવાન પુરૂષ તો વિષયકાળમાં પણ એને નિત્ય વૈરી જાણે છે તેથી એનો નિત્ય વૈરી છે માટે અગ્નિની પેઠે તૃપ્ત ન થતા એવા એ કામે જ્ઞાનને ઢાંકી દીધું છે. ૩૯

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ પાંચેને યથાક્રમથી વિષય કરનારાં શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન અને પ્રાણ, એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે તથા વચન, આદાન, ગમન, આનન્દ, અને વિસર્ગ, એ પાંચ ક્રિયાઓને ઉત્પન્ન કરનારી વાક્, પાણિ, પાદ, પાયુ અને ઊપસ્થ એ પાંચ કર્મેન્દ્રિઓ છે તથા સંકલ્પરૂપ મન, નિશ્ચયરૂપ બુદ્ધિ, એ સર્વે કામનું અધિષ્ઠાન

કહેવાય છે. તેણે કરીને આ કામ વિવેકજ્ઞાનને ઢાંકી દેહાભિમાની પુરૂષને નાના પ્રકારના મોહની પ્રાપ્તિ કરે છે. ૪૦

હે અર્જુન! જેમ કોઇ પર્વતમાં તથા કોઇ ગઢ આદિકમાં કોઇ રાજા રહેલો હોય તેને જીતવાને ઇચ્છનારો બીજો કોઇ રાજા તે પર્વત અથવા ગઢ આદિક પોતાને વશ કરી. ને તેમાં રહેલા રાજાનો નાશ કરે છે પણ પર્વત તથા ગઢને વશ કર્યા વિના નાશ કરી શકતો નથી, તેમ ઇન્દ્રિઓને વશ કર્યા વિના તે કામનો નાશ થઇ શકતો નથિ માટે પ્રથમ ઇંદ્રિયોને વશ કરી, પાપી અને જ્ઞાન વિજ્ઞાનને નાશ કરનારા કામને અવશ્ય તું હણી નાખ. ૪૧.

સ્થૂલ, જડ અને બાહ્ય, એવા દેહાદિ અર્થોની અપેક્ષાથી શ્રોત્રાદિક પંચ જ્ઞાનેન્દ્રિયો સૂક્ષ્મ, પ્રકાશક, વ્યાપક તથા અન્દર રહેલી છે માટે વેદ જાણનારા પુરૂષો અથવા વેદની શ્રુતિઓ કરનારા દેહાદિ અર્થોથી શ્રોત્રાદિ ઇન્દ્રિયોને પર કહે છે. ઇન્દ્રિઓથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે, અને બુદ્ધિથી પણ જે પર રહેલો છે એ આત્મા છે. ૪૨.

હે મહાબાહો! આ સાક્ષી આત્મા બુદ્ધિથી પર છે, એપ્રકારની નિશ્ચયરૂપ બુદ્ધિ કરીને તથા મનને સ્થિર કરીને તું સર્વ પુરૂષાર્થને નાશ કર. કામરૂપી શત્રુ એ તૃષ્ણારૂપ છે તથા આત્માના સાક્ષાત્કાર વિના ઘણા દુઃખથી પણ નાશ કરવાને અશક્ય છે એવા કામનો નાશ થયા પછી સર્વ અનર્થોની નિવૃત્તિ થાય છે પણ તે કામનો નાશ કર્યા વિનાજ જન્મ મરણાદિ અનર્થોની નિવૃત્તિ થતી નથિ. ૪૩

# અધ્યાય ૪ થો.

હે અર્જુન ! નાશથી રહિત આ જ્ઞાન યોગને સૃષ્ટિના આદિકાળમાં મેં સૂર્યને કહેલો છે કારણ કે સૂર્ય ક્ષત્રિયવંશનું બીજ છે માટે તે થકી સર્વ ક્ષત્રિયોને જ્ઞાનયોગની પ્રાપ્તિદ્વારા બલની પ્રાપ્તિ થાય અને ક્ષત્રિયોને આધીન થયેલા સર્વ જગતનું પાલન થાય. ત્યાર પછી તે મારા શિષ્ય સૂર્યે વૈવસ્વત નામના પોતાના પુત્રને એ જ્ઞાનયોગ કહ્યો અને એ વૈવસ્વત મનુએ પોતાના ઇક્ષ્વાકુ નામના પુત્રને એ જ્ઞાનયોગ કહ્યો અને એ ઇક્ષ્વાકુ સર્વ રાજાઓમાં આદિ રાજા હતા.

જો કે ભગવાનનો ઉપદેશ પ્રત્યેક મન્વન્તરોમાં સ્વાયંભુવ મનુને આદિ લઇ સર્વ મનુઓ પ્રત્યે સાધારણજ છે તથાપિ હાલના સમયમાં વિદ્યમાન વૈવસ્વત મન્વન્તરના અભિપ્રાયથી શ્રી ભગવાને સૂર્યને આદિ લઇ વિદ્યાના સંપ્રદાયની ગણના કરી છે. ૧.

હે અર્જુન ! એવી રીતે સૂર્યને આદિ લઇ ગુરૂ શિષ્યોની પરંપરાથી પ્રાપ્ત થયેલા જ્ઞાનયોગને નિમિ, જનક, અજાતશત્રુ અને કૈકેય આદિ રાજર્ષિયોએ પોત પોતાના આચાર્ય અને પિતા આદિકથી જાણેલો છે. એ જ્ઞાન યોગને ધર્મની ન્યૂનતા કરનારા લાંબા કાળથી આ દ્વાપરયુગના અન્તમાં દુર્બલ, અજીતેન્દ્રિય અને અનધિકારી પુરૂષોને પ્રાપ્ત થઇ કામક્રોધાદિ વિકારો વડે પરાભવ પામી નાશ પામી ગયો છે. એ જ્ઞાનયોગ વિના અધિકારી મનુષ્યોને મોક્ષરૂપ પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ થઇ શકતી નથિ. ૨.

જે જ્ઞાનયોગ મેં સૂર્યાદિ શિષ્યો પ્રત્યે ઉપદેશ કરેલો હતો તે જ્ઞાનયોગ હમણાં અધિકારી પુરૂષોના અભાવથી વિચ્છિન્ન સંપ્રદાયવાળો થયો છે તથા જે જ્ઞાનયોગ વિના પુરૂષોને મોક્ષરૂપ પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ થતિ નથિ તેજ અનાદિ જ્ઞાનયોગ મેં તને વિસ્તારથી કહ્યો પણ બીજા પુરૂષ જેવા તેવા પુરૂષ પાસે કહ્યો નથિ કારણ કે તું મારો ભકત, મારા ઉપર અત્ય-

ન્ત પ્રીતીવાળો, મારો સખા અર્થાત્ મારી સમાન અવસ્થાવાળો, મારે વિષે સ્નેહવાળો અને મારી સહાયતા કરનારો છે માટે આ જ્ઞાનયોગ મેં તને કહ્યો છે અને એ ઉત્તમરહસ્ય છે. ૩.

હે ભગવન્! આપનો જન્મ આ દ્વાપરયુગના અન્તમાં વસુદેવના ઘરને વિષે થયો છે, તે જન્મ પણ મનુષ્યત્વજાતિવાળો હોવાથી નિકૃષ્ટ છે અને સૂર્યનો જન્મ તો સૃષ્ટિના આદિ કાળમાં થયો છે તથા તે દેવત્વ જાતિવાળો હોવાથી ઉત્કૃષ્ટ છે માટે આ કાળમાં ઉત્પન્ન થયેલા તમે સૃષ્ટિના આદિ કાળમાં ઉત્પન્ન થયેલા સૂર્યને આ જ્ઞાનનો ઉપદેશ કર્યો એ વાત મને અત્યન્ત વિરૂદ્ધ લાગે છે. ૪.

હે અર્જુન! જેમ આ લોક, સર્વદા વિદ્યમાન સૂર્યનો પણ ઉદય થયેલો માને છે તેમ વસ્તુતાથી જન્મરહિત એવા મારા લોકદૃષ્ટિના અભિપ્રાયથી અનેક જન્મ પૂર્વે વીતિ ગયા છે તેમ તારા પણ પુણ્ય પાપને આધિનપણે દેહના ગ્રહણરૂપ અનેક જન્મ વીતિ ગયા છે. તે મારા તારા તથા બીજા સર્વ જીવના જન્મને હું જાણી શકું છું પણ ઢંકાયેલી જ્ઞાનશક્તિવાળો તું સર્વ જન્મને જાણી શકતો નથિ. ૫.

હું જન્મ મરણથી રહિત છું તથા બ્રહ્માને આદિ લઇ સ્તમ્ભ પર્યન્ત સર્વ પ્રાણિ માત્રનો ઇશ્વર છું તથાપિ સત્વ રજ અને તમ એવી ત્રિગુણરૂપ પ્રકૃતિને ચિદાભાસદ્વારા વશ કરી દેહવાળા પુરૂષોની પેઠે જન્મ પામીને જણાઉં છું અને મારામાં જે મનુષ્યત્વાદિક ધર્મ જણાય છે તે મારે વિષે વસ્તુતાથી નથિ પણ લોકોના ઉપર અનુગ્રહ કરવા માટે મારી માયાએ કરીને જણાય છે. ૬

હે અર્જુન! અગ્નિહોત્રાદિક જે વેદે કહેલાં કર્મ છે તેને કરવાં તે પ્રવૃત્તિ ધર્મ અને પરસ્ત્રીગમનાદિક જે ન કરવું તેનું નામ નિવૃતિરૂપ ધર્મ કહેવાય છે. એવા ધર્મની જે જે વખત હાનિ થાય છે અને વેદે નિષિદ્ધ કરેલો તથા નાના પ્રકારના દુઃખોના સાધનરૂપ તથા ધર્મ વિરોધી જે અધર્મ તે જે જે કાળમાં વૃદ્ધિ પામે છે તે તે કાળમાં હું દેહને

સર્જું છું અર્થાત્ નિત્યસિદ્ધ એવા દેહને માયા વડે જાણે રચેલો હોય એમ દેખાડું છું. ૭.

ધર્મની હાનિ થવાથી હાનિ પામનારા, નિરન્તર વેદપ્રતિપાદિત માર્ગમાં રહેલા, વેદવિહિત કર્મ કરનારા અને પોતાના પ્રાણનો નાશ થાય તો પણ સ્વધર્મનો ત્યાગ કરનારા જે શ્રેષ્ઠ પુરૂષો છે તેઓને સાધુ પુરૂષો કહેવાય છે તેઓનું રક્ષણ કરવા માટે અને અધર્મની વૃદ્ધિથી વૃદ્ધિ પામનારા વેદ માર્ગના વિરોધી, શરીર મન તથા વાણીથી, નિરંતર વેદે નિષેધ કરેલાં પાપ કર્મને કરનારા દુષ્ટ પુરૂષોને મૂલથી નાશ કરવા માટે અને ધર્મનું સારી રીતે સ્થાપન કરવા માટે હું યુગ યુગને વિષે પ્રગટ થાઊં છું. ॥ ૮ ॥

હે અર્જુન! મારૂં જન્મ અને કર્મ એ બેઉ દિવ્ય છે અર્થાત્ બીજા પ્રાકૃત પુરૂષોથી એ કરવાને અશક્ય છે. એવાં મારાં દિવ્ય જન્મકર્મને જે પુરૂષ તત્વથી જાણે છે તે પુરૂષ આ વર્ત્તમાન શરીરનો ત્યાગ કરીને પછી બીજા જન્મને પામતો નથિ પણ તે મનેજ પામેછે. ૯.

સ્વર્ગાદિક ફલની પ્રાપ્તિની જે તૃષ્ણા તેનું નામ રાગ કહેવાય છે અને સ્ત્રી પુત્ર ધનાદિ સર્વ વિષયોનો ત્યાગ કરીને પછી જ્ઞાનમાર્ગમાં રહી, અમારૂં કેવી રીતે જીવન થશે એ પ્રકારનો જે ત્રાસ છે તેનું નામ ભય કહેવાય છે તથા સર્વ વિષયોને મૂલથી નાશ કરનારો જે જ્ઞાનમાર્ગ છે તે જ્ઞાનમાર્ગ કેવી રીતે અમારે હિતરૂપ થશે કે હિતરૂપ નહિં થાય એવી રીતનો જે દ્વેષ તેનું નામ ક્રોધ કહેવાય છે. તે રાગ ભય અને ક્રોધ એ ત્રણે, વિવેકવડે જે પુરૂષોને નિવૃત્ત થયેલા હોય તેનું નામ વીતરાગભયક્રોધ એવું કહેવાય છે અર્થાત્ એ શુદ્ધ અન્તઃકરણવાળા પુરૂષો છે. મારે વિષે ચિત્તવાળા તથા મને પ્રાપ્ત થયેલા અને જ્ઞાનરૂપ તપ થકી પાપ રહિત થયેલા ઘણા પુરૂષો મારા સ્વરૂપને પામ્યા છે. ૧૦

આ લોકમાં દુઃખવડે પીડાતા જે આર્ત્ત પુરૂષો તથા ધનાદિકની પ્રાપ્તિની ઇચ્છા કરનારા જે અર્થાર્થી પુરૂષો છે તથા

આત્મા જાણવાની ઇચ્છાવાળા જે જીજ્ઞાસુ પુરૂષો છે તથા તત્વસાક્ષાત્કારવાળા જે જ્ઞાની પુરૂષો છે, તે ચાર પ્રકારના પુરૂષોમાં જે પુરૂષો સકામવડે અથવા નિષ્કામ વડે મને ભજે છે તે પુરૂષોને તે મનવાંછિત ફલની પ્રાપ્તિ કરીને હું અનુગ્રહ કરૂં છું પણ વિપરીત ફલની પ્રાપ્તિ કરતો નથિ. મોક્ષની ઇચ્છારહિત જે આર્ત્ત પુરૂષો છે તેની પીડાનો નાશ કરી અનુગ્રહ કરૂં છું. મોક્ષની ઇચ્છાથી રહિત અર્થાર્થી પુરૂષોને ધનાદિક પદાર્થોની પ્રાપ્તિ કરી અનુગ્રહ કરૂંછું. નિષ્કામ કર્મ કરનારા જીજ્ઞાસુને આત્મજ્ઞાનની પ્રાપ્તિ વડે અનુગ્રહ કરૂં છું. જ્ઞાનવાન્ ભકતોને મોક્ષની પ્રાપ્તિ કરી અનુગ્રહ કરૂંછું. માટે કર્મના અધિકારી મનુષ્યો સર્વ પ્રકારે મારીજ ઉપાસના કરે છે. ૧૧.

જે સકામ પુરૂષો ઇંદ્ર અગ્નિ અને સૂર્યાદિ દેવતાઓને યજ્ઞાદિ કર્મવડે પ્રસન્ન કરે છે તે સકામ પુરૂષોને તે કર્મના ફલની પ્રાપ્તિ આ મનુષ્ય લોકમાં તત્કાલ થાય છે પણ આત્મજ્ઞાનનું જે મોક્ષરૂપ ફલ છે તે તો અન્તઃકરણની શુદ્ધિ વિના પ્રાપ્ત થતું નથિ કારણ કે મોક્ષરૂપી ફલ અન્તઃકરણ શુદ્ધિની અપેક્ષા અવશ્ય કરેછે અને અન્તઃકરણની શુદ્ધિ અનેક જન્મનાં પુણ્યથી થાય છે માટે કર્મના ફળની પેઠે તે જ્ઞાનનું ફળ ઝટ પ્રાપ્ત થતું નથિ પણ સકામ પુરૂષોને તો કર્મથી થયેલું ફળ ઝટ પ્રાપ્ત થાય છે. ૧૨

મેં સૃષ્ટિના આદિ કાલમાં સત્વાદિ ગુણોના ભેદવડે તથા શમદમાદિક કર્મોના ભેદવડે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ ભિન્ન ભિન્ન કરી ઉત્પન્ન કરેલા છે તેમાં બ્રાહ્મણોનાં તો સત્વગુણના કાર્યરૂપ શમદમાદિકજ કર્મ છે. સત્વગુણ ગૌણ અને રજોગુણપ્રધાનવાળા ક્ષત્રિયને શૌર્ય તેજ આદિક કર્મ છે, તમો ગુણ ગૌણ અને રજોગુણ પ્રધાનવાળા વૈશ્યને કૃષિ વાણિજ્યાદિક કર્મ છે. તમોગુણ પ્રધાનવાળા શૂદ્રને ત્રણ વર્ણની સેવાદિક કર્મ છે. એવી રીતે ગુણોના ભેદે કરીને તથા કર્મોના ભેદે કરીને ચાર વર્ણ રહેલા છે. તે વિષમ સ્વભાવવા-

ળા ચાર વર્ણનો વ્યવહારદ્રષ્ટિથી હું કર્ત્તા છું તથાપિ પરમાર્થ દષ્ટિથી તું મને અકર્ત્તારૂપ તથા અવ્યયરૂપ જાણ. ૧૩

અહંકારરહિત હોવાથી કર્ત્તાપણાના અભિમાનથી રહિત એવો જે હું તેને આ જગતની ઉત્પત્તિ સ્થિતિ આદિ કર્મ લેપ કરી શકતાં નથિ, અર્થાત્ જેમ અજ્ઞાની પુરૂષોને આ કર્મ દેહનો આરંભ કરીને બન્ધન કરે છે તેમ મને બન્ધન કરતાં નથિ માટે વ્યવહારદષ્ટિથી હું કર્મનો કર્ત્તા છું પણ વસ્તુતાથી અકર્તારૂપ છું. જેમ અજ્ઞાની પુરૂષોને કર્મનાં સ્વર્ગાદિક ફલમાં તૃષ્ણા હોય છે તેમ મને તે કર્મના ફલમાં તૃષ્ણા નથિ કારણ કે હું આપ્તકામ છું. એ પ્રકારે જે પુરૂષ મને જાણે છે તે કર્મો વડે બન્ધન પામતો નથિ. ૧૪

આ દ્વાપર યુગમાં પૂર્વે મોક્ષની ઇચ્છાવાળા યયાતિ રાજા અને યદુ રાજા આદિક જે રાજાઓ થયેલા છે તેઓ આ આત્માને અકર્ત્તા અભોક્તા જાણીને પોતાના વર્ણાશ્રમ ધર્મના કર્મને કરતા હતા પણ તે કર્મનો ત્યાગ કરીને મૌનપણાનું અથવા સંન્યાસનું ગ્રહણ નહોતા કરતા માટે તું પણ આત્માને અકર્ત્તા અભોક્તા જાણીને કર્મ કર પણ મૌનપણાનું અથવા સંન્યાસનું ગ્રહણ કરીશ માં. જો તું તત્ત્વવેત્તા ન હો તો પોતાના અન્તઃકરણની શુદ્ધિમાટે કર્મ કર અને જો તું તત્ત્વવેત્તા હો તો લોકસંગ્રહમાટે કર્મ કર પણ સર્વ પ્રકારથી તને કર્મ કરવું યોગ્ય છે. ૧૫

વસ્તુતાથી જોતાં કર્મ શું વસ્તુ છે તથા અકર્મ શું વસ્તુ છે, એ પ્રકારના અર્થમાં બુદ્ધિમન્ત પુરૂષો પણ મોહ પામેલા છે અર્થાત્ કર્મ અકર્મના સ્વરૂપનો નિર્ણય કરવામાં અસમર્થ થયેલા છે. કોઇક ટીકામાં તો શ્રુતિ સ્મૃતિયે જે કહેલું હોય તે કર્મ અને જે ન કહેલું હોય તે અકર્મ, એમ કર્મ અકર્મનું રૂપ કહેલું છે. કોઇ પંડિતો કહે છે કે શ્રુતિ સ્મૃતિયે કહેલા અર્થનું નામ કર્મ અને તે કર્મના સંન્યાસનું નામ અકર્મ કહેવાય છે. કોઇ કહે છે કે ગમનાદિક ક્રિયાનું નામ કર્મ અને તેથી રહિત થવાનું નામ અકર્મ છે. એવી રીતે કર્મ અ-

કર્મના સ્વરૂપમાં વાદવિવાદ છે માટે કર્મ અને અકર્મનું સ્વરૂપ હું તને કહીશ કે જે જાણીને તું સંસારથી મુકત થઇશ. ૧૬

શાસ્ત્રે કહેલા અર્થનું નામ કર્મ કહેવાય છે. કર્મનું વાસ્તવ સ્વરૂપ તારે અવશ્ય જાણવા યોગ્ય છે કારણ કે કર્મનું સ્વરૂપ જાણ્યાવિના કર્મ કરી શકાતાં નથિ અને શ્રુતિ સ્મૃતિરૂપ શાસ્ત્રે નિષેધ કરેલા અર્થનું નામ વિકર્મ કહેવાય છે તે વિકર્મનું પણ વાસ્તવ સ્વરૂપ તારે અવશ્ય જાણવા યોગ્યછે કારણ કે નિષિદ્ધ કર્મ જાણ્યાવિના નિષિદ્ધ કર્મથી પાછું છુટી શકાતું નથિ. સર્વ વ્યાપાર રહિત થઇને જે મૌન થવું તેનું નામ અકર્મ કહેવાય છે તે અકર્મનું પણ વાસ્તવ સ્વરૂપ તારે અવશ્ય જાણવા યોગ્ય છે. કારણ કે કર્મ વિકર્મ અને અકર્મ, એ ત્રણેનું વાસ્તવ સ્વરૂપ જાણવું એ ઘણું કઠિન છે. ૧૭

જેમ વહાણમાં બેઠેલા પુરૂષો કાંઠે રહેલા વૃક્ષોમાં ગમનરૂપ કર્મનું આરોપણ કરે છે તથાપિ વાસ્તવથી જોતાં તે વૃક્ષોમાં ગમનરૂપ કર્મનો અભાવ છે, તેમ મૂઢ પુરૂષો ક્રિયારહિત આત્મામાં દેહાદિકના વ્યાપારરૂપ કર્મનું આરોપણ કરે છે તથાપિ તે ક્રિયારહિત આત્મામાં વાસ્તવથી તે કર્મનો અભાવજ છે એમ જે પુરૂષ કર્મમાં અકર્મ દેખે છે તથા અકર્મમાં કર્મ દેખે છે તે પુરૂષ મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે અને તે યોગયુકત તથા સર્વ કર્મ કરનારો છે. ૧૮

જે પરમાર્થ જાણનાર પુરૂષ સર્વ લૌકિક તથા વૈદિક કર્મ કરે છે પણ સ્વર્ગાદિક ફલોની તૃષ્ણા રહિત થઇને તથા કર્ત્તાપણાના અભિમાનથી રહિત થઇને કરે છે તથા જ્ઞાનરૂપી અગ્નિવડે આ પ્રસિદ્ધ અગ્નિની પેઠે જેનાં શુભાશુભ કર્મ બળી ગયાંછે, તે વિદ્વાન પુરૂષને બ્રહ્મવેત્તા પુરૂષો વાસ્તવથી પંડિત કહે છે. પંડિત શબ્દનો અર્થ આવી રીતે છે કે સર્વ ઠેકાણે ચૈતન્ય બ્રહ્મમાત્રને વિષય કરનારી જે વૃત્તિ છે તેનું નામ પંડા કહેવાય છે અને પંડા નામની વૃત્તિ જે પુરૂષના અન્તઃકરણમાં ઉત્પન્ન થ ાય તેનું નામ પંડિત કહેવાય છે. લોકમાં પણ સમ્યક્દર્શી પુરૂષજ પંડિત કહેવાય છે પણ ભ્રાન્ત પુરૂષ પંડિત કહેવાતો નથિ. ૧૯

હું આ કર્મોનો કર્ત્તા છું, એ પ્રકારના કર્ત્તાપણાના અભિમાનનું નામ કર્મસંગ કહેવાય છે અને તે કર્મના સ્વર્ગાદિક ફલોમાં જે ભોગની અભિલાષા તેનું નામ ફલાસંગ કહેવાય છે. તે કર્માસંગનો તથા ફલાસંગનો ત્યાગ કરીને અર્થાત આત્માના યથાર્થજ્ઞાનવડે તે આસંગનો બાધ કરીને જે પુરૂષ નિત્યતૃપ્ત થયેલો છે અર્થાત્ પરમાનન્દ સ્વરૂપના લાભવડે સર્વ પદાર્થોમાં આકાંક્ષારહિત થયેલો છે તે જીવન્મુક્ત પુરૂષ કર્મમાં પ્રવર્તેલો છે પણ કાંઇ કરતોજ નથિ. ૨૦

સ્વર્ગાદિક ફલની તૃષ્ણાથી જે રહિત છે તથા જે પુરૂષે અન્તઃકરણરૂપ ચિત્તને તથા બાહ્ય ઇન્દ્રિયો સહિત દેહરૂપ આત્માને નિયમમાં રાખેલો છે તે જીતેન્દ્રિય પુરૂષ તૃષ્ણારહિત હોવાથી સર્વ પરિગ્રહનો ત્યાગ કરનારો છે અને તે કર્ત્તાપણાના અભિમાનથી રહિત થઇ શરીરની સ્થિતિમાં ઉપયોગી એવા ભિક્ષાટનાદિ કર્મ કરે છે તોપણ પાપને પામી શકતો નથિ. યતિયે ભિક્ષા અન્નવડે શરીરનો નિર્વાહ કરવો એ વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. તે એવી રીતે કે यतयोभिक्षार्थंग्रामंप्राविशन्ति સંન્યાસિયો ભિક્ષાને માટે ગામમાં પેસે છે. ઇત્યાદિક શાસ્ત્રે સંન્યાસિયોને ભિક્ષા કરવામાટે જે પ્રયત્ન કહેલો છે તેવી રીતે તે પ્રયત્ન સંન્યાસિયે કરવો. બીજા શાસ્ત્રમાં પણ એવી ર વાત લખી છે કે ॥ कौपीनयुगलंवासः कन्थांशीतनिवारिणीं॥ पादुकेचापिगृह्णीयात्कुर्यान्नान्यस्यसंग्रहं ॥ આ શ્લોકનો અર્થ આવી રીતે છે કે સંન્યાસી બે કૌપીનને તથા તે કૌપીન ઉપર બાંધવામાટે બે કટિવસ્ત્રને તથા શીતની નિવૃત્તિ કરવા માટે કામળાદિ કન્થાને તથા પાદુકાને ગ્રહણ કરે પણ એથી અધિક દ્રવ્યાદિક પદાર્થોનો સંગ્રહ સંન્યાસિયે કરવો નહિ એમ શરીરની સ્થિતિમાટે ભિક્ષાદિક કર્મ કરનાર પુરૂષ પાપ પામતો નથિ. ૨૧.

સંન્યાસી પ્રત્યે શાસ્ત્રે વિધાન કરેલો જે શરીરની સ્થિતિમાત્રમાં ઉપયોગી પ્રયત્ન છે, તે પ્રયત્નથી ભિન્ન એવા જે

યાચના કૃષિ સેવા અને વાણિજ્યાદિક પ્રયત્ન શાસ્ત્રે નિષેધ કરેલા છે તે શાસ્ત્રનિષિદ્ધ પ્રયત્નોને ન કરવા તેનું નામ યદૃચ્છા કહેવાય છે. તે યદૃચ્છાથી મળેલા લાભવડે સન્તોષ પામેલો તથા સુખ દુઃખાદિક દ્વન્દ્વધર્મોથી રહિત તથા મત્સરથી રહિત તથા પ્રાપ્તિ અપ્રાપ્તિમાં સમાન એવો પુરૂષ કર્મ કરીને પણ બન્ધન પામતો નથિ. ૨૨

જે પુરૂષ સ્વર્ગાદિક ફલોની અભિલાષાથી રહિત છે તથા જે પુરૂષ 'હું કર્ત્તા છું હું ભોકતા છું' એ પ્રકારના કર્ત્તાપણાના તથા ભોકતાપણાના અધ્યાસથી રહિત છે તથા જે પુરૂષ જ્ઞાનમાં રહેલા ચિત્તવાળો છે તથા યજ્ઞાદિકના સંરક્ષણમાટે આચરણ કરનારો છે તે વિદ્વાન્ પુરૂષના યજ્ઞાદિક કર્મ ફલસહિત નાશ પામે છે.

અર્પણ બ્રહ્મ છે તથા હુતદ્રવ્ય પણ બ્રહ્મ છે તથા બ્રહ્મરૂપ કર્ત્તાએ જે હુવન કરેલું છે તે હુવન પણ બ્રહ્મ છે તથા તે હુવનવડે પ્રાપ્ત થવા યોગ્ય સ્વર્ગાદિકપણ બ્રહ્મરૂપજ છે તથા કર્મને વિષે બુદ્ધિવાળા પુરૂષને પણ પરમાનન્દ સ્વરૂપ એવું બ્રહ્મજ પામવા યોગ્ય છે. ૨૪

જે કર્મ કરવાથી ઇન્દ્ર અગ્નિ અને વાયુ આદિક દેવ સંતોષ પમાડાય તે કર્મનું નામ દૈવ કહેવાય છે અને એવા દર્શ પૂર્ણ માસ અને જ્યોતિષ્ટોમ આદિક યજ્ઞ છે. તે દૈવ યજ્ઞનેજ કર્મ કરનારા કેટલાક પુરૂષો નિરન્તર કરે છે પણ તે કર્મ કરનારા પુરૂષો જ્ઞાનયજ્ઞને કોઇ વખતે કરતા નથિ અને સત્ય, જ્ઞાન, તથા આનન્દરૂપ બ્રહ્મ સર્વ કર્મને બાળે છે માટે અગ્નિરૂપ છે. તે બ્રહ્મ રૂપ અગ્નિમાં તત્વવેત્તા પુરૂષો આત્માને આત્મા વડેજ હોમ કરે છે. ૨૫.

જે કોઇ અધિકારી પુરૂષ યમ નિયમઆસન અને પ્રાણાયામ, એ ચારને સિદ્ધ કરી પ્રત્યાહાર પરાયણ થાય છે તે અધિકારી પુરૂષ શ્રોત્રાદિક પંચ જ્ઞાનેન્દ્રિયોને પોત પોતાના શબ્દાદિક વિષયોથી નિવૃત્ત કરીને સંયમરૂપ અગ્નિમાં હોમ કરે છે. त्रयमेकत्रसंयमः એવી રીતના પતંજલિભગવાન્‌ના સૂત્ર-

-માં એક વસ્તુને વિષય કરનારાં જે ધ્યાન ધારણા અને સમાધિ, તેનું નામ સંયમ કહેવાય છે. ધ્યાન ધારણા અને સમાધિ એ ત્રણેની સિદ્ધિ માટે બાહ્યાદિ ઇન્દ્રિઓને પોત પોતાના વિષયોથી જે પાછી ખેંચવી તેનું નામ પ્રત્યાહાર છે. સમાધિથી ઉઠેલા કોઇ યોગી પુરૂષો રાગદ્વેષથી રહિત થઇ શાસ્ત્રોથી અવિરૂદ્ધ એવા શબ્દાદિ વિષયોને શ્રોત્રાદિ ઇન્દ્રિઓવડે ગ્રહણ કરે છે એજ તે શબ્દાદિ વિષયોનો શ્રોત્રાદિક ઇન્દ્રિઓમાં હોમ છે.૨૬

બીજા કોઇ અધિકારી પુરૂષો તો ઇન્દ્રિયોનાં સર્વ કર્મને તથા પ્રાણોનાંસર્વ કર્મને જ્ઞાનવડે પ્રકાશ પામેલા અર્થાત્ વેદાન્તવાકય વડે બ્રહ્મસાક્ષાત્કારથી. કાર્યસહિત અવિદ્યાના નાશદ્વારા અત્યન્ત ઉજ્વલિત છે એવા આત્મસંયમયોગરૂપ અગ્નિમાં હોમ કરે છે. ૨૭

શાસ્ત્રના વિધિ પ્રમાણે દાન કરવા રૂપી જે યજ્ઞ છે, તે અધિકારી પુરૂષ યજ્ઞ દ્રવ્યયજ્ઞ કહેવાય છે અને જે પુરૂષ કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિ તપરૂપ યજ્ઞ કરે છે. તે તપોયજ્ઞ કહેવાય છે અર્થાત્ કોઇક તપસ્વી પુરૂષ કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિક તપરૂપ યજ્ઞનેજ કરે છે. ચિત્તની વૃત્તિના નિરોધરૂપ જે અષ્ટાંગ યોગ છે, તે યોગરૂપ જેને યજ્ઞ છે તે પુરૂષ યોગયજ્ઞ કહેવાય છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગ કહેવાય છે. કેટલાક પુરૂષો વેદાભ્યાસ અને જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા છે તથા કોઇ યત્નશીલ પુરૂષો અત્યન્ત દૃઢ વ્રતરૂપ યજ્ઞ કરનારા છે. ૨૮.

કોઇ અધિકારી પુરૂષો તો અપાનની પ્રશ્વાસરૂપ વૃત્તિમાં પ્રાણની શ્વાસરૂપ વૃત્તિનો હોમ કરે છે, અર્થાત્ બાહ્ય વાયુનો શરીરની અન્દર પ્રવેશ કરીને પૂરક નામના પ્રાણાયામને કરે છે તથા તે અધિકારી પુરૂષો પ્રાણની શ્વાસરૂપ વૃત્તિમાં અપાનની પ્રશ્વાસરૂપ વૃત્તિનો હોમ કરે છે અને આહારને નિયમમાં રાખનારા બીજા કોઇ પુરૂષો તો પ્રાણ અને અપાનની ગતિયો રોકી પ્રાણાયામ પરાયણ થઇ પ્રાણોને વિષે ક્ષાન કર્મેન્દ્રિય રૂપ પ્રાણનો હોમ કરે છે. પ્રાણાયામને મા-

કે ભગવાન્ પતંજલિનું સુત્ર છે તે આ પ્રમાણે तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदलक्षणः प्राणायामः इति તે આસન સ્થિર થયા પછી શ્વાસ અને પ્રશ્વાસની ગતિને રૂંધવારૂપ લક્ષણવાળો પ્રાણાયામ છે. ૨૯

યજ્ઞો કરવાથી જેનાં પાપ કર્મ નાશ પામેલાં છે તથા તે યજ્ઞોને જાણનારા અને કરનારા તથા યજ્ઞોમાં બાકી રહેલા અમૃતરૂપ અન્નનું ભોજન કરનારા પુરૂષો અન્તઃકરણની શુદ્ધિદ્વારા તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા નિત્ય બ્રહ્મનેજ પામે છે અર્થાત્ આ જન્મમરણાદિરૂપ સંસારથી મુક્ત થાય છે. પણ જે પુરૂષો કોઇ પણ યજ્ઞ કરતા નથિ તેને અલ્પસુખવાળું મનુષ્યલોક પણ પ્રાપ્ત થતું નથિ અને તે યજ્ઞને ન કરનાર પુરૂષ શિષ્ઠ પુરૂષોને નિન્ધ છે માટે દુઃખી છે. મનુષ્યલોકનું સુખ ન મળે તો પછી ઘણા પુણ્યવાળું સ્વર્ગાદિક સુખ ન મળે તેમાં શું કહેવું ૩૧

સર્વે વૈદિક શ્રેયના સાધનરૂપ જે યજ્ઞો, તે ઋક્ આદિક વેદના મુખમાં વિસ્તાર પામેલા છે અર્થાત્ ઋગાદિક વેદદ્વારાજ તે સર્વ યજ્ઞ જાણવામાં આવે છે પણ કેવળ મારી કલ્પનાથી મેં તે યજ્ઞ કહેલા નથી. તે સર્વ યજ્ઞ કાયિક વાચિક અને માનસ કર્મોથી ઉત્પન્ન થયેલા છે એમ તું જાણ પણ તે યજ્ઞ આત્માથી ઉત્પન્ન થયેલા જાણવા નહિ કારણ કે આત્મા સર્વ વ્યાપારોથી રહિત છે એ પ્રકારે જાણીને તું આ સંસારથી મુક્ત થઇશ. ૩૨

દ્રવ્યમય યજ્ઞને આદિ લઇ જ્ઞાનયજ્ઞથી શુન્ય જેટલા યજ્ઞો છે તે સર્વે યજ્ઞથી જ્ઞાનયજ્ઞ અત્યન્ત શ્રેષ્ઠ છે કારણ કે જ્ઞાન યજ્ઞથી શૂન્ય એવા સર્વ યજ્ઞ તો સંસારરૂપ ફ્લનીજ પ્રાપ્તિ કરનારા છે અને જ્ઞાનયજ્ઞ તો મોક્ષરૂપ ફ્લની પ્રાપ્તિ કરનારો છે. ત્યાં શ્રુતિ. ॥ ज्ञानादेवतुकैवल्य ॥ અધિકારી પુરૂષને જ્ઞાન થકીજ મોક્ષની પ્રાપ્તિ થાય છે. અગ્નિહોત્ર, જ્યોતિષ્ટોમ, સોમયજ્ઞ અને યજ્ઞાદિક શ્રૌત કર્મ તથા ઉપાસનાદિક જેટલાં સ્માર્ત્ત

કર્મ છે તે સર્વ કર્મ પાપરૂપ પ્રતિબન્ધની નિવૃત્તિદ્વારા જ્ઞાનમાંજ સમાપ્તિ પામે છે. ૩૩

તું અવશ્ય જ્ઞાનને પ્રાપ્ત થા અને જ્ઞાનની પ્રાપ્તિ માટે આવી રીતનો ઉપાય કર. आचार्यवान्पुरुषोवेद એ શ્રુતિયે બ્રહ્મવેત્તા આચાર્યના ઉપદેશથીજ જ્ઞાનની પ્રાપ્તિ થાય એમ કહેલું છે માટે તું બ્રહ્મવેત્તા આચાર્યની સમીપ જઇ પ્રથમ દંડવત્ પ્રણામ કર તથા સર્વ પ્રકારે આચાર્યની અનુકૂલતા સંપાદન કરનારી સેવા કર. ત્યાર પછી આચાર્યને એવી રીતે પૂછ કે હે ભગવન્! હું કોણ છું? કેવી રીતે બંધાયેલો છું? તથા કયા ઉપાય વડે આ સંસારથી મુક્ત થઇશ? એ સર્વ પ્રકારનો પ્રશ્ન તે આચાર્યો પાસે કર. એમ શ્રદ્ધા ભક્તિપૂર્વક તારા દંડવત પ્રણામથી તથા સેવાથી પ્રસન્ન થયેલા તત્ત્વદર્શી આચાર્યો તને જ્ઞાનનો ઉપદેશ કરશે કે જે જ્ઞાન સાક્ષાત્ મોક્ષરૂપ ફલની પ્રાપ્તિ કરનારૂં છે. ૩૪.

હે અર્જુન! શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂએ ઉપદેશ કરેલા આત્મજ્ઞાનને પ્રાપ્ત થઇ આ બાન્ધવોના વધાદિક નિમિત્તવાળા ભ્રમરૂપ શોકને તું ફરીને કોઇ વખતે પામીશ નહિ કારણ કે આત્માના અજ્ઞાનવડે ઉત્પન્ન થયેલાં જેટલાં પ્રાણીયો છે તે પ્રાણિયોને જ્ઞાન વડે તું આત્મામાં દેખીશ તથા તું સર્વના અધિષ્ઠાનભૂત એવા મારે વિષે દેખીશ. ૩૫

આ ઠેકાણે अपि અને चेत् એ બે પદ સંભવિત અર્થના અંગીકારનું બોધન કરે છે અર્થાત્ સર્વ પાપકારી પુરૂષોથી તે અર્જુનમાં અત્યન્ત પાપકારીપણું અંગીકાર કરી શ્રી ભગવાન્ કહે છે કે હે અર્જુન! જો કદાચિત્ તું સર્વ પાપકારી પુરૂષોથી પણ અત્યન્ત પાપકારી હોઇશ તો પણ તે સર્વ પાપરૂપ સમુદ્રને આ જ્ઞાનરૂપ નૌકા વડે તરી જઇશ પણ જ્ઞાન વિના કોઇ બીજા ઉપાય વડે પાપરૂપ સમુદ્ર તરી શકાતો નથિજ ત્યાં શ્રુતિ. ॥तरतिशोकमात्मावित्॥ આત્મવેત્તા પુરૂષ શોકને તરે છે. ૩૬.

જેમ અત્યન્ત પ્રજવલિત અગ્નિ ઘણાં કાષ્ટોને પણ ભસ્મી

ભૂત કરી નાખે છે, તેમ હું બ્રહ્મ છું એ પ્રકારનો આત્મજ્ઞાનરૂ-પ અગ્નિ પ્રારબ્ધ કર્મથી ભિન્ન સર્વ પુણ્ય પાપ કર્મોને ભ-સ્મીભૂત કરી નાખે છે અર્થાત્ તે જ્ઞાનરૂપ અગ્નિ પુણ્ય પાપ રૂપ કર્મના કારણભૂત અજ્ઞાનનો નાશ કરીને તે કર્મનો પણ નાશ કરે છે. ત્યાં શ્રુતિ· भिद्यतेहृदयग्रन्थिश्छिद्यन्तेसर्वसंशयाः॥क्षीयन्तेचास्यकर्माणितस्मिन्दृष्टेपरावरे॥ તે પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે આત્મા અનાત્માના અધ્યાસરૂપ હૃદયગ્રન્થિ ભેદાઇ જાય છે, સર્વ સંશય છેદાઇ જાયછેઅને એક પ્રારબ્ધ કર્મને છોડી બી-જાં સઘળાં કર્મ ક્ષય પામી જાય છે. ૩૭

વેદોમાં અથવા આ લોકના વ્યવહારમાં જ્ઞાન જેવો બી-જો કોઇ પદાર્થ શુદ્ધિ કરનારો નથિ પણ કેવળ જ્ઞાનજ શુદ્ધિ કરનારૂં છે અને જ્ઞાનથી ભિન્ન જેટલા બીજા ઉપાય છે તે ઉ-પાય અજ્ઞાનરૂપ મૂલસહિત પાપની નિવૃત્તિ કરતા નથિ પણ કાંઇક પાપની નિવૃત્તિ કરે છે. જ્યાં પર્યન્ત સર્વ પાપોનું મૂલ કારણરૂપ અજ્ઞાન વિદ્યમાન છે ત્યાં પર્યન્ત કોઇ પ્રાયશ્ચિત્તા-દિક ઉપાયથી એક પાપ નાશ થાય તોપણ બીજું પાપ અવ-શ્ય ઉત્પન્ન થાય છે અને આત્મજ્ઞાનવડે તો અજ્ઞાન રૂપી મૂલ સહિત સર્વ પાપની નિવૃત્તિ થાય છે માટે જ્ઞાન સમાન બીજો કોઇ શુદ્ધિ કરવાનો ઉપાય નથિ. ૩૮

બ્રહ્મવેત્તા ગુરૂઓના વચનોમાં તથા વેદાદિ શાસ્ત્રોના વચનોમાં, આ વચન યથાર્થ છે એ પ્રકારની આસ્તિક બુદ્ધિ-નું નામ શ્રદ્ધા કહેવાય છે. એવી શ્રદ્ધાવાળો પુરૂષ તે જ્ઞાન-ને પામે છે. શ્રદ્ધાવાન્ થઇને પણ જે ગુરૂની ઉપાસનામાં ત-ત્પર થાય છે તે જ્ઞાનને પામે છે પણ તત્પરતાવિના જ્ઞાન પામી શકાતું નથિ. શ્રદ્ધાવાન્ હોય તથા તત્પર હોય પણ જેણે પોતાનાં શ્રોત્રાદિ ઇન્દ્રિઓને શબ્દાદિક વિષયોથી નિ-વૃત્તિ પમાડેલી નથિ તે અજીતેન્દ્રિય પુરૂષ પણ જ્ઞાન પામતો નથિ પણ જે શ્રદ્ધાવાન્, તત્પર અને જીતેન્દ્રિય હોય તેજ જ્ઞાન પામે છે. ૩૯

જે પુરૂષ વેદાન્ત શાસ્ત્રના અધ્યયનરહિત હોવાથી જ્ઞાન

શૂન્ય છે તેનું નામ અજ્ઞ છે અને વિદ્વાન્ પુરૂષે તથા વેદાન્ત શાસ્ત્રે કહેલા અર્થમા ' આ અર્થ આ પ્રકારનો હશે કે નહિ, એ પ્રકારની વિપર્યરૂપ જે નાસ્તિક બુદ્ધિ તેનું નામ અશ્રદ્ધા છે અને લૌકિક વૈદિક સર્વ અર્થમાં આ અર્થ આ પ્રકારનો હશે કે બીજા પ્રકારનો હશે એમ સંશયવાળુ જે પુરૂષનું ચિત્ત છે તેનું નામ સંશયાત્મા છે. એવો અજ્ઞ પુરૂષ તથા અશ્રદ્ધાવાળો પુરૂષ તથા સંશયાત્મા પુરૂષ નાશ પામે છે અર્થાત્ પોતાના અર્થથી ભ્રષ્ટ થાય છે.

આ ઠેકાણે સંશયાત્મા પુરૂષ જે પ્રકારે અનર્થને પામે છે તે પ્રકાર ના અનર્થ ને અજ્ઞાની તથા અશ્રદ્ધાવાન્ પામતો નથિ પણ તેનાથી ન્યૂન અનર્થને પામે છે. એ પ્રકારે તે સંશયાત્મા પુરૂષથી અજ્ઞપુરૂષમાં તથા અશ્રદ્ધાવાળા પુરૂષમાં ન્યૂનતા જણાવવા માટે તે બેઉના વાચક પદના અન્તમાં ચકાર કરેલો છે. ૪૦

હે અર્જુન! પરમાર્થ વસ્તુના દર્શનરૂપ યોગવડે જેણે સર્વ કર્મનો ત્યાગ કરેલો છે તથા આત્માના નિશ્ચયરૂપ જ્ઞાન વડે જેણે સઘળા સંશય છેદેલા છે તથા જે સર્વ વખતે સાવધાન થઇને રહેલો છે તે વિદ્વાન્ પુરૂષને લોકસંગ્રહ માટે કરેલાં શુભ કર્મ અથવા વ્યર્થ ચેષ્ટારૂપ કર્મ બંધન કરતા નથિ અર્થાત્ તે કર્મ દેવતાદિરૂપ ઇષ્ટ શરીરનો તથા પશુ આદિરૂપ અનિષ્ટ શરીરનો તથા મનુષ્યાદિ મિશ્રિત શરીરનો આરંભ કરે નહિ. ૪૧

હે ભારત! અવિવેકથી ઉત્પન્ન થયેલો તથા બુદ્ધિરૂપ હૃદયમાં રહેલો જે આ સર્વ અનર્થોના મૂલભૂત સંશય છે તેને આત્માના નિશ્ચયરૂપ ખડ્ગવડે છેદન કરીને નિષ્કામકર્મયોગ કર તથા એ માટે હવે તું આ વખતે આ યુદ્ધ કરવા સારૂ ઉભો થા.

આ ઠેકાણે अज्ञानसंभूतं એ પદ કરીને શ્રીભગવાને સંશયનું કારણ કહ્યું અને हृत्स्थं એ પદ કરીને સંશયનો આશ્રય કહ્યો. એમ કહેવાથી એવો અર્થ જણાવ્યો કે જેમ લોકમાં પોતાના શત્રુનું કારણ તથા આશ્રય જાણવામાં આવે તો તે શત્રુનું કારણ તથા આશ્રય જાણવાથી તે કારણાદિકની નિવૃત્તિ કરીને સંશયરૂપ શત્રુ સુખેથી નાશ કરી શકાય છે. ૪૨

# अध्याय ५ मो.

હે કૃષ્ણ! એકજ મુમુક્ષુ પ્રત્યે આપે કર્મનો તથા કર્મના ત્યાગનો ઉપદેશ કરેલો છે, તે જેમ એકજ પુરૂષને વિષે સ્થિતિ તથા ગમન એ બેઉ સંભવતાં નથિ તેમ એકજ કાળમાં એકજ અધિકારી પુરૂષ પ્રત્યે એ બેઉનું અનુષ્ઠાન કરવું સંભવતું નથિ માટે કર્મ તથા કર્મના ત્યાગરૂપ સંન્યાસ એ બેઉમાં જે એક કર્મને અથવા જે એક સંન્યાસને આપ અત્યન્ત શ્રેષ્ઠ માનતા હો તે કર્મયોગનો અથવા સંન્યાસનો નિશ્ચય કરીને અમારી પ્રત્યે કહો કારણ કે તેને હું મારા શ્રેયનુ સાધનરૂપ માનીને અનુષ્ઠાન કરૂં. ૧

શાસ્ત્રના વિધિપૂર્વક સર્વ કર્મનો જે ત્યાગ કરવો તેનું નામ સંન્યાસ છે તથા પોત પોતાના વર્ણાશ્રમને અનુસરીને નિત્ય નૈમિત્તિક કર્મનું જે કરવું તેનું નામ કર્મયોગ છે. એ બેઉ જ્ઞાનની ઉત્પત્તિના હેતુરૂપ છે માટે મોક્ષની પ્રાપ્તિ કરનારાછે તથાપિ તે બેઉમાં અન્તઃકરણની શુદ્ધિથી રહિત અનધિકારી પુરૂષે જે કર્મોનો સંન્યાસ કરેલો છે તે સંન્યાસથી તે કર્મયોગજ શ્રેષ્ઠ છે કારણ કે તે સંન્યાસ જ્ઞાનનું સંપાદન કરનાર થઇ શકતો નથિ અને નિષ્કામ કર્મયોગ તો જ્ઞાનના અધિકારીપણાનો સંપાદક થઇ શકેછે માટે તે કર્મયોગ સંન્યાસથી શ્રેષ્ઠ છે. ૨

ઇશ્વરાર્પણબુદ્ધિવડે કરેલાં કર્મમાં આ સર્વ કર્મ નિષ્ફલ છે એવી નિષ્ફલપણાની શંકાવડે જે દ્વેષ કરતો નથિ તથા તે કર્મનાં સ્વર્ગાદિક ફલમાં જે ઇચ્છા કરતો નથિ તથા રાગ દ્વેષથી જે રહિત છે, તે પુરૂષ પોતાના નિત્ય નૈમિત્તિક કર્મમાં પ્રવર્તાલો છે પણ તેને નિત્યસંન્યાસી જાણવો કારણ કે નિષ્કામ કર્મ કરનારો પુરૂષ અન્તઃકરણની અશુદ્ધિરૂપ જ્ઞાનના પ્રતિબન્ધથી અનાયાસે વિવેકવડે મૂકાય છેઅર્થાત્ શુદ્ધ અન્તઃકરણવાળો થાય છે. ૩

સંશય અને વિપરીત ભાવનાથી રહિત યથાર્થબુદ્ધિનું નામ સંખ્યા, અને સંખ્યાની જે પ્રાપ્તિ કરે તેનું નામ સાં-

ખ્ય કહેવાય છે અને એ સન્યાસજ છે. એ સંન્યાસ અને કર્મયોગને વિચારહીન પુરૂષો વિરૂદ્ધ ફલવાલા કહે છે પણ પંડિતો કહેતા નથી. એ બેઉમાં એકનો આશ્રય કરીને પણ જે સારી રીતે રહેલો હોય તે બેઉના મોક્ષરૂપ ફલને પામે છે. ૪

જ્ઞાનનિષ્ઠાવાળા જે સંન્યાસિયો આ જન્મનાં કર્મના અનુષ્ઠાનથી રહિત થઇ પૂર્વ જન્મનાં કર્મ વડે શુદ્ધ અન્તઃકરણવાળા છે અને તેઓને જે મોક્ષરૂપ સ્થાન પ્રાપ્ત થાય છે તે મોક્ષરૂપ સ્થાન પ્રથમ કહેલા નિષ્કામ કર્મવાળા યોગી પુરૂષોને પણ પ્રાપ્ત થાયછે અને એવી રીતે સર્વ કર્મના ત્યાગરૂપ સન્યાસનું તથા નિષ્કામ કર્મયોગનું મોક્ષરૂપ ફલ એકજ છે માટે જે પુરૂષ સાંખ્ય નામના સંન્યાસને તથા નિષ્કામ કર્મયોગને એક રૂપે દેખે છે તે યથાર્થ દેખે છે પણ જે તેને ભિન્ન દેખે છે તે યથાર્થદર્શી કહેવાય નહિં પણ ભિન્નદર્શી કહેવાય છે. ૫

શાસ્ત્રે કહેલાં અને અન્તઃકરણની શુદ્ધિ કરનારાં નિત્ય નિત્ય નૈમિત્તિક કર્મ ન કરીને જે પુરૂષ કેવળ હઠ માત્રથી સન્યાસ કરે છે તે સંન્યાસ તેને કેવળ દુઃખ આપે છે. તે સંન્યાસથી કાંઇ પણ સુખ થઇ શકતું નથિ કારણ કે તેનું અંતઃકરણ શુદ્ધ થયું નથિ અને સંન્યાસનું ફલ જે જ્ઞાનનિષ્ઠા તે તો અશુદ્ધ અન્તઃકરણવાળા સંન્યાસીને કોઇ વખતે પણ પ્રાપ્ત થતી નથિ અને અંતઃકરણની શુદ્ધિ કરનારાં નિષ્કામ કર્મમાં તો તે સંન્યાસીને અધિકાર નથિ માટે કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠા એ બેઉથી ભ્રષ્ટ થયેલો અને અશુદ્ધ અંતઃકરણવાળો સંન્યાસી મહા સંકટ પામે છે. અને કર્મયોગયુક્ત પુરૂષ તો સંન્યાસી થઇ તત્કાલજ બ્રહ્મને સાક્ષાત્કાર કરે છે. ૬

જે પુરૂષ રજતમથી રહિત અન્તઃકરણવાળો છે તથા જે દેહને વશ રાખનારો છે તથા જે સર્વ ઇન્દ્રિઓને જીતનારો છે તથા જે સર્વ ભૂતના આત્મારૂપ આત્માવાળો છે તે પુરૂષ કર્મ કરે છે તો પણ લેપાતો નથિ. ૭.

જે પુરૂષ ચિત્તને વશ રાખનારો તથા તત્ત્વ જાણનારો છે તે પુરૂષ ચક્ષુ આદિ પંચજ્ઞાનેન્દ્રિયોવડે તથા વાક્‌ને આદિ લઇ

પંચ કર્મેન્દ્રિયોવડે તથા પંચપ્રાણોવડે તથા બુદ્ધિ આદિ ચાર અન્તઃકરણોવડે શાસ્ત્રવિહિત રૂપાદિક વિષયોને ગ્રહણ કરે છે તોપણ તે રૂપાદિક વિષયોમાં આ ઇન્દ્રિયાદિકજ પ્રવર્ત્તે છેપણ હું અસંગ આત્મા કિંચિંત્ માત્ર પણ કરતો નથિ એ પ્રકારે તે નિરન્તર માને છે, ।। पश्यन् शृण्वन् स्पृशन् जिघ्रन् अश्नन् ।। એ પાંચ પદોવડે યથાક્રમથી ચક્ષુ શ્રોત્ર ત્વક ઘ્રાણ રસન એ પાંચ ઇન્દ્રિયોનો વ્યાપાર કહેલો છે તથા ।। पाद वाक् पायु हस्त ।। એ ચાર કર્મેન્દ્રિયોવડે ગમનાદિ વ્યાપાર કહેલો છે. ૯

જેમ કોઇ ભૃત્ય પોતાના સ્વામિને માટે સર્વ કર્મ કરેછે તેમ હું પણ કેવળ પરમેશ્વરની પ્રસંન્નતામાટે કર્મ કરૂં છું એ પ્રકારના અભિપ્રાયથી જે પુરૂષ પરમેશ્વરમાં લૌકિક સર્વ કર્મને સમર્પણ કરીને કર્મનાં સ્વર્ગાદિક ફલની ઇચ્છાનો ત્યાગ કરે છે તે પુરૂષ, જેમ પાણીથી કમલનું પત્ર લેપાય નહિ તેમ પુણ્યપાપકર્મવડે લેપાતો નથિ અર્થાત્ નિષ્કામ કર્મઅધિકારી પુરૂષને બન્ધનું કારણ થતું નથિ પણ અન્તઃકરણની શુદ્ધિનું કારણ થાય છે. ૧૦

મોક્ષની ઇચ્છાવાળા અધિકારી પુરૂષો પોતાના અન્તઃકરણની શુદ્ધિમાટે સ્વર્ગાદિક ફલની ઇચ્છાનો પરિત્યાગ કરીને કેવળ શરીરવડે તથા કેવળ મનવડે તથા કેવળ બુદ્ધિવડે તથા કેવળ ઇન્દ્રિયોવડે પોત પોતાના વર્ણાશ્રમને અનુસારે નિત્યનૈમિત્તિક કર્મ કરે છે. આ કર્મને હું ઇશ્વરની પ્રસન્નતામાટે કરૂં છું પણ કાંઇ પોતાને સ્વર્ગાદિક ફલની પ્રાપ્તિમાટે કરતો નથિ એ પ્રકારની મમતાનો જે અભાવ છે તેજ શરીર મન બુદ્ધિ અને ઇન્દ્રય એ ચારમાં કેવલરૂપ છે. ૧૧

સર્વ કર્મ ઇશ્વરની પ્રસન્નતા માટે છે પણ ફલમાટે નથિ, એવા અભિપ્રાયવાળો યુકતપુરૂષ કર્મના ફલને ત્યાગ કરીને કર્મ કરતાં કરતાં સત્વશુદ્ધિના ક્રમથી થયેલી મોક્ષરૂપ શાન્તિને પામે છે તથા અયુકત પુરૂષ કામનાવડે ફલમાં આસકત થઇ બન્ધાય છે. ૧૨

નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને પ્રતિષિદ્ધ એ ચાર પ્રકારનાં કર્મનો જ્ઞાનવડે સંન્યાસ કરી તે આત્મ શીઁ સંન્યાસી પુરૂષ પ્રારબ્ધ કર્મને વશથી નવદ્વારવાળા આ દેહમાં સુખેથી રહે છે. પણ કાંઇ કર્મ કરીને રહેતો નથિ તેમ કાંઇ કરાવતો છતો રહેતો નથિ કારણ કે તેને અકર્તા અને અભોક્તા એવા આત્મસ્વરૂપનું જ્ઞાન સારી રીતે થયેલું છે. ૧૩

આ આત્મા દેહ ઇન્દ્રિયાદિકનું કર્તાપણું ઉત્પન્ન કરતો નથિ અર્થાત્ તું આ કાર્ય કર એ પ્રકારની પ્રેરણા કરીને કોઇ પણ કાર્ય કરાવતો નથિ તથા આત્મા ઘટાદિક પદાર્થોનો કર્ત્તા પણ થતો નથિ; માટે એમાં કર્તાપણું પણ સંભવે નહિ તથા કર્મ કરનારા લોકોનો જે પરસ્પર તે તે કર્મના ફલની સાથે સમ્બન્ધ છે તે કર્મફલના સમ્બન્ધને પણ આત્મા ઉત્પન્ન કરતો નથિ અર્થ આત્મા કોઇને ફલ ભોગવાવતો નથિ તેમ પોતે ભોગવતો નથિ માટે એમાં ભોગવાવવું તથા ભોગવવું એ સંભવતું નથિ પણ અજ્ઞાનરૂપ માયા પોતાનું કાર્ય કરવામાટે પ્રવર્તે છે. ૧૪

સર્વ ઠેકાણે વ્યાપક હોવાથી ક્રિયારહિત પરમેશ્વર પાપ તથા પુણ્યને ગ્રહણ કરતા નથિ કારણ કે પરમાર્થદૃષ્ટિવડે આ જીવમાં પાપપુણ્ય કર્મનું કર્ત્તાપણું નથિ અને ઇશ્વરમાં તે પાપ પુણ્ય કર્મનું કરાવવાપણું નથિ પણ અજ્ઞાનવડે ઢંકાયેલું જે જ્ઞાન છે તેણે કરીને આ સઘળા જીવ મોહ પામે છે. ૧૫

જે અજ્ઞાનને શાસ્ત્રમાં માયા, અવિદ્યા, પ્રકૃતિ, પ્રધાન, અવ્યકત અને શકિત, ઇત્યાદિ નામથી કહેલું છે તે અજ્ઞાન જે અધિકારી પુરૂષના આત્મવિષયક જ્ઞાન વડે નાશ થયેલું છે તે પુરૂષોનું જ્ઞાન, જેમ સૂર્ય પોતાના ઉદયથી સઘળા અન્ધકારની નિવૃતિ કરીને ઘટપટાદિ પદાર્થોને પ્રકાશ પમાડે છે તથા તેમાં તેને જેમ કોઇ બીજા સહાયની અપેક્ષા રહેતી નથિ તેમ પરબ્રહ્મનું જ્ઞાન, પણ પોતાના ઉદયમાત્રથી કાર્યસહિત અવિદ્યાની નિવૃતિ કરીને પરમાત્મતત્ત્વનો પ્રકાશ કરે છે એમાં તેને કોઇનો સહાય લેવો પડતો નથિ. ૧૬

તે પરબ્રહ્મમાં જેઓની બુદ્ધિ રહેલી છે તથા તે પરબ્રહ્મમાં જેઓનો આત્મા રહેલો છે તથા તે પરબ્રહ્મમાં જેઓની નિષ્ઠા રહેલી છે તથા તે પરબ્રહ્મ જેઓને પામવા યોગ્ય છે તથા જ્ઞાન વડે જેઓનાં પુણ્ય પાપ નિવૃત થયેલાં છે. એવા વિદ્વાન્ પુરૂષો મોક્ષ પામે છે. આત્મસાક્ષાત્કારથી વિદ્વાન્ પુરૂષના અનાદિ અજ્ઞાનની નિવૃત્તિ થાય છે અને તે અજ્ઞાનની નિવૃતિ થયા પછી અજ્ઞાનનાં કાર્યરૂપ પુણ્યપાપકર્મ પણ નિવૃત થાય છે અને પુણ્ય પાપ નિવૃત થવાથી તે વિદ્વાન્ પુરૂષને ફરીથી શરીરની પ્રાપ્તિ કેમ થઇ શકે! અર્થાત્ થઇ શકે નહિ. ૧૭.

વેદના અર્થને સારી રીતે જાણવારૂપી વિદ્યાને પ્રાપ્ત થયેલો તથા નિરહંકારરૂપી વિનયને પ્રાપ્ત થયેલો જે સર્વોત્તમ સાત્વિક બ્રાહ્મણ તેને વિષે તથા તે બ્રાહ્મણની અપેક્ષાથી મધ્યમ અને સંસ્કારોથી રહિત જે રાજસ ગૌ છે તથા અત્યન્ત તમો ગુણ યુકત અને સર્વથી અધમ એવાં જે હાથી શ્વાન અને ચાંડાલ, અર્થાત ઉત્તમ મધ્યમ અને અધમરૂપ જેટલાં સાત્વિક રાજસ અને તામસ પ્રાણી છે તે સર્વ ઊંચનીચ પ્રાણીયોને વિષે જ્ઞાનવન્ત પુરૂષો સમદૃષ્ટિવાળા હોય છે. ૧૮.

બ્રહ્મના સમભાવમાં જે પુરૂષોનું શુદ્ધ મન નિશ્ચય થયેલું છે એવા સમદર્શી પંડિત પુરૂષો આ જીવિત દશામાંજ સર્વ દ્વૈતપ્રપંચને અતિક્રમણ કરેછે અર્થાત્ સર્વ દ્વૈતપ્રપંચનો બાધ કરે છે. હવે જ્યારે જીવિતદશામાંજ પંડિતોને દ્વૈતપ્રપંચનો બાધ થાય છે તો પછી દેહ પડયા પછી બાધ થાય એમાં શું કહેવું! તે પરબ્રહ્મ નિર્દોષ તથા સમ છે અર્થાત્ જન્મમરણાદિ સર્વ વિકારોથી રહિત છે માટે પંડિત પુરૂષો પરબ્રહ્મમાંજ રહેલા છે. ૧૯.

સમદર્શી વિદ્વાન્ પુરૂષ સુખ કરનારા પ્રિય પદાર્થોને પામીને હર્ષ પામતો નથિ તથા દુઃખ કરનારા અપ્રિય પદાર્થોને પામીને ખેદ પામતો નથિ પણ તે બેઉ પોતાના પ્રારબ્ધનાં ફલરૂપ છે એમ જાણીને નિરંતર એક રસ રહે છે ૨૦

તે વિદ્વાન્, સ્થિર બુદ્ધિવાળો, સંમોહથી રહિત; બ્રહ્મ જાણુનાર તથા બ્રહ્મમાં રહેલો છે. ૨૦

શ્રોત્રાદિક ઇન્દ્રિઓ વડે ગ્રહણ કરવા યોગ્ય શબ્દાદિક વિષયો અનાત્મવસ્તુનો ધર્મ છે માટે બાહ્ય કહેવાય છે. એ બાહ્ય શબ્દાદિ વિષયોમાં આસક્તિરહિત ચિત્તવાળો નિષ્કામ પુરૂષ તૃષ્ણારહિત તથા અત્યન્ત વિરક્ત થઇ શાન્તિરૂપ સુખને નિર્મલ અન્તઃકરણની વૃત્તિ વડે અનુભવ કરે છે. ત્યાં શ્લોક છે. ॥ यच्चकामसुखंलोकेयच्चादिव्यंमहत्सुखं ॥ तृष्णाक्षय सुखस्यैतेनार्हतः षोडशींकलाम् ॥ તેનો અર્થ આ પ્રમાણે છે કે લોકમાં જે કામ સુખ છે તથા જે દિવ્ય એવું મહોટું સુખ છે, તે સર્વ સુખ તૃષ્ણાની નિવૃત્તિથી ઉત્પન્ન થયેલા સુખની સોળમી કળાને પણ તુલ્ય થઇ શકતાં નથિ. ૨૧

શબ્દાદિક વિષયોની સાથે જે શ્રોત્રાદિક ઇન્દ્રિઓનો સમ્બન્ધ છે તેનું નામ સંસ્પર્શ કહેવાય છે. તે સંસ્પર્શ વડે જેટલાં ક્ષુદ્ર સુખના અનુભવરૂપી ભોગ છે એ આ મનુષ્ય લોકને આદિ લઇ બ્રહ્મ લોક પર્યન્ત ત્રણે કાળમાં દુઃખનાં કારણ છે તથા તે આદિ અને અન્તકાળમાં નાશવન્ત છે માટે વિવેકી પુરૂષ તેમાં પ્રિતિ કરતો નથિ અર્થાત્ તે ભોગોને પ્રતિકૂલ જાણી તેમાં પ્રીતિનો અનુભવ કરતો નથિ. ત્યાં પતંજલિ ભગવાન્નું સૂત્ર છે. परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्चदुःखमेवसर्वंविवेकिनः ॥ એનો અર્થ આવી રીતે છે કે પરિણામ તાપ અને સંસ્કારનાં દુઃખો વડે ગુણ વૃત્તિના વિરોધથી વિવેકીને સર્વ દુઃખ રૂપજ છે. ૨૨. અર્થાત્ આ લોકમાં તથા પરલોકમાં સર્વ વિષયસુખ દુખ રૂપજ જણાય છે. ૨૨.

જે પુરૂષ શરીર છુટવાથી પૂર્વે કામક્રોધથી ઉત્પન્ન થયેલા વેગને અહીંજ સહન કરવાને સમર્થ થાય છે તે પુરૂષ યોગી છે તથા તેને સુખી જાણવો. જેમ નદી વર્ષાકાલમાં અત્યન્ત પ્રબલતાથી, ખાડા આદિકમાં ન પડવાની ઇચ્છાવાળા પુરૂષોને પણ ખાડામાં નાખીને ડુબાવે છે તથા નીચેના ભા-

ગ ઉપર લઇ જાય છે, તેમ કામક્રોધનો વેગ પણ નિરન્તર વિષયોના ચિન્તનરૂપ વર્ષાકાળ વડે અત્યન્ત પ્રબલતાથી, વિષયોને ન ઇચ્છનારા પુરૂષોને પણ ખાડામાં પછાડી સંસારરૂપ સમુદ્રમાં ડુબાવે છે તથા મહાનરકરૂપ નીચેના ભાગઉપર લઇ જાય છે. "આ સર્વ અર્થ શ્રી ભગવાને વેગં એ શબ્દથી જણાવ્યો ૨૩

બહારના વિષયોની અપેક્ષા વિના પોતાની અન્દર સ્વરૂપભૂત સુખની જેને પ્રાપ્તિ થયેલી છે તે અન્તઃસુખ છે, અર્થાત્ જે પુરૂષ બહારનાં વિષયજન્ય સુખથી રહિત છે તથા જે અન્દર આરામવાળો છે તે બ્રહ્મરૂપ તથા જે અન્દર પ્રકાશવાળો છે તે બ્રહ્મરૂપ યોગી પુરૂષ નિર્વાણ બ્રહ્મને પામે છે તથા તત્વનો સાક્ષાત્કાર થવાથી તેને અવિદ્યારૂપ આવરણની નિવૃત્તિ થઇ પરમાનન્દ સ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ થયેલી છે. ૨૪.

જે પુરૂષ પ્રથમ યજ્ઞદાનાદિ નિષ્કામ કર્મવડે પાપથી રહિત થયેલા છે, તથા જે પુરૂષો અન્તઃકરણની શુદ્ધિ વડે ઋષિભાવને પામેલા છે તથા જે પુરૂષો શાસ્ત્રના શ્રવણ મનનથી સંશયરહિત થયેલા છે તથા જે પુરૂષો એકાગ્ર ચિત્તવાળા થએલા છે તથા જે પુરૂષો પ્રાણિમાત્રના હિતમાં તત્પર થયેલા છે તે પુરૂષો નિર્વાણરૂપ બ્રહ્મને પામે છે. ૨૫

જે સંન્યાસિયો કામક્રોધની ઉત્પત્તિથી રહિત છે અર્થાત્ જેઓને કામ ક્રોધ ઉત્પન્ન થતો નથિ તથા જેઓ ચિત્તનો નિગ્રહ કરનારા છે તથા જેઓ આત્માના સાક્ષાત્કારવાળા છે તે વિદ્વાન સંન્યાસિયોને જીવિતકાળમાં તથા મરણકાળમાં નિર્વાણ બ્રહ્મરૂપ મોક્ષ નિરન્તર પ્રાપ્તજ છે કારણ કે બ્રહ્મરૂપ મોક્ષ નિત્ય છે પણ સ્વર્ગાદિકની પેઠે સિદ્ધ કરવા યોગ્ય નથિ માટે વિદ્વાન પુરૂષો બ્રહ્મરૂપ મોક્ષને આગળ પામશે એ પ્રકારનો ભવિષ્ય વ્યવહાર સંભવતો નથિ. ૨૬

સ્વભાવથીજ બહારના દેશઉપર રહેનારા શબ્દાદિક વિષય બહાર રહેલાં શ્રોત્રાદિ ઇન્દ્રિયદ્વારા તે તે શબ્દાદિક કારને પ્રાપ્તકરી અને અન્તઃકરણની વૃત્તિને દ્વાર કરી ચિ

પ્રવેશ કરે છે. એવા શબ્દાદિક વિષયોને જે પુરૂષ બહાર કરે છે અર્થાત્ પરમ વૈરાગ્યના પ્રભાવથી વિષયાકાર વૃત્તિને ઉત્પન્ન કરતો નથિ તથા આંખને ભ્રકુટીના મધ્ય ભાગમાં સ્થિર કરીને તથા પ્રાણાપાન વાયુને નાસિકાની અન્દર ગતિ કરનારા કરીને તથા ઇન્દ્રિય મન અને બુદ્ધિ જેણે જીતેલી છે તથા ઇચ્છા ભય અને ક્રોધ જેના નિવૃત્તિ પામેલા છે અને મોક્ષમાં પરાયણ એવો મનનશીલ પુરૂષ નિરન્તર મુક્તજ છે.

અહિંયાં શ્રીભગવાને શબ્દાદિક વિષયોને बाह्यान् એવું વિશેષણ આપેલું છે તેનો અભિપ્રાય એવો છે કે, શબ્દાદિક વિષયો જો કદાચિત્ સ્વભાવથીજ અન્દર રહેલા હોય તો અગ્નિનું ઉષ્ણપણું જેમ મટેજ નહિં તેમ હજારો ઉપાયવડે પણ બહાર કરી શકાય નહિ કારણકે વસ્તુના સ્વભાવની કોઇ વખતે પણ હાનિ થઇ શકતી નથિ અને જો વિષયો બહારના જ છે એમ અંગીકાર કરિયે તો જેમ મૃત્તિકાથી મેલું વસ્ત્ર મૃત્તિકાને બહાર કહાડવાથી શુદ્ધ થાય છે તેમ તેને બહાર કહાડી શકાય છે. ૨૮

વેદવડે પ્રતિપાદન કરેલો જ્યોતિષ્ઠોમાદિ યજ્ઞ તથા કૃચ્છ્રચાન્દ્રાયણાદિ જે વ્રત, તેના યજમાનાદિ કર્ત્તરૂપવડે તથા ઇન્દ્રાદિ દેવતારૂપવડે ભોક્તારૂપ, પાલન કરનારો, સર્વ પ્રાણિયોનો સહૃદ્ એવો જે હું તે મને યોગયુક્ત પુરૂષ જાણીને સર્વ સંસારની નિવૃત્તિભૂત મોક્ષરૂપ શાન્તિને પામે છે. એવી રીતે મારા સ્વરૂપનું જ્ઞાનજ મુક્તિનું કારણ છે.



# अध्याय ६ ठो.

જે પુરૂષ કર્મનાં સ્વર્ગાદિક ફલોની ઇચ્છાથી રહિત થઇ શાસ્ત્રે કહેલાં અગ્નિહોત્રાદિક નિત્ય નૈમિત્તિક કર્મને શ્રદ્ધાપૂર્વક કરે છે તે પુરૂષ કર્મવાળો છે તોપણ સંન્યાસી તથા યોગી છે અને એવી રીતે એ કર્મ કરનારા પુરૂષની સ્તુતિ કરી શકાય છે કારણ કે ત્યાગનું નામ સંન્યાસ છે અને ચિત્તમાં રહેલા વિક્ષેપના અભાવનું નામ યોગ છે. એ પ્રકારે સંન્યાસ તથા યોગ એ બેઉ નિષ્કામ પુરૂષને વિષે વિદ્યમાન છે અર્થાત એ ફલને ત્યાગ કરનારો છે માટે સંન્યાસી છે અને ફલની તૃષ્ણારૂપ વિક્ષેપના અભાવવાળો છે માટે યોગી છે. ૧

અર્જુન ! ફલસહિત સર્વ કર્મના ત્યાગને સંન્યાસ એવા નામથી વિદ્વાનો કહે છે તે સંન્યાસનેજ તું યોગરૂપ જાણ. ફલના સંકલ્પનો ત્યાગ કર્યાવિના કોઇ પણ પુરૂષ યોગી થઇ શકતો નથિ પરન્તુ સર્વે યોગી પુરૂષો ફલસંકલ્પના ત્યાગવાળાજ હોય છે તેમાટે ફલનો ત્યાગ કરવાથી તથા તૃષ્ણારૂપ ચિત્તવૃત્તિનો નિરોધ કરવાથી કર્મ કરનાર પુરૂષ સંન્યાસી તથા યોગી છે. એ અર્થમાં યોગસૂત્ર છે. ॥योगश्चित्तवृत्तिनिरोधः॥ प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयःइति ॥ એનો અર્થ આવી રીતે છે કે ચિત્તની સર્વ વૃત્તિયોનો જે નિરોધ તેનું નામ યોગ કહેવાય છે તે ચિત્તની વૃત્તિયો प्रमाण १ विपर्यय २ विकल्प ३ निद्रा ४ स्मृत्ति ५ એ પાંચ પ્રકારની છે. ૨

જેટલા કાળપર્યન્ત અધિકારી પુરૂષને અન્તઃકરણની શુદ્ધિપૂર્વક વૈરાગ્યની પ્રાપ્તિ થઇ નથિ તેટલા કાળપર્યન્ત તે પુરૂષ વૈરાગ્યની પ્રાપ્તિમાટે ફલની ઇચ્છાથી રહિત થઇ કર્મ કરે અને જે કાળમાં નિષ્કામ કર્મથી અન્તઃકરણની શુદ્ધિપૂર્વક વૈરાગ્ય પ્રાપ્ત થાય તે કાળમાં કર્મનો ત્યાગ કરી જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ માટે સર્વ કર્મના ત્યાગરૂપ સંન્યાસ ગ્રહણ કરે માટે યોગનેવિષે આરોહણ કરવાની ઇચ્છાવાળા મુનિને તે યોગની પ્રાપ્તિમાં

નિત્ય કર્મ સાધનરૂપ કહેવાય છે તથા યોગમાં આરૂઢ થયેલા પુરૂષને જ્ઞાનનિષ્ઠની પ્રાપ્તિ માટે સંન્યાસજ સાધન રૂપ કહેવાય છે. ૩

આ અધિકારી પુરૂષ ચિત્તના નિરોધકાળમાં શ્રોત્રાદિ ઇન્દ્રિયોના શબ્દાદિક વિષયોમાં આસકિત કરતો નથિ તથા નિત્ય, નૈમિત્તિક, કામ્ય, લૌકિક, અને પ્રતિષિદ્ધ: ઇત્યાદિક કર્મામાં આસકિત રાખતો નથિ અર્થાત્ આ કર્મનો હું કર્ત્તા છું તથા ભોકતા છું તથા આ શબ્દાદિક વિષય મારે ભોગવવા યોગ્ય છે એ પ્રકારનો આગ્રહ કરતો નથિ તથા સર્વ સંકલ્પથી રહિત થાય છે ત્યારે યોગારૂઢ કહેવાય છે. ૪

સમુદ્રની પેઠે આ સંસારસમુદ્ર પણ સ્ત્રીપુત્રધનાદિ પદાર્થોને વિષય કરનારા મહામોહરૂપી અનેક આવર્ત્તોથી યુકત છે તથા અનેક પ્રકારના મહારોગરૂપી તિમિંગલોથી યુકત છે તથા ખાવું પીવું ઇત્યાદિરૂપ મહોટા તરંગોથી યુકત છે તથા ત્રણ તાપરૂપી વડવાનલથી યુકત છે તથા અનેક પ્રકારના મહાધ્વનિરૂપ પ્રલાપથી યુકતછે તથા નિરન્તર દુર્વાસનારૂપ સેવાલથી યુકત છે તથા વિષયરૂપ વિષથી પૂર્ણ છે. એવી રીતના આ સંસારરૂપી સમુદ્રમાં પડેલા પુરૂષ પોતાના જીવાત્માને વિવેકયુકત શુદ્ધ મનવડે સંસારસમુદ્રથી બહાર કહાડવો પરન્તુ વિષયોમાં આસકિતવડે સંસાર સમુદ્રમાં ડુબાવવો નહિ કારણ કે આત્મા પોતેજ પોતાનો બન્ધુ છે અર્થાત આ સંસારથી મુકત કરનારો છે અને એમ ન થાય તો આત્માજ આત્માનો શત્રુ છે. ૫

જે આત્માએ આ દેહાદિરૂપ સંધાત વિવેકયુકત મનવડે પોતાને વશ કરેલો છે પણ બીજા કોઇ શસ્ત્રાદિ ઉપાયથી વશ કરેલો નથિ તે આત્માનો આત્માજ બન્ધુ છે કારણકે જેમ સાંકળયુકત પુરૂષથી પોતાની ઇચ્છામાં આવે તેમ પ્રવૃત્તિ થતી નથિ તેમ તે આત્માની પણ જેમ ઇચ્છામાં આવે તેમ પ્રવૃત્તિ થતી નથિ અને આ જીવાત્માની જે નેત્રાદિ ઇન્દ્રિયદ્વારા રૂપાદિ વિષયોમાં પ્રવૃત્તિ છે તે આત્માને અનેક

પ્રકારના અનર્થનું કારણ છે માટે વિવેકવડે તે સંઘાતને વશ રાખનારો પોતે આત્માવડે પોતાનો બન્ધુ છે અને જે આત્માએ તે દેહ ઇન્દ્રિયાદિરૂપ સંઘાતને વિવેકવડે વશ કર્યો નથિ તે પોતે પોતાનો શત્રુ છે. ૬

ચિત્તના વિક્ષેપની પ્રાપ્તિ કરનારા શીત ઉષ્ણ અને સુખદુઃખાદિ દ્વન્દ્વધર્મ વિદ્યમાન હોય તો પણ તથા માન અપમાન વિદ્યમાન હોય તો પણ શ્રોત્રાદિ સર્વ ઇન્દ્રિઓને જેણે વશ કરેલાં છે તથા જે સર્વ ઠેકાણે સમત્વબુદ્ધિ વડે રાગદ્વેષાદિ વિકારોથી રહિત છે, તે આત્મા યોગારૂઢથઇ શકે છે. ૭

ગુરૂના ઉપદેશથી ઉત્પન્ન થયેલી અને શાસ્ત્રોકત પદાર્થોને વિષય કરનારી જે બુદ્ધિ તેનું નામ જ્ઞાન કહેવાય છે અને અપ્રામાણ્ય શંકાની નિવૃત્તિરૂપી ફલવાળા વિચારવડે શાસ્ત્રોકત પદાર્થોનું પોતાના અનુભવથી જે પ્રત્યક્ષ કરવું તેનું નામ વિજ્ઞાન કહેવાય છે. તે જ્ઞાનવિજ્ઞાન વડે તૃપ્તિ થયેલા ચિત્તવાળો તથા સર્વ વિક્રિયાથી રહિત તથા જીતેન્દ્રિય તથા મૃત્પિંડ, પાષાણ અને કાંચનને સમાન જોનારો જે યોગી પુરૂષ તે યોગારૂઢ એવા નામથી કહેવાય છે. ૮

પ્રત્યુપકારની અપેક્ષા ન કરીને, પૂર્વના સ્નેહ વિના તથા પૂર્વના સમ્બન્ધ વિના જે ઉપકાર કરે છે તેનું નામ સુહૃદ્ કહેવાય છે. પૂર્વસ્નેહની અપેક્ષાથી જે ઉપકાર કરે છે તેનું નામ મિત્ર કહેવાય છે. પોતે કરેલા અપકારની અપેક્ષા ન કરીને કેવળ પોતાના ક્રૂર સ્વભાવથી જે પુરૂષ અપકાર કરે છે તેનું નામ અરિ કહેવાય છે. પરસ્પર વિવાદ કરનારા બે પુરૂષને જોઇ અને તેઓના હિતની તથા અહિતની ઇચ્છા ન કરીને તે બેઉની જે ઊપેક્ષા કરે છે તેનું નામ ઉદાસીન કહેવાય છે. પરસ્પર વિવાદ કરનારા બે પુરૂષના હિતની ઇચ્છા કરનારનું નામ મધ્યસ્થ કહેવાય છે. પોતાના ઊપરકરેલા અપકારની અપેક્ષા વડે જે અપકાર કરે છે તે દ્વેષ્ય કહેવાય છે. કાંઇક સમબન્ધ હોવાથી જે પુરૂષ ઉપકાર કરે છે તે બન્ધુ કહેવાય છે. એવી રીતે સુહૃદ્ મિત્ર, શત્રુ

દાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય અને બન્ધુ, એ સર્વને વિષે, સાધુઓ વિષે, પાપિયો વિષે, તથા બીજા સર્વ પ્રાણીઓ વિષે જે સમબુદ્ધિવાળો પુરૂષ છે તે સર્વથી ઊત્કૃષ્ટ છે. ૯

યોગી પુરૂષ એકાન્તમાં રહી તથા એકલો થઇ, ચિત્તને નિયમમાં રાખી, તૃષ્ણારહિત થઇ તથા યોગની સિદ્ધિમાં પ્રતિબન્ધ કરનારા સર્વ પદાર્થોની તૃષ્ણાથી રહિત થઇ પોતાના ચિત્તને સમાધિમાં જોડે. આ ઠેકાણે सततं એ પદ વડે તે યોગાભ્યાસ કરવામાં નિરન્તરપણું કહ્યું અને નિરાશી એ પદ વડે સત્કાર કથન કર્યો અર્થાત્ નિરન્તર સત્કાર પૂર્વક કરેલો યોગાભ્યાસજ ફલનો હેતુ છે. ૧૦

જે દેશ સ્વભાવથી શુદ્ધ હોય અથવા મૃત્તિકાદિકનું લેપન કરવાથી શુદ્ધ કરેલો હોય તથા જે દેશ મનુષ્યોના સમુદાયથી રહિત હોય તથા જે ભયથી રહિત હોય, એવા ગંગાતટ અથવા પર્વતની ગુહાઆદિક સમાન સ્થલમાં યોગી પોતાનું નિશ્ચલ આસન સ્થાપન કરે. તે આસન અતિ ઉંચું ન જોઇએ તથા અતિ નીચું પણ ન જોઇએ પણ દુદર્ભ ઉપર મૃગચર્મ તથા વસ્ત્રવડે યુક્ત જોઇએ. ૧૧

શબ્દાદિક વિષયોનું સ્મરણ કરવું એ ચિત્તની ક્રીયા છે અને શબ્દાદિક વિશયોનું ગ્રહણ કરવું એ શ્રોત્રાદિક ઇન્દ્રિયોની ક્રિયા છે. તે ચિત્તની ક્રિયાને શ્રોત્રાદિક ઇન્દ્રિયોની ક્રિયાને વશ રાખનાર પુરૂષ પ્રથમ કહેલા આસનઉપર બેશી તથા મનને એકાગ્ર કરી અન્તઃકરણની શુદ્ધિમાટે સમાધિરૂપ યોગનો અભ્યાસ કરે. ત્યાં શ્રુતિ. ॥ दृश्यतेत्वग्रायाबुद्ध्यासूक्ष्मयासूक्ष्मदर्शिभि: ॥ સૂક્ષ્મદર્શી પુરૂષોએ એકાગ્રસૂક્ષ્મ બુદ્ધિ વડે બ્રહ્મ સાક્ષાત્કાર કરાય છે. ૧૨

યોગાભ્યાસ કરનારો તે પુરૂષ અત્યન્ત દૃઢ પ્રયત્નવાળો થઇને પોતાના શરીરના મધ્ય દેશરૂપ કાયને તથા મસ્તક અને ગ્રીવાને સમાન તથા અચલ ધારણ કરી રહે અને પોતાના નાસિકાના અગ્રભાગ સામું જોઇ તથા દિશાઓને જોઇને રહે. “ આ ઠેકાણે ચક્ષુવડે નાસિકાના અગ્રભાગનું દર્સન કહેલું છે

તે, ચક્ષુવડે રૂપાદિક વિષયોનું ગ્રહણ ન કરવું એ નિયમને માટે કહેલું છે." ૧૩

રાગદ્વેષાદિકથી રહિત થયેલા અન્તઃકરણવાળો તથા શાસ્ત્રના દૃઢ નિશ્ચયવડે સંશયરૂપ ભય જેનો નિવૃત્ત થઇ ગયો છે તથા બ્રહ્મચર્ય, ગુરૂ, શુશ્રુષા, ભિક્ષાભોજન ઇત્યાદિક બ્રહ્મચારીના વ્રતમાં રહી પોતાના મનને વિષયાકારવૃત્તિયોથી શૂન્ય કરી, મારેવિષે ચિત્ત રાખી, મનેજ મુખ્ય રાખી, યુક્ત થઇ રહે પણ બીજા પદાર્થો ઉપર પ્રીતિ રાખે નહિ. ત્યાંશ્રુતિ ॥तदेतत्प्रेयःपुत्रात्प्रेयोवित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरंयदयमात्मा इति ॥ જે આનન્દ સ્વરૂપ આત્મા દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન. બુદ્ધિઆદિક સર્વ પદાર્થોથી અત્યન્ત જુદો છે તે આત્મા પુત્રથી પણ પ્રિય છે, ધનથી પણ પ્રિય છે તથા બીજા સર્વ પદાર્થોથી પણ પ્રિય છે. ૧૪

એવી રીતે એકાન્તમાં રહી જેટલા નિયમ પ્રથમ કહેલા છે તે સર્વ નિયમોવડે પોતાના મનને અભ્યાસ અનેવૈરાગ્યના બલથી એકાગ્ર કરી નિરન્તર યોગાભ્યાસ પરાયણ થઇ તથા નિયતમાનસ થઇ શાન્તિ પામે છે. અભ્યાસની દૃઢતાવડે નિરૂદ્ધ કરેલું છે પોતાનું મન જેણે તે નિયતમાનસ કહેવાય અથવા અભ્યાસની દૃઢતાવડે જેણે મનની વૃત્તિરૂપ વિકાર નિવૃત્ત કરેલા છે તેનું નામ નિયતમાન્સ કહેવાય છે. એવો નિયમાનસ પુરૂષ શાન્તિ પામે છે તે શાન્તિ નિર્વાણ પરમ છે અર્થાત્ તત્ત્વસાક્ષાત્કારની ઉત્પત્તિદ્વારા સર્વ કામ કર્મ અવિદ્યાની નિવૃત્તિરૂપ મુક્તિમાં સમાપ્તિવાળીછે. ૧૫

હે અર્જુન! જે અન્ન જમ્યા પછી જઠરાગ્નિવડે પચીજઈ કાર્ય કરવાનું સામર્થ્ય સંપાદન કરે છે તે અન્ન શાસ્ત્રમાં આત્મસમ્મિત કહેવાય છે. તે આત્મસમ્મિત અન્નને ભોજન કરી જે પુરૂષ લોભને આધીન થઇ અધિક અન્ન જમે છે તે પુરૂષને સમાધિરૂપ યોગ સિદ્ધ થતો નથિ કારણ કે તે ભોજન કરેલું અધિક અન્ન અજીર્ણ ભાવને પામી ધાતુની વિષમતાદ્વારા નાના પ્રકારના જ્વર શૂલાદિ વ્યાધિયોને ઉત્પન્ન કરે છે,

તે જ્વરાદિક વ્યાધિયોવડે પીડાયેલા પુરૂષથી યોગાભ્યાસ કરી શકાતો નથિ અને જે પુરૂષ અન્નનું ભોજન કરતો નથિ અથવા અત્યન્ત અલ્પ ભોજન કરે છે તે પુરૂષને પણ યોગ સિદ્ધ થતો નથિ કારણ કે અન્નનું ભોજન ન કરવાથી અથવા અત્યન્ત અલ્પ ભોજન કરવાથી શરીરના ધાતુઓનું પોષણ થતું નથિ તેથી તે શરીર કોઇ પણ કાર્ય કરવામાં સમર્થ થાય નહિ તથા ક્ષુધાવડે પીડિત પુરૂષની વૃત્તિ પણ એકાગ્ર થાય નહિ માટે એવા અસમર્થ શરીરવડે યોગાભ્યાસ સિદ્ધ થઇ શકે નહિ. ૧૬

અન્નરૂપ આહાર તથા ગમનં આગમનરૂપ વિહારને નિયમ પૂર્વક રાખનાર તથા પ્રણવાદિ મંત્રોનો જપ તથા ઉપનિષદોના પાઠ, ઇત્યાદિકમાં કાલની નિયમપૂર્વક પ્રવૃત્તિવાળો તથા નિદ્રા અને જાગ્રત્‌ને નિયમમાં રાખનારો જે પુરૂષ છે તે સાધન સંપન્ન પુરૂષનેજ સમાધિરૂપ યોગ સિદ્ધ થાય છે પણ આહાર વિહારાદિકોના નિયમથી રહિત પુરૂષને તે સમાધિરૂપ યોગ સિદ્ધ થતો નથિ. ૧૭

જે કાળમાં આ અન્તઃકરણરૂપ પોતાના સ્વચ્છ ભાવને વશ થવાથી વિષયના આકારને ગ્રહણ કરવામાં સમર્થ હોય તો પણ પરમ વૈરાગ્યથી સર્વ વૃતિયોનો નિરોધ કરી તથા રજતમથી રહિત થઇ આત્માને વિષેજ સદા અચલ થાય છે ત્યારે સર્વ ઇચ્છાથી નિઃસ્પૃહ થઇ તે સર્વ વૃત્તિયોના નિરોધ કાળમાં સમાધિરૂપ યોગ વડે યુક્ત કહેવાય છે. ૧૮

દીવાને ચલાયમાન કરવામાં કારણ એવો જે વાયુ તેથી રહિત દેશ ઉપર રહેલો દીવો જેમ ચલાયમાન થતો નથિ. તેમ જે યોગી પુરૂષ સર્વ ચિત્તની વૃતિયોને રૂંધી એકાન્ત સ્થલમાં યોગાભ્યાસ કરનારો છે તેનું અન્તઃકરણ તે દીવાની પેઠે નિશ્ચલ તથા સત્વગુણની અધિકતાથી પ્રકાશક છે માટે યોગશાસ્ત્ર જાણનારાઓએ યોગી પુરૂષના અન્તઃકરણને નિશ્ચલ દીપકરૂપ દૃષ્ટાન્ત કહ્યું છે અર્થાત્ જેમ દીવો ચલાયમાન પણાથી રહિત હોય છે તેમ યોગી પુરૂષનું અન્તઃકરણ પણ

ચલાયમાનપણાથી રહિત હોય છે. ૧૯

શ્રદ્ધાપૂર્વક યોગાભ્યાસનું સેવન કરવાથી જેમાં રૂંધેલું ચિત્ત એક વસ્તુને વિષય કરનારી વૃત્તિયોના પ્રવાહરૂપ એકાગ્રતાનો ત્યાગ કરીને, કાષ્ટરહિત અગ્નિની પેઠે ઉપરામ પામે છે અર્થાત્ તે ચિત્ત સર્વ વૃત્તિરહિત હોવાથી સર્વ વૃત્તિયોના નિરોધ વડે પરિણામ પામે છે તથા જેમાં અન્તઃકરણ વડે આત્માને સાક્ષાત્કાર કરતો છતો આત્માને વિષેજ સંતોષ પામે છે તેને યોગ જાણવો. ૨૦

જે સુખ આત્યન્તીક છે તથા જે સુખ નેત્રાદિ ઈંદ્રિયોના સંબંધથી ઉત્પન્ન થએલા જ્ઞાનનો વિષય નથી તથા જે સુખ કેળવ સત્વ પ્રધાન બુદ્ધિ વડેજ ગ્રહણ કરી શકાય છે, તે સુખનો યોગી પુરૂષ જે અવસ્થામાં અનુભવ કરે છે તથા જે અવસ્થામાં રહેલો વિદ્વાન પુરૂષ તત્વથી ચલાયમાન થતો નથિ તે અવસ્થાનું નામ યોગ શબ્દના અર્થરૂપ જાણવું. ૨૧

જે અવસ્થાને પ્રાપ્ત થઇ તે યોગી પુરૂષ તેથી અધિક બીજા લાભને માનતો નથિ. તથા જે અવસ્થામાં રહેલો તે યોગી પુરૂષ મહોટા દુઃખથી પણ ચલાયમાન થતો નથિ પરન્તુ તે અવસ્થાની પ્રાપ્તિ વડે પોતાને કૃતાર્થ માને છે તથા પ્રાપ્તપ્રાપણીય માને છે. ઉપાયોથી પ્રાપ્ત થનારાં સુખ જેને એકજ કાળમાં પ્રાપ્ત થાય છે તેને પ્રાપ્તપ્રાપણીય કહેવાય છે. ૨૨

દુઃખના સમ્બન્ધથી રહિત તે નિરોધ અવસ્થાને યોગ શબ્દનો અર્થ જાણવો તે યોગ નિશ્ચય વડે તથા ઉદ્વેગ રહિત ચિત્ત વડે અભ્યાસ કરવા યોગ્ય છે અને એ મહાફલની પ્રાપ્તિ કરનારો છે. આટલા કાળ સુધી અભ્યાસ કરતાં પણ મને યોગ સિદ્ધ થયો નહિ માટે આગળ જતાં કેમ સિદ્ધ થશે એ પ્રકારના તાપથી રહિત થઇ યોગાભ્યાસ કરવો અર્થાત્ નિરન્તર અભ્યાસ કરતાં કરતાં આ જન્મને વિષે અથવા બીજા જન્મને વિષે યોગ અવશ્ય સિદ્ધ થશે માટે એ અત્યન્ત ઉતાવળ કરવાનું શું પ્રયોજન છે, એમ હે

મન વડે યોગાભ્યાસ કરવો. ૨૩

આ લોકમાં તથા પરલોકમાં અનર્થના હેતુરૂપ અત્યન્ત દુષ્ટ વિષયોમાં રહેલું અશોભનપણું ન દેખીને, આ વિષયતો ઘણા રમણીય છે એ પ્રકારના શોભનપણાનો જે અધ્યાસ તેનું નામ સંકલ્પ છે તથા આ વિષય મને પ્રાપ્ત થાય એ પ્રકારે તે સંકલ્પથી જે વિષયની અભિલાષા થાવ તેનું નામ કામ છે. તે કામનો તથા સંકલ્પનો વાસના સહિત ત્યાગ કરીને મન વડેજ ઇન્દ્રિઓના સમૂહને સર્વ વિષયોથી રોકી મનનો નિરોધ કરવો. ૨૪

કોઇ કાળમાં પણ આ યોગ અવશ્ય સિદ્ધ થશે, એમાં ઘણી ઉતાવળ કરવાનું શું પ્રયોજન છે એવા પ્રકારના ધૈર્યથી યુક્ત એવી બુદ્ધિવડે ધીમે ધીમે મનનો નિરોધ કરે અને આત્મામાં મન રાખી કાંઇ પણ ચિન્તન ન કરે. ત્યાં શ્રુતિ. ॥यच्छेद्वाङ्मनसीप्राज्ञस्तद्यच्छेज्ज्ञानआत्मनि ज्ञानमात्मनिमहतिनियच्छेत्तद्यच्छेच्छान्तआत्मनिइति ॥ લૌકિક તથા વૈદિક એવી જે વાણી તેને આ બુદ્ધિમાન્ અધિકારી વ્યાપારસહિત મનમાં લય કરે અર્થાત્ વાક્ ઇન્દ્રિયના સર્વ વ્યાપારનો પરિત્યાગ કરીને કેવળ મનના વ્યાપારમાત્રવાળો થાય. ૨૫

જે જે નિમિત્તથી વિક્ષેપને અભિમુખ થયેલું તથા લયને અભિમુખ થયેલું આ મન વિષયાકાર વૃત્તિને ઉત્પન્ન કરે છે, તે તે નિમિત્તથી એ મનને રોકીને આત્મામાંજ નિરોધ કરે. આત્મામાં નિરૂદ્ધ કરેલું મન વિક્ષેપ પામતું નથિ તથા લયને પણ પ્રાપ્ત થતું નથિ. ૨૬

સર્વ વૃત્તિયોથી રહિત હોવાથી જેનું મન રૂંધાયેલું છે તથા વિક્ષેપનો હેતુ રજોગુણ જેનો નાશ પામેલો છે અર્થાત્ જે વિક્ષેપદોષથી રહિત છે તથા જેને વિષે લયનો હેતુ તમોગુણ વિદ્યમાન નથિ અર્થાત્ જે લયદોષથી રહિત છે તથા જે બ્રહ્મભૂત છે અર્થાત્ આ સર્વ જગત્ બ્રહ્મરૂપ છે એ પ્રકારના નિશ્ચયવડે સમ બ્રહ્મને પામેલો છે, તે યોગી પુરૂષનેજ ઉત્તમ [સુખ]ની પ્રાપ્તિ થાય છે. ૨૭

એ પ્રથમ કહેલા ક્રમ પ્રમાણે જે પુરૂષ પોતાના મનને નિરન્તર આત્મામાં રાખીને રહે છે તથા જે પુરૂષ સંસારની પ્રાપ્તિ કરનારા પાપથી રહિત છે તે યોગી પુરૂષ સર્વ અન્તરાયની નિવૃત્તિ કરીને અનાયાસથીજ સુખનો અનુભવ કરે છે. ત્યાં પતંજલિ ભગવાનનું સૂત્ર છે. ॥ व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्ध भूमिकत्वानवस्थितत्वानिचित्तविक्षेपास्तेऽन्तरायाः ॥ એનો અર્થ આવી રીતે છે કે व्याधि १ स्त्यान २ संशय ३ प्रमाद ४ आलस्य ५ अविरति ६ भ्रान्तिदर्शन ७ अलब्धभूमिकत्व ८ अनवस्थितत्व ९ આ નવ પ્રકારના ચિત્તવિક્ષેપ અન્તરાય કહેવાય છે. ૨૮

સ્થાવર જંગમરૂપ સર્વ પ્રાણિયોના ભોક્તારૂપે રહેલા એક અદ્વિતીય સચ્ચિદાનન્દ આત્માનો સાક્ષાત્કાર કરનાર યોગી પુરૂષ સર્વ પ્રપંચમાં સમબુદ્ધિવાળો થઇ સર્વ ભૂતોમાં રહેલા આત્માને તથા આત્માવિષે સર્વ ભૂતોને દેખે છે. જે પુરૂષ યોગયુક્ત આત્માવાળો તથા સમદૃષ્ટિવાળો છે તે પુરૂષ આત્માનો સાક્ષાત્કાર કરે છે. "એટલું કહેવાથી શ્રી ભગવાને યોગી તથા સમદર્શી એ બેઉ પુરૂષ આત્મસાક્ષાત્કારના અધિકારી છે એમ જણાવ્યું." ૨૯

માયારૂપ ઉપાધિવાળો થઇ સર્વ પ્રપંચનો કારણરૂપ, વાસ્તવથી જોતાં સર્વ ઉપાધિયોથી રહિત, પરમાર્થ સત્ય, આનન્દઘન તથા અનન્તરૂપ એવો જે હું પરમેશ્વર તેને જે યોગી પુરૂષ સર્વ પ્રપંચમાં વ્યાપક દેખે અર્થાત્ યોગથી ઉત્પન્ન થયેલા પ્રત્યક્ષ જ્ઞાનવડે મને અપરોક્ષ કરે છે તથા જે યોગી પુરૂષ માયા વડે આરોપણ કરેલા સર્વ પ્રપંચને અધિષ્ઠાન રૂપ પરમેશ્વરથી જુદા મિથ્યારૂપ વડે દેખેછે તે યોગી પુરૂષને હું કોઇ વખતે પણ પરોક્ષ થતો નથિ. અને તે યોગી મને પરોક્ષ થતો નથિ. પરોક્ષ આ વાર્તા શ્રુતિમાં પણ કહેલી છે. ત્યાં શ્રુતિ. सएनमविदितोनभुनक्ति ॥ એનો અ

એવી રીતે છે કે તે પરમાત્મા જો કે આ જીવનો આત્મા રૂપજ છે અને જીવને જાણવામાં આવતો નથિ પણ આ જીવને જન્મમરણરૂપ સંસારથી રક્ષણ કરતો નથિ. ૩૦

જે યોગી પુરૂષ સર્વ ભૂતોમાં રહેલા એવા મને અભેદવડે નિશ્ચય કરીને ભજે છે તે યોગી સર્વ પ્રકારે વ્યવહારકરે છે તો પણ કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિ કરી તથા જીવન્મુકત થઇ કૃતાર્થ થાય છે. તે જીવન્મુકતને જેટલા કાળ પર્યન્ત શરીરાદિકનું દર્શન વિદ્યમાન છે તેટલા કાળ પર્યન્ત વિલક્ષણ એવા પ્રારબ્ધ કર્મની પ્રબલતાથી યાજ્ઞવલ્કયાદિકની પેઠે સર્વ કર્મનો ત્યાગ કરીને તે વર્ત્તે અથવા વસિષ્ટ જનકાદિકની પેઠે અગ્નિહોત્રાદિ કર્મ કરીને વર્ત્તે પણ તે મારેવિષેજ વર્ત્તે છે. અર્થાત તે વિદ્વાન્ પુરૂષને સર્વ પ્રકારે મોક્ષના પ્રતિબન્ધની શંકા થાય નહિ. ત્યાં શ્રુતિ.॥ तस्यहनदेवाश्चनाभूत्याईशतआत्माह्येषांसंभवति ॥ એનો અર્થ આવી રીતે છે કે મહોટા પ્રભાવવાળા ઇન્દ્રાદિક દેવો પણ તે વિદ્વાન્ પુરૂષના મોક્ષવિષે પ્રતિબન્ધ કરવાને સમર્થ નથિ કારણકે તે વિદ્વાન્ પુરૂષ દેવોના આત્મારૂપેજ છે. ૩૧

જે વિદ્વાન્ સર્વે પ્રાણિમાત્રમાં સુખ અથવા દુઃખને પોતાના આત્માના દ્દષ્ટાન્તવડે તુલ્ય જાણે છે અર્થાત્ રાગદ્વેષરહિત હોવાથી તે વિદ્વાન્ જેમ પોતાનું અનિષ્ઠ કરે નહિ તેમ બીજા પ્રાણિયોનું પણ અનિષ્ટ કરે નહિ અને જેમ પોતાનું ઇષ્ટ સંપાદન કરે તેમ અન્યનું ઇસ્ટ પણ સંપાદન કરે છે. એમ નિર્વસનાથી શાન્તમનવાળો યોગી પુરૂષ પ્રથમ કહેલા અપૂર્ણ યોગથી શ્રેષ્ટ છે અર્થાત્ મનોનાશ અને વાસનાક્ષયથી રહિત કેવળ તત્વવેત્તા પુરૂષથી મનો નાશ અને વાસના ક્ષય સહિત એવો તત્વવેત્તા પુરૂષ શ્રેષ્ઠ છે માટે તત્વજ્ઞાન, મનોનાશ, તથા વાસનાક્ષય,એ ત્રણેનો યથાક્રમથી અધિકારી પુરૂષે અભ્યાસ કરવો

હે મધુસૂદન ! સર્વ ઠેકાણે સમદૃષ્ટિરૂપ પરમયોગ તમે પ્રથમ સમભાવ વડે કહેલો છે અર્થાત્ ચિત્તમાં રહેલા અને

વિષમ દૃષ્ટિના હેતુભૂત રાગદ્વેષાદિકનું નિરાકરણ કરી જે યોગ કહેલો છે તે યોગની ઘણા કાળ પર્યંત રહેનારી સ્થિતિને હુ દેખતો નથિ અર્થાત્ સર્વ વૃત્તિઓના નિરોધરૂપી યોગની દીર્ઘ કાળ પર્યન્ત સ્થિતિ થાય એવી સંભાવના મને નથિ કારણ કે મન ઘણું ચંચલ છે અને એક ક્ષણમાત્ર પણ સ્થિર થતું નથિ. ૩૩

હે કૃષ્ણ ! આ મન અત્યન્ત ચંચલ સ્વભાવવાળું છે તથા શરીર અને ઇન્દ્રિયોને ક્ષોભ પમાડનારૂં છે તથા તે મનને જે વિષયની ઇચ્છા હોય તે વિષયથી કોઇ પણ ઉપાયથી તેને પાછું વાળી શકાય એમ નથિ તથા અત્યન્ત બલવાન્ અને અત્યન્ત દૃઢ છે અર્થાત્ અનેક જન્મની હજારો હજાર વિષયવાસનાથી યુક્ત છે તેથી ભેદવાને અશક્ય છે માટે જેમ વાયુને વશ રાખવો એ અત્યન્ત કઠિન છે તેમ મનને વશ રાખવું એ પણ અત્યન્ત કઠિન છે એમ હું માનું છું. ૩૪

હે મ્હોટા હાથવાળા ! તેં પ્રથમ કહ્યું કે મન દુઃખથી વશ કરી શકાય એવું છે તથા સ્વભાવથી ચંચલ છે, એ તારા કહેવામાં કાંઇ પણ સંશય નથિ અર્થાત્ એ તારૂં કહેવું યથાર્થ છે તથાપિ સમાધિમાત્રરૂપ ઉપાયથી તથા વૈરાગ્યરૂપ અભ્યાસથી મનને વશ રાખી શકાય છે. "ત્યાં એક શ્લોક છે. ॥उपाविश्योपाविश्यैव चितज्ञेनमुहुर्मुहुः॥ न शक्यते मनोजेतुंविनायुक्तिमनिन्दिता॥ ચિત્તનો સ્વભાવ જાણનારા પુરૂષથી ઉત્તમ યુક્તિવિના વારંવાર આસન ઉપર બેસવાથી મન જીતી શકાતું નથિ. ૩૫."

તત્વનો સાક્ષાત્કાર થયા પછી પણ શાસ્ત્રનાં વ્યાખ્યાનાદિકોમાં લાગવાથી અથવા આલસ્યાદિક દોષથી, અભ્યાસ તથા વૈરાગ્યવડે જેણે અંતઃકરણને નિયમમાં રાખેલું નથિ તેને અસંયતાત્મા કહેવાય છે એવો અસંયતાત્મા પુરૂષ પ્રારબ્ધ કર્મથી થયેલી ચિત્તની ચંચલતાથી મનની સર્વ વૃતિયોના નિરોધરૂપ યોગનો દુઃખથી પણ પામી શકે નહિં, એ પ્રકારનું

જે વચન તેં મને કહ્યું તે મારે પણ સંમત છે ; પણ જેનું અંતઃકરણ વિષયોની પરતંત્રતાથી રહિત થયેલું છે તથા જે પ્રયત્ન કરે છે તે તો તે યોગને ઉપાયથી પામવાને યોગ્ય છે.૩૬

હે કૃષ્ણ! આયુષ્યની અલ્પતાથી જે પુરૂષ અલ્પ પ્રયત્નવાળો છે તથા શાસ્ત્રમાં વિશ્વાસરૂપ શ્રદ્ધાથી જે યુક્ત છે તથા યોગથી ચલાયમાન થયેલા ચિત્તવાળો છે તે પુરૂષ યોગની સંસિદ્ધિને ન પામી મરણ પામે તો કઇ ગતિને પામે છે? અર્થાત્ સારી ગતિ પામે છે કે દુર્ગતિ પામે છે. શ્રવણ મનનાદિકથી ઉત્પન્ન થયેલા તત્ત્વસાક્ષાત્કારનું નામ યોગ છે તે યોગના ફલને પ્રાપ્ત ન થવાથી શુભ ગતિ થવી એ પણ સંભવતું નથિ તથા તે યોગમાર્ગમાં ચાલ્યા પછી દુર્ગતિ થાય એ પણ સંભવતું નથિ. ૩૭

હે મહાબાહો! જે પુરૂષ અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાનરૂપ માર્ગમાં વિમૂઢ તથા જે કર્મ ઉપાસનાથી રહિત ઉભયભ્રષ્ટ પુરૂષ છે અર્થાત્ કર્મમાર્ગથી અને જ્ઞાનમાર્ગથી ભ્રષ્ટ થયેલો પુરૂષ જુદાં પડેલાં વાદળાંની પેઠે કેમ નાશ નહિ પામે અર્થાત્ જેમ વાયુએ પૂર્વ મેઘથી જુદું કરેલું વાદળું પૂર્વમેઘથી ભ્રષ્ટ થઇ તથા ઉત્તરમેઘને ન પ્રાપ્ત થઇ તથા વૃષ્ટિને અયોગ્ય થઇ મધ્યમાંજ નાશ પામે છે તેમ યોગભ્રષ્ટ પુરૂષ પણ પ્રથમ કર્મમાર્ગથી વિછિન્ન થઇ તથા જ્ઞાનમાર્ગને ન પ્રાપ્ત થઇ મધ્યમાંજ નાશ પામે માટે એવો યોગભ્રષ્ટ પુરૂષ કર્મનું ફલ તથા જ્ઞાનનું ફલ પામવાને અયોગ્ય નથિ કેમ? ॥ कच्चित ॥ આ પદ અભિલાષાસહિત પ્રશ્ન કહેનારૂ છે૩૮

હે કૃષ્ણ! મેં આપને જે સંશય દેખાડેલો છે તે મારા સંશયને સારી રીતે આપ નાશ કરવાને સમર્થ છો અને જો તમે કહેશો કે મારાથી બીજો કોઇ દેવ અથવા ઋષિ તારો સંશય મટાડશે, તો ત્યાં હું કહું છું કે આપથી ભિન્ન એવા જેટલા ઋષિ અને દેવ છે તે સર્વ અનીશ્વર હોવાથી અસર્વજ્ઞજ છે માટે તે કોઇ ઉત્તર આપીને મારા સંશયનો નાશ કરે એમ જણાતું નથિ માટે સર્વના પરમગુરૂ આપ ઇશ્વરજ આ મારો

સંશય મટાડવાને યોગ્યછો. ૩૯

હે પાર્થ! જે પુરૂષે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક સર્વ કર્મોના પરિત્યાગરૂપ સંન્યાસ કરેલો છે તથા જે સર્વથી વિરક્ત છે તથા જે ગુરૂ સમીપ જઇ શાસ્ત્ર શ્રવણ કરે છે તથા તે શ્રવણ મનનાદિક કરતાં કરતાં મધ્યમાં મરણ પામેલો છે, તે યોગભ્રષ્ટ પુરૂષનો આ લોકમાં તથા પરલોકમાં વિનાશ થાય નહી કારણકે હે તાત! શાસ્ત્રપ્રમાણે ચાલનાર કોઇ પણ પુરૂષ દુર્ગતિ પામતો નથિ. ૪૦

જે પુરૂષ યોગમાર્ગમાં પ્રવર્ત્યો છે તથા જેણે સર્વ કર્મના ત્યાગરૂપ સંન્યાસ કરેલો છે તથા જે નિરન્તર શાસ્ત્રના શ્રવણાદિક કરે છે અને એમ કરતાં કરતાં મરણ પામે તો તેમાં કોઇક યોગભ્રષ્ટ તો પ્રથમ અનુભવ કરેલા વિષયોની ઇચ્છા કરે છે અને કોઇક યોગભ્રષ્ટ વૈરાગ્યની દૃઢતાથી વિષયોની ઇચ્છા કરતો નથિ. તે પ્રથમ યોગભ્રષ્ટ બ્રહ્મલોકને પ્રાપ્ત થઇ તથા ત્યાં બ્રહ્માના આયુષ્ય જેટલા સંવત્સર નિવાસ કરી પછી પવિત્ર અને ચક્રવૃર્ત્તિ મહારાજાના કુલમાં અજાતશત્રુ અને જનકાદિકની પેઠે જન્મ પામે છે.

જે પુરૂષ શ્રદ્ધા વૈરાગ્યાદિક શુભ ગુણોની અધિકતાથી વાસનારહિ છે, તે યોગભ્રષ્ટ મરણ પછી પુણ્યકારી લોકને ન પ્રાપ્ત થઇ બ્રહ્મવિદ્યાવાળા તથા યોગાભ્યાસવાળા દરિદ્રી બ્રાહ્મણોના કુલમાં જન્મ પામે છે પણ શ્રીમાનરાજાઓના કુલમાં જન્મ પામતો નથિ. એવા બ્રહ્મવેત્તા દરિદ્રી બ્રાહ્મણોના કુલમાં યોગભ્રષ્ટનો જન્મ સર્વ પ્રમાદનાં કારણોથી રહિત હોવાથી દુર્લભતર છે. પવિત્ર શ્રીમાન્ રાજાઓના ઘરમાં યોગભ્રષ્ટનો જન્મ અનેક સુકૃતથી થાય છે અને તે પણ મોક્ષ આપનાર છે માટે દુર્લભ છે અને પવિત્ર તથા બ્રહ્મવિદ્યાવાળા દરિદ્રી બ્રાહ્મણના કુલમાં જે જન્મ આવે છે તે જન્મ તો પ્રમાદના હેતુભૂત એવા ધનાદિક પદાર્થરહિત હોવાથી તે દુર્લભ જન્મથી પણ અત્યન્ત દુર્લભ છે માટે એ જન્મ દુર્લભતર કહેવાય છે. એવી રીતે બીજો યોગભ્રષ્ટ સ્તુતિ કરવા યોગ્ય છે. ૪૨

હે અર્જુન! બ્રહ્મની પ્રાપ્તિમાટે તે યોગભ્રષ્ટે પૂર્વદેહમાં પ્રારંભ કરેલાં વિવેકાદિ ચાર સાધન તથા સર્વ કર્મનો સન્યાસ તથા બ્રહ્મવેત્તા ગુરૂના સમીપ જવું તથા ગુરૂના મુખથી શાસ્ત્ર શ્રવણ તથા મનન અને નિદિધ્યાસન, ઇત્યાદિક જે જે સાધન જેટલે જેટલે પર્યન્ત કરી તે યોગભ્રષ્ટ મરણ પામે તે તે સાધન તે બેઉ પ્રકારના જન્મમાં પામે છે અને વળી ત્યાર પછી મોક્ષ નિમિત્ત અધિક પ્રયત્ન કરે છે. ૪૩

ઉત્તમ લોકમાં ભોગ ભોગવી શ્રીમાન્ રાજાઓના ઘરમાં આવેલો યોગભ્રષ્ટ પૂર્વ જન્મમાં સંપાદન કરેલા અભ્યાસથી આજન્મમાં મોક્ષનાં સાધનનો પ્રયત્ન ન કરે તો પણ પૂર્વના સંસ્કારથી ભોગવાસનાની નિવૃત્તિ કરી મોક્ષનાં સાધનોમાં પ્રવર્તે છે. જ્ઞાનવાસના અલ્પકાળમાં અભ્યાસ કરેલી છે અને ભોગવાસના ઘણા કાળથી અભ્યાસ કરેલી છે તો પણ જ્ઞાનવાસના વસ્તુવિષયક છે અને ભોગવાસના અવસ્તુ વિષયક છે માટે જ્ઞાનવાસના અલ્પકાળમાં અભ્યાસ કરેલી છે તો પણ ઘણા કાળ સુધી અભ્યાસ કરેલી ભોગ વાસનાથી અત્યન્ત પ્રબલ છે માટે તે પ્રબલ જ્ઞાનવાસનાથી અપ્રબલ એવી ભોગવાસના પરાભવ પામે છે. ૪૪

પૂર્વ જન્મમાં કરેલા પ્રયત્નથી પણ અધિક અધિક પ્રયત્ન કરતા એવા તે યોગી પુરૂષનાં પાપ નાશ પામે છે અને એવી રીતે જ્ઞાનના સંસ્કારોની વૃદ્ધિ થવાથી તથા પૂર્વ જન્મના સંસ્કારના પ્રભાવથી અન્ત્ય જન્મ જેને પ્રાપ્ત થયો છે એવો તે યોગભ્રષ્ટ શ્રવણાદિ સાધનોનાં ફલ ઉદય થવાથી મુક્તિ પામે છે એમાં કાંઇ સંશય નથિ. ૪૫

તપસ્વિયોથી પણ યોગી મારે અધિક સંમત છે તથા જ્ઞાનિયોથી પણં અધિક સંમત છે તથા કર્મ કરનારાઓથી પણ અધિક સંમત છે તે માટે તું યોગી થા. ત્યાં શ્રુતિ. विद्ययातदारोहन्ति ॥ यत्रकामाःपरागताः ॥ नतत्रदक्षिणायन्ति । नाविद्वांसस्तपस्विनः ॥ જે પદમાં સર્વ કામ

સમાપ્તિ પામે છે તથા જે પદમાં યજ્ઞાદિ કર્મ કરનારા પુરૂષો પણ પ્રાપ્ત થતા નથિ તથા ઃવિદ્વાન્ તપસ્વિઓ પણ પ્રાપ્ત થતા નથિ, તે પદને તત્વવેત્તા યોગી બ્રહ્મવિદ્યાથી પામે છે.૪૬

મારે વિષે અત્યન્ત પ્રીતિવાળો થઇ તથા મારા ભજનમાં અત્યન્ત શ્રદ્ધાવાળો થઇ મને જે ભજે છે અર્થાત્ આ કૃષ્ણ ભગવાન્ મનુષ્ય છે એ પ્રકારના ભ્રમનો ત્યાગ કરી જે મારૂ ચિંતન કરે છે તેને વસુ રૂદ્ર આદિત્યાદિ દેવોને ભજનારા યોગી પુરૂષોથી હું અત્યન્ત શ્રેષ્ટ માનુંછું. મારી ભક્તિથી રહિત એવા યોગીથી મારો ભકત ઘણો શ્રેષ્ટ છે અને તું પણ મારો પરમભકત હોવાથી સર્વોત્તમ છે. ૪૭

# अध्याय ७ मो.

હે અર્જુન! તું મારેવિષે આસક્તિવાળો છે તથા મનેજ શરણ આવેલો છે અર્થાત્ જેમ કોઇ રાજાનો ચાકર રાજાનો આશ્રિત થાય પણ રાજામાં મનની આસક્તિવાળો થતો નથિ પરન્તુ પોતાનાં સ્ત્રી પુત્ર ધનાદિક પદાર્થોમાંજ મનની આસક્તિ રાખે છે તેવો તું નથિ પણ તું તો મારોજ આશ્રિત તથા મારેવિષેજ મનની આ સક્તિવાળો છે. એવો તું જેવી રીતે સંશયરહિત થઇ મને જાણીશ તેવી રીતે હું તને કહીશ તે તે તું સાંભળ. ૧

હું તને આ વિજ્ઞાનસહિત જ્ઞાનને સાધનફલાદિકસહિત કહીશ કે જે જાણીને તારે આ ઠેકાણે કોઇ બીજો પદાર્થ જાણવા યોગ્ય રહેશે નહિ. ત્યાં શ્રુતિ. येनाश्रुतं श्रुतंभवत्यमतंमतमविज्ञातंविज्ञातमिति ॥ कस्मिन्नुभगवोविज्ञातेसर्वमिदंविज्ञातंभवति ॥ ઇત્યાદિક શ્રુતિયોમાં એક પરમાત્મા જ્ઞાનથીજ સર્વ જગતનું જ્ઞાન થાય એમ કહ્યું છે. જેમ દોરીમાં અજ્ઞાનથી-સર્પ, દંડ, માલા અને જલધારા આદિકની પ્રતીતિ થાય છે. પણ આ દોરીજ છે એમ જ્યારે જ્ઞાન થાય છે ત્યારેતે કલ્પિત સર્પાદિકોનો બાધ થઇ જાય છે અને દોરી અવશેષ રહે છે, તેમ પરમાત્માનું જ્ઞાન થયા પછી પ્રપંચનો બાધ થાય છે અને એક પરમાત્માજ અવશેષ રહે છે. ૨

શાસ્ત્રે પ્રતિપાદન કરેલાં જ્ઞાનકર્મને કરનારા બ્રાહ્મણાદિ હજારો અધિકારી મનુષ્યોમાં કોઇક મનુષ્યજ પૂર્વના અનેક જન્મના પુણ્યથી નિત્યાનિત્ય વસ્તુના વિવેકવાળો થઈ અન્તઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનની ઉત્પત્તિ માટે પ્રયત્ન કરે છે, તેમજ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનારા હજારો મનુષ્યોમાં પણ કોઇક મનુષ્ય શ્રવણ, મનન, અને નિદિધ્યાસવડે મારો સાક્ષાત્કાર કરે છે.

પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, બુદ્ધિ અને અહંકાર

એવી રીતે મારી આ પ્રકૃતિ આઠ પ્રકારે ભેદવાળી છે. તેમાં સાંખ્યશાસ્ત્ર જાણનારા પુરૂષો પંચ તન્માત્રા, અહંકાર, મહત્તત્વ, અને અવ્યક્ત, એ આઠને પ્રકૃતિ કહે છે અને પંચમહાભૂત, પંચકર્મેન્દ્રિય, પંચજ્ઞાનેન્દ્રિય, એક મન, એ સોળને વિકાર કહે છે. તે આઠ પ્રકૃતિ તથા સોળ વિકાર મળી ચોવીસ તત્વ કહેવાય છે. ૪

હે મહાબાહો! આ પ્રથમ કહેલી આઠ પ્રકારની પ્રકૃતિ અપરા એવા નામથી કહેવાય છે. હવે એ પરા પ્રકૃતિથી વિલક્ષણ એવી મારી જીવરૂપ પ્રકૃતિ છે તેને તું જાણ કે જે પ્રકૃતિથી આ સર્વ જગત્ ધારણ કરાય છે. સર્વ સંઘાતોમાં પેહેલી ક્ષેત્રજ્ઞ નામની જીવરૂપ પ્રકૃતિવડેજ આ દેહે ઇન્દ્રિયાદિરૂપ જડ જગત્ ધારણ કર્યું છે. શ્રુતિ. ॥ अनेनजीवेनात्मनानुप्रविश्यनामरूपेव्याकरदणिइति ॥ હું પરમાત્મા આ પોતાના જીવરૂપથી પ્રવેશ કરી નામ રૂપને પ્રગટ કરૂં ૫

આ સર્વ કાર્ય ચેતન અને અચેતનની ગ્રન્થિરૂપ છે માટે તે કાર્યરૂપ હેતુથી પ્રકૃતિરૂપ કારણને પણ તું ચેતન અચેતનની ગ્રન્થિરૂપ છે એમ અનુમાન કર કારણ કે કાર્યકારણનો સમાન સ્વભાવજ લોકવિષે દેખવામાં આવે છે તે માટે ચેતન અચેતનની ગ્રન્થિરૂપ કાર્યથી તેના ચેતન અચેતનની ગ્રન્થિરૂપ કારણનું અનુમાન થઇ શકે છે એ પ્રકારે સર્વભૂતોના કારણરૂપ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ નામની બે પ્રકારની પ્રકૃતિ મારી ઉપાધિરૂપ છે, માટે સર્વજ્ઞ તથા સર્વનો ઇશ્વર હું પ્રથમ કહેલી પ્રકૃતિદ્વારા આચરાચરરૂપ સર્વ જગત્ની ઉત્પત્તિનું કારણ છું તથા સર્વ જગત્ના વિનાશનું કારણ છું.

જેમ સ્વપ્નના પદાર્થ સ્વપ્ન જોનારાથી જુદા થઇ અને પરમાર્થથી સત્ય થઇ શકતા નથિ, તેમ સર્વ જગત્ના પ્રકાશક તથા સ્વપ્રકાશ પરમાનન્દ ચૈતન્યઘન તથા પરમાર્થથી સત્ય એવો જે હું તેથી જુદો બીજો કોઇ પણ પદાર્થ પરમાર્થસત્ય નથિ અને સૂત્રમાં જેમ મણિયોનો સમૂહ ગુંથેલો હો-

ય તેમ મારેવિષે આ સર્વ જગત્ ગુંથાયેલું છે. ૭

સર્વ જલમાં રહેલો, સર્વ જલનો સારભૂત, સર્વ જલનો કારણભૂત તથા સર્વ જગલમાં વ્યાપક એવો રસ છે તે હું છું. સૂર્ય તથા ચંદ્રમા પ્રભારૂપ કાન્તિ છે કે જેણે કરીને સર્વ લોક વ્યવહાર સિદ્ધ થાય છે તે પ્રકાશ હું છું. સર્વ વેદોમાં રહેલો ઓંકારરૂપ પ્રણવ હું છું. આકાશના કારણરૂપ અને શબ્દતન્માત્રરૂપ પુણ્ય શબ્દ હું છું તથા પુરૂષોમાં રહેલું પૌરૂષ પણ હું છું ૮

પૃથ્વીનો કારણરૂપ તથા તન્માત્રરૂપ પુણ્ય ગન્ધ હું છું. સર્વ પદાર્થોનો પ્રકાશ કરનારૂં તથા સર્વ પદાર્થોને બાળવાના સામર્થ્યવાળું તથા ઉષ્ણ સ્પર્શસહિત એવું જે તેજ છે તે હું છું સર્વ પ્રાણિયોમાં જીવન તથા તપસ્વિયોમાં તપ હું છું ॥ पुण्योगन्धःपृथिव्यांच ॥ એ વાક્યમાં રહેલો चकार રસાદિકમાં પણ પુણ્યપણું જણાવવા માટે છે અને તેનું તાત્પર્ય એવું છે કે શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગન્ધ, એ પંચવિષય સ્વભાવથી તો પુણ્યરૂપે છે પણ પ્રાણીયોના અધર્મવશથી તેમાં અપુણ્યપણું થાય છે. ૯

હે અર્જુન! પોતાની ઉત્પત્તિમાં અન્ય કારણની અપેક્ષ રહિત હોઇ જે પ્રાણિયોનું એક નિત્ય કારણ છે તે હું છું એમ તું જાણ. મારાથી ભિન્ન બીજી કોઇ વસ્તુ સર્વ પ્રાણિયોનું બીજરૂપ નથિ અને શ્રુતિમાં આકાશાદિકથી વાયુની જે ઉત્પત્તિ કહી છે તે પણ કેવળ જડ આકાશથી કહી નથિ પણ આકાશાદિકમાં રહેલા પરમાત્માથી કહેલી છે. તત્વ અતત્વ વસ્તુના વિવેકનું જે સામર્થ્ય તેનું નામ બુદ્ધિ છે અને તે બુદ્ધિ જેને હોય તેનું નામ બુદ્ધિમાન કહેવાય. છે. એવા બુદ્ધિમન્ત પુરૂષોની બુદ્ધિ હું છું તથા તેજસ્વી પુરૂષોનું તેજ હું છું.

હે અર્જુન! અપ્રાપ્ત વિષયની પ્રાપ્તિ કરનારાં કારણનો અભાવ હોય તોપણ 'આ વિષય મને પ્રાપ્ત થાય' એ પ્રકારની જે ચિત્તવૃત્તિનો ભેદ તેનું નામ કામ કહેવાય છે અને પ્રાપ્ત થયેલા વિષયને નાશ કરનારાં કારણ વિદ્યમાન હોય તો

પણ 'આ વિષય નાશ પામશે નહિ, એ પ્રકારની ચિત્તવૃત્તિનો જે ભેદ તેનું નામ રાગ કહેવાય છે. એવા કામ અને રાગથી રહિત બલવાન પુરૂષોનું જે બલ તે હું છું અને ધર્મશાસ્ત્રે નહિ નિષેધ કરેલો અથવા ધર્મને અનુકુલ સ્ત્રી પુત્ર ધનાદિકની અભિલાષારૂપ જે કામ તે હું છું ૧૧

અન્તઃકરણના પરિણામરૂપ એવા શમદમાદિક જે સાત્વિકભાવ તથા હર્ષગર્વાદિક જે રાજસભાવ છે તથા શોકમોહાદિક જે તામસભાવ છે તે સર્વ મારા થકી ઉત્પન્ન થયેલા છે એમ તું જાણ. અથવા સત્વગુણ પ્રધાનવાળા દેવ, ઋષિ બ્રાહ્મણ, તથા સાકર આદિક પદાર્થ તથા તમોગુણવાળા રાક્ષસ, માંસ ખાનારાં પ્રાણી, શૂદ્ર, અને ગૃંજનાદિક પદાર્થો છે તે સરવે મારાથીજ ઉત્પન્ન થયેલા છે એમ તું જાણ એ છતાં પણ હું તે પદાર્થોમાં નથી તથા તે પદાર્થો મારે વિષે છેજ ૧૨

પ્રથમ કહેલા સત્વ રજ અને તમ એ ત્રણ પ્રકારના ગુણોના વિકારરૂપ ત્રણ પ્રકારના ભાવપદાર્થ છે, તે ત્રણ પ્રકારના પદાર્થોએ આ સર્વ પ્રાણિયોને મોહ પમાડેલા છે અર્થાત્ નિત્ય અનિત્ય વસ્તુના વિવેકની અયોગ્યતાને પ્રાપ્ત કરેલા છે. એ કારણમાટે પ્રાણિ મને જાણતા નથિ. એ ત્રણ પ્રકારના ભાવથી હું પર છું તથા તે સર્વ ભાવથી અત્યન્ત વિલક્ષણ છું કારણ કે મારે કોઇ પણ જન્મ મરણાદિ વિકાર નથિ. એવી રીતે હું અત્યન્ત સમીપ રહેલો છું તો પણ મને આ જગત્ જાણતું નથિ. ૧૩

જેમ અન્ધકાર જે ઘરનો આશ્રય કરીને રહે છે તે ઘરને ઢાંકે છે તેમ માયા પણ જે શુદ્ધ ચૈતન્યનો આશ્રય કરી રહે છે તે શુદ્ધ ચૈતન્યને વિષય કરે છે. એવી રીતે ચૈતન્યને આશ્રિત તથા ચૈતન્યને વિષય કરનારી તે માયાનું નામ દૈવી કહેવાયછે. એ સત્વાદિ ગુણરૂપ અને પ્રસિદ્ધ એવી દૈવી માયા દુઃખથી ઉલ્લંઘન થાય એવી છે માટે જે પુરૂષો મારે શરણે આવે છે તેજ પુરૂષો એ માયાને તરે છે. " ત્યાં શ્રુતિ ॥ मायांतुमकृतिंविद्यान्मायिनंतुमहेश्वरं ॥ આ સર્વ જગતનું માયા ઉપા-

દાન કારણ છે અને તે માયાવાળો મહેશ્વર કહેવાય છે. ૧૪

જે પુરૂષો નિરન્તર પાપયુક્ત છે અને પાપયુક્ત હોવાથી જે સર્વ મનુષ્યોમાં અધમ છે અર્થાત્ એ પાપી પુરૂષો આ લોકમાંતો શ્રેષ્ઠ પુરૂષોની નિન્દાને યોગ્ય થાય છે અને પરલોકમાં હજારો અનર્થ પામે છે માટે તેઓ સર્વ મનુષ્યોમાં અધમ છે. તેમજ તે પુરૂષો, આ કાર્ય અમારે અર્થનું સાધન છે તથા આ કાર્ય અમારે અનર્થનું સાધન છે, એ પ્રકારના વિવેકથી શૂન્ય છે માટે તેઓ નિરન્તર પાપ કરે છે. તેઓનું જ્ઞાન માયાવડે નિવૃત્ત થયેલું છે તેથી તે પુરૂષો દંભ અને ગર્વાદિક આસુર ભાવનો આશ્રય કરી મારે શરણે આવતા નથિ. ૧૫

હે ભરતકુળમાં શ્રેષ્ટ અર્જુન ! જે પુરૂષો સુકૃતી છે અ-ર્થાત્ જેઓએ પૂર્વ જન્મમાં પુણ્યનો સંચય કરેલો છે તે પુ-રૂષો જન કહેવાય છે અર્થાત્ સફલ જન્મવાળા છે અને તે-થી ભિન્ન પુરૂષો નિષ્ફલ જન્મવાળા છે. એવા સુકૃતી પુરૂષો-જ મને ભજે છે. મારૂં ભજન કરનારાઓમાં પણ ચાર ભેદ છે. આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની. એ ચારમાં આર્ત્ત, જીજ્ઞાસુ અને અર્થાર્થી એ ત્રણ ભક્ત સકામ છે અને જ્ઞાની નિષ્કામ છે. ૧૬

આર્ત્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એ ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાની શ્રેષ્ટ છે કારણકે તે સર્વ વાસનાઓથી રહિત છે. તે જ્ઞાની સર્વ વિક્ષેપના અભાવથી ચિત્તને નિયમમાં રાખે છે વળી તે જ્ઞાની ભક્તને એક પરમાત્માવિના, બીજા કોઇની ભક્તિ નથિ માટે જ્ઞાની ભક્ત સર્વથી ઉત્કૃષ્ટ છે અને હું જ્ઞાનિને અત્યન્ત પ્રિય છું તથા તે જ્ઞાની મને અત્યન્ત પ્રિ-ય છે. ૧૭

જોકે આર્ત્ત, જીજ્ઞાસુ અને અર્થાર્થી, એ ત્રણે મારા ભ-ક્ત સકામ છે તો પણ મારી ભક્તિથી રહિત પ્રાણિયોથી તે ત્રણે ભક્ત ઉત્કૃષ્ઠ છે કેમકે પૂર્વ જન્મમાં તે પુરૂષોએ અનેક પ્રકારનાં સુકૃત કરેલાં છે કે જેણે કરીને આ જન્મમાં તેઓને મારી ભક્તિ પ્રાપ્ત થઇ છે. પૂર્વના સુકૃતવિના મારી ભક્તિ

પ્રાપ્ત થતી નથી. જો કદાચિત્ તેઓને પૂર્વ જન્મનું સુકૃત ન હોય તો તે પુરૂષો મને કોઇ વખતે પણ ભજે નહિ કારણ કે આ લોકમાં મને ન ભજનારા કેટલાક આર્ત્ત જીજ્ઞાસુ તથા અર્થાર્થી પુરૂષો બીજા ક્ષુદ્ર દેવતાઓનું ભજન કરતા જોવામાં આવે છે. ચાર પ્રકારના ભકતોમાં જ્ઞાની તો મારો આત્માજ છે એમ મારૂં મત છે કારણ કે જ્ઞાની ચિત્તને નિયમમાં રાખી મને સર્વથી ઉત્કૃષ્ટ અને પરમ ફલરૂપ અંગીકારકરેછે૧૮

સર્વ પુણ્યના ફલરૂપ અન્ત્ય જન્મમાં જ્ઞાની પુરૂષ આ સર્વ જગત્ વાસુદેવ રૂપજ છે એ પ્રકારના જ્ઞાનવાળો થઇ મનેજ નિરન્તર ભજે છે માટે તે જ્ઞાનપૂર્વક મારી ભક્તિ કરનારો વિદ્વાન મહાત્મા કહેવાય છે અર્થાત્ તે અત્યન્ત શુદ્ધ અન્તઃકરણવાળો હોવાથી સર્વોત્કૃષ્ટ છે. તે જીવન્મુક્ત વિદ્વાનની તુલ્ય બીજો કોઇ નથિ તો તેથી અધિક તો ક્યાંથીજ હોય ! માટે એવો મહાત્મા પુરૂષ અત્યન્ત દુર્લભ છે. ૧૯

તે તે કામનાઓવડે પરમેશ્વરથી અન્તઃકરણને વિમુખ રાખનારા પુરૂષો પોતાની પૂર્વવાસનારૂપ પ્રકૃતિને આધીન થઇ તથા તે તે નિયમનો આશ્રય કરી અન્ય દેવતાઓનું ભજન કરે છે અને તેમાં જપ ઉપવાસ પ્રદક્ષિણા અને નમસ્કારાદિક નિયમનો આશ્રય કરી મારણમોહનાદિ ક્ષુદ્રફલની ઇચ્છા કરે છે. ૨૦

અન્ય દેવોને ભજન કરનારા પુરૂષોમાં જે જે સકામ પુરૂષ ભક્તિયુક્ત થઇ જે જે દેવોની મૂર્ત્તિને પૂર્વ જન્મની વાસનાના બલથી પ્રગટ થયેલી શ્રદ્ધાવડે પૂજા કરવા ઇચ્છે છે, તે તે સકામ પુરૂષની તે તે દેવોની મૂર્ત્તિમાંજ શ્રદ્ધાને હું સ્થિર કરૂં છું પણ તે દેવતાઓથી શ્રદ્ધાને હઠાવી મારેવિષે હું શ્રદ્ધા કરાવતો નથિ. ૨૧

તે સકામ પુરૂષ મેં તે તે દેવતાઓમાં સ્થિર કરેલી શ્રદ્ધાથી યુક્ત થઇ તે દેવાતાની મૂર્ત્તિનુંજ પૂજન કરે છે પણ મારૂં પૂજન કરતા નથિ. તે પૂજન કરવાથી પોતાના સંકલ્પ પ્રમાણે અર્થ પામે છે. તે ફલ આપનાર પણ હુંજ છુ સ-

ર્વ જીવોના પુણ્ય પાપ કર્મને જાણનાર તથા તે સર્વ કર્મના ફ-
લને આપનાર તથા સર્વ દેવતાઓનો અન્તર્યામી એવો જે હું
તેણે સર્વ કર્મનું ફલ ઉત્પન્ન કરેલું છે. મારાવિના તે દેવતાઓ
તે તે ફલ ઉત્પન્ન કરવામાં સમર્થ નથિ માટે હું સાક્ષાત્ અ-
થવા અન્યદ્વારા સર્વ કર્મના ફલનો આપનાર છું. ૨૨

મન્દતાથી યથાર્થ વસ્તુનો વિવેક કરવામાં અસમર્થ બુ-
દ્ધિવાળા પુરૂષોને જો કે મેંજ તે તે દેવતાઓના આરાધન-
થી ઉત્પન્ન થયેલું ફલ આપેલું છે તથાપિ તે ફલ નાશવાળુંજ છે અને મારાથી અન્ય એવા ઇન્દ્રાદિ દેવોનું ઉપાસન ક-
રનારા પુરૂષો ઇન્દ્રાદિ દેવોનેજ પામે છે પણ મને પામતા ન-
થિ. એવી રીતે યક્ષ રાક્ષસોના ભક્તો યક્ષ રાક્ષસોનેજ પામે
છે. પરમાર્થ વસ્તુના વિવેકથી રહિત એવા પુરૂષોને કર્મથીજે
ફલ થાય છે તે નાશવાળુંજ છે. ત્યાં શ્રુતિ. ॥ यावाएतदक्ष-
रंगार्ग्यविदित्वाऽस्मिंल्लोकेजुहोतियजतेतपस्तप्यतेबहूनिवर्षस-
हस्त्रण्यन्तवदेवास्यतद्भवति ॥ એનો અર્થ આ પ્રમાણે છે કે
હે ગાર્ગિ! જે પુરૂષ આ અક્ષર એવા પરમાત્માને ન જાણી-
ને આ લોકમાં હોમ કરે છે તથા યજ્ઞ કરે છે તથા અનેક સ-
હસ્ર વર્ષપર્યન્ત તપ કરે છે તે સર્વ કર્મ આ પુરૂષને નાશવા-
ન્ ફલનીજ પ્રાપ્તિ કરે છે. ૨૩

વિવેકરહિત પુરૂષો સર્વ કારણરૂપ એવા મને કાર્યભાવ
ને પામેલો માને છે કારણ કે તેઓને મારા સ્વરૂપનો વિવેક
કરનારી બુદ્ધિ નથિ. તેઓને એમ માનવાનું કારણ એજ છે
કે તેઓ સર્વ જગત્ના કારણરૂપ તથા નિત્ય એવા મારા સ્વ-
રૂપને જાણતા નથિ તથા મારા સર્વોત્તમ ભાવને પણ જાણતા
નથિ માટે મારો ત્યાગ કરી અન્ય દેવોની ઉપાસના કરે છે
અને તેથી અનિત્ય ફલ પામે છે. ૨૪

હું સર્વ લોકને મારા સ્વરૂપવડે પ્રગટ થતો નથિ પણ
મારા ભક્તને પ્રગટ થાઉં છું અને મારા સંકલ્પ પ્રમાણે વ-
ર્તનારી જે યોગમાયા તેણે કરીને હું સારી રીતે ઢંકાયેલો છું.

માટે સર્વ લોકને હું મારા વાસ્તવ સ્વરૂપથી પ્રગટ થતો નથિ. એ મારી યોગમાયાથી મૂઢ થયેલા લોકો ઉત્પત્તિ નાશથી રહિત એવો જે હું તે મને જાણી શકતા નથિ પણ વિપરીત દૃષ્ટિવાળા મૂઢલોકો મારો ત્યાગ કરી અન્ય દેવો ઉપાસના કરે છે. ૨૫

હે અર્જુન! મારી માયા વડે સર્વ લોકને હું મોહ પમાડું છું તો પણ આગળ થઇ ગયેલાં અને હમણાં વર્ત્તમાન તથા આગળ થનારાં સ્થાવર જંગમ પ્રાણિયોને પ્રત્યક્ષ જાણું છું એમાં તારે કાંઇ શંષય કરવો નહિ. જેમ ઐન્દ્રજાલિકની માયાથી મોહ પામેલા લોકો ઐન્દ્રજાલિકને જાણી શકતા નથિ પણ ઐન્દ્રજાલિકને અનુગ્રહના પાત્રભૂત જે તેના પુત્રાદિક મનુષ્યો છે, તે મનુષ્યો ઐન્દ્રજાલિકની માયાને જાણે છે; તેમ મારા અનુગ્રહને પાત્રભૂત જે મારા ભક્તજન તેથી ભિન્ન બીજા સર્વ પ્રાણિયો મારી યોગમાયાવડે મોહિત થઇ મને જાણતા નથિ પણ મારા ભક્તજનજ મને વાસ્તવ સ્વરૂપથી જાણે છે. ॥ ૨૬ ॥

હે ભારતવંશમાં થયેલા! હે શત્રુને તાપ પમાડનાર! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થયેલા તથા શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, ક્ષુધા અને પિપાસાદિક જે દ્વન્દ્વ ધર્મથી 'હું સુખી હું દુઃખી' એવો મોહ ઉત્પન્ન થાય છે, એ મોહથી સર્વ પ્રાણિયો સ્થૂલ શરીરની ઉત્પત્તિ થયા. પછી નિત્યાનિત્ય વસ્તુના વિવેકની અયોગ્યતારૂપ સંમોહ પામે છે. ૨૭

પૂર્વના અનેક જન્મમાં પુણ્ય કર્મનો સંચય કરવાથી સફલ જન્મવાળા તે અધિકારી પુરૂષોનાં પાપ નાશ પામે છે અને તેથી તેઓને જ્ઞાનનો ઉદય થાય છે અને તે પુરૂષો 'હું સુખી હું દુઃખી' એવી રીતના મોહને અયોગ્ય જાણી ત્યાગ કરે છે. એવી રીતે દ્વન્દ્વમોહથી રહિત તથા અચલ સંકલ્પવાળા પુરૂષો જ્ઞાનવન્ત થઇ મારૂં આરાધન કરે છે. ૨૮

સંસારનાં જરામરણાદિક દુઃખોથી વૈરાગ્ય પામી જે અ-

ધિકારી પુરૂષ તે સર્વ દુઃખોની નિવૃત્તિ કરવામાટે મારો આશ્રય કરે છે અર્થાત્ ફલની ઇચ્છાથી રહિત થઇ શાસ્ત્રવિહિત શુભ કર્મ મારેવિષે અર્પણ કરે છે, તે અધિકારી પુરૂષ ક્રમે કરી શુદ્ધ અન્તઃકરણવાળો થઇ બ્રહ્મને જાણે છે તથા શરીરનો આશ્રય કરી પ્રકાશમાન થવાથી અધ્યાત્મ સંજ્ઞાને પ્રાપ્ત થયેલો અને ઉપાધિકૃત સર્વ વિભાગથી રહિત એવો જે પ્રત્યક્ આત્મા છે તે આત્માને જાણે છે તથા સંપૂર્ણ શ્રવણાદિ સાધનને જાણે છે. ૨૯

એવી રીતે મારા ભક્તોને મરણકાળમાં પણ મારા વિસ્મરણની શંકા તારે કરવી નહિ કારણ કે અધિભૂત સહિત તથા અધિદૈવસહિત તથા અધિયજ્ઞસહિત એવા મને જે અધિકારી ચિન્તન કરે છે તે નિરન્તર મારેવિષે ચિત્ત રાખી સર્વાત્મારૂપ એવા મને મરણકાળમાં પણ જાણે છે. ૩૦



# अध्याय ८ मो.

હે પુરૂષોત્તમ! હે મધુસૂદન! જ્ઞેયરૂપવડે આપે જે બ્રહ્મ કહેલું છે તે બ્રહ્મ કોણ છે અર્થાત્ તે ઉપાધિસહિત છે કે ઉપાધિરહિત છે? એ પ્રથમ પ્રશ્ન. આત્માના સમ્બન્ધવાળો હોવાથી આત્મા શબ્દેકરીને પ્રતિપાદન કરેલો જે આ દેહરૂપ આત્મા તેનો આશ્રય કરીને જે રહે તેનું નામ અધ્યાત્મ છે અધ્યાત્મ કોણ છે અર્થાત્ શ્રોત્રાદિક ઇન્દ્રિયોનું નામ અધ્યાત્મ છે કે અન્તર્યામી ચૈતન્યનું નામ અધ્યાત્મ છે? એ બીજો પ્રશ્ન. કર્મ શું છે અર્થાત્ કર્મ યજ્ઞરૂપ છે કે યજ્ઞથી ભિન્ન એવું બીજું કોઇ કર્મ છે? એ ત્રીજો પ્રશ્ન. આપ અધિભૂત કેને કહોછો? અર્થાત્ પૃથ્વી આદિભૂતોનો આશ્રય કરીને રહેલું કોઇ કર્મ કહેવાની ઇચ્છા છે કે સઘળાં કાર્ય કહેવાની ઇચ્છા છે? એ ચોથો પ્રશ્ન. દૈવનો આશ્રય કરીને જે રહે તેનું નામ અધિદૈવ છે, તે અધિદૈવ આપ કેને કહોછો અર્થાત્ દેવતાઓનું જે ધ્યાન કરવું તેને અધિદૈવ કહોછો કે દેવતાઓના સૂર્યમંડલાદિકમાં વ્યાપક એવા ચૈતન્યને અધિદૈવ કહોછો? એ પાંચમો પ્રશ્ન. યજ્ઞનો આશ્રય કરીને જે રહે તેનું નામ અધિયજ્ઞ છે, તે અધિયજ્ઞ આ ઠેકાણે કોણ છે અર્થાત્ કોઇ દેવતાનું નામ અધિયજ્ઞ છે કે પરબ્રહ્મનું નામ અધિયજ્ઞછે, તે અધિયજ્ઞ પણ અધિકારી પુરૂષને કેવી રીતે ચિન્તન કરવા યોગ્ય છે તથા અધિયજ્ઞ આ દેહમાં રહે છે કે દેહથી બહાર રહેછે તથા તે અધિયજ્ઞ બુદ્ધિ આદિરૂપે છે કે બુદ્ધિ આદિકથી ભિન્ન છે? એ છઠો પ્રશ્ન. મરણકાળમાં શ્રોત્રાદિક સર્વ ઇન્દ્રિયોનો સમૂહ સાવધાનરહિત હોય છે માટે તે મરણકાળમાં, ચિત્તને નિયમમાં રાખનારા પુરૂષોને તમે કેવી રીતે જાણવા યોગ્ય છો? એ સાતમો પ્રશ્ન. આપ સર્વજ્ઞ અને પરમદયાળુછો માટે આ સર્વઅર્થ મને કહો. ૧

જ્ઞાનથી, અજ્ઞાનથી, દેશકાળથી તથા કોઇ અન્ય પ્રકારથી જે નાશ ન પામે તેને અક્ષર કહેવાય છે અર્થાત્ ઉત્પત્તિના-

શથી રહિત તથા સર્વત્ર વ્યાપક વસ્તુનું નામ અક્ષર છે. ત્યાં શ્રુતિ. तद्वैतदक्षरंगार्गिब्राह्मणाअभिवदन्तिअस्थूलमनण्वऱ्हस्वमदीर्घम् ॥ આ શ્રુતિનો અર્થ આ પ્રમાણે છે કે હે ગાર્ગિ! એ અક્ષરને બ્રાહ્મણો સ્થૂલભાવથી રહિત, અણુભાવથી રહિત, હ્રસ્વભાવથી રહિત, તથા દીર્ઘભાવથી રહીત કહે છે. તે અક્ષર બ્રહ્મરૂપજ છે. અને બ્રહ્મશબ્દે કરીને આ ઠેકાણે ઉપાધિરહિત બ્રહ્મ કહેવાની ઇછા છે પણ ઉપાધિસહિત બ્રહ્મ કહેવાની ઇચ્છા છે પણ ઉપાધિસહિત બ્રહ્મ કહેવાની ઇચ્છા નથિ. એ પ્રથમ પ્રથમ પ્રશ્નનો ઉત્તર. અક્ષર બ્રહ્મના સ્વરૂપભૂત ચૈતન્ય આ દેહરૂપ મિથ્યા આત્માનો આશ્રય કરી ભોક્તારૂપે વર્તીને અધ્યાત્મ એવા નામથી કહેવાય છે. તે ભોક્તાચૈતન્યથી ભિન્ન શ્રોત્રાદિ ઇન્દ્રિઓનો સમૂહ અધ્યાત્મ શબ્દ વડે કહેવાતો નથિ. એ બીજા પ્રશ્નનો ઊત્તર. ઇન્દ્રાદિ દેવતાઓને ઉદ્દેશ કરી દ્રવ્યના ત્યાગરૂપ જે યાગ તથા વૈદિક અગ્નિમાં ઘૃત યવાદિ પદાર્થો નાખવા રૂપી જે હોમ તથા બ્રાહ્મણોને સુવર્ણ ગાય આદિ પદાર્થોનો દક્ષિણારૂપ જે દાન તે કર્મ એવા શબ્દથી કહેવાય છે પણ બીજું જે કરવું તે આ ઠેકાણે કર્મ રહેલું નથિ. એ ત્રીજા પ્રશ્નનો ઉત્તર. ૩.

જે પદાર્થ વિનાશ પામે છે તેનું નામ ક્ષર છે અને જે પદાર્થ ઉત્પન્ન થાય છે તેનું નામ ભાવ છે. એવા ઉત્પતિ નાશવાળા જેટલા પદાર્થો સર્વ પ્રાણિયોનો આશ્રય કરીને રહે છે અધિભૂત એવે નામે કહેવાય છે. એ ચોથા પ્રશ્નનો ઉત્તર. તે કાર્યમાત્ર જેણે કરેલાં છે. તેનું નામ પુરૂષ છે. અથવા શરીરરૂપ સર્વ પુરોમાં જે નિવાસ કરે છે તેનું નામ પુરૂષ છે. એવો પુરૂષ હિરણ્યગર્ભ છે, તે હિરણગર્ભ આદિત્યાદિક દેવતાઓનો આશ્રય કરીને ચક્ષુ આદિ ઇન્દ્રિયોઉપર અનુગ્રહ કરે છે માટે તે અધિદૈવ એવા નામથી કહેવાય છે. એ પાંચમા પ્રશ્નનો ઊત્તર. સર્વ યજ્ઞોને અધિષ્ઠાતા રૂપ તથા સર્વ યજ્ઞોના ફલનો આપનાર જે વિષ્ણુ દેવ, તે પ્રથમ કહેલા યજ્ઞનો

આશ્રય કરીને રહે છે માટે તે વિશ્ણુ અધિયજ્ઞ એવા નામથી કહેવાય છે. જે વિશ્ણુને यज्ञोवैविष्णुः એ શ્રુતિ પણ યજ્ઞરૂપે કહે છે એવા અન્તર્યાગી વિષ્ણુરૂપ અધિયજ્ઞ હું વાસુદેવજ છું મારાથી ભિન્ન કોઇ વસ્તુ નથિ. એ છઠ્ઠા પ્રશ્નનો ઊત્તર. ૪

જે પુરૂષ મરણકાળમાં પણ મારૂં સ્મરણ કરતો છતો શરીરનો ત્યાગ કરીને જાય છે તે મારા ભાવને પામે છે એમાં કાંઇ સંશય નથિ. ત્યાં શ્રુતિ, ॥ ब्रह्मैवसन्ब्रह्माप्योति ॥ તે તત્વવેત્તા પુરૂષ બ્રહ્મરૂપ થઇ બ્રહ્મભાવને પામે છે. આત્મા દેહથી ભિન્ન છે તથા દેહથી ભિન્ન થયેલો આત્મા પણ ઇશ્વરથી ભિન્ન છે કે અભિન્ન છે, એ પ્રકારનો કોઇ પણ સંશય અહિંયાં નથિ કારણકે તત્વસાક્ષાત્કાર થયા પછી ॥ छिद्यन्तेसर्वसंशयाः ॥ એ શ્રુતિયે સર્વ સંશયોની નિવૃત્તિ કહી છે. એ સાતમા પ્રશ્નનો ઉત્તર. ૫

હે અર્જુન ! મરણકાળમાં મને સ્મરણ કરનારો પુરૂષ મારા ભાવને પામે છે એવોજ કેવળ નિયમ નથિ પરન્તુ તે મરણકાળમાં જે કોઇ દેવનું અથવા અન્ય પણ કોઇ પ્રિય અપ્રિય પદાર્થનું સ્મરણ કરી આ શરીરનો પરિત્યાગ કરે છે, તે પુરૂષ તે મરણપછી તે તે ભાવનેજ પામે છે પણ તેનાથી બીજા ભાવને પામતો નથિ. ૬

તેમાટે તું સર્વ કાળમાં ઘણા આદરસહિત મારૂં ચિન્તન કર, જો કદાચિત્ પોતાના અન્તઃકરણની અશુદ્ધિથી નિરન્તર મારૂં ચિન્તન કરવામાં તું સમર્થ ન હોતો તે અન્તઃકરણની શુદ્ધિ થવા સારૂ યુદ્ધ કર અર્થાત્ અન્તઃકરણની શુદ્ધિમાટે તું યુદ્ધાદિક નિત્ય નૈમિત્તિક કર્મ કર. એવીરીતે નિત્ય નૈમિત્તિક કર્મ કરવાથી અન્તઃકરણની શુદ્ધિ થયા પછી મને અર્પણ કરેલું છે સંકલ્પરૂપ મન તથા નિશ્ચય રૂપ બુદ્ધિ જેણે એવો તું મનેજ પામીશ એમાં કાંઇ પણ સંશય નથિ. ૭

હે અર્જુન ! નિરન્તર પરમાત્માનું ચિન્તન કરનારો પુરૂષ અભ્યાસરૂપ યોગથી યુકત તથા અન્ય વિષયોમાં ન જનાર

એવા ચિત્તકરીને પરમ દિવ્ય પુરૂષને પામે છે. એ વાર્તા શ્રુતિમાં પણ કહેલી છે. ત્યાં શ્રુતિ ॥ यथानद्यःस्पन्दमानाःसमुद्रेऽस्तंगच्छन्तिनामरूपेविहायतथाविद्वान्पुण्यपापेविधूयपरात्परंपुरुषमुपैतिदिव्यं ॥ જેમ ગંગા યમુનાદિક નદિયો પોતાના નામરૂપનો પરિત્યાગ કરીને સમુદ્રમાં મળી એકભાવને પામે છે તેમ આ વિદ્વાન્ પુરૂષ પણ પુણ્યપાપકર્મનો પરિત્યાગ કરીને સૂત્રાત્માથી પણ પર એવા અન્તર્યામી દિવ્ય પુરૂષને અભેદરૂપવડે પામે છે. ૮

મોક્ષની ઇચ્છાવાળા પુરૂષોને ચિન્તન કરવા યોગ્ય તથા પામવા યોગ્ય પરમાત્મા કવિ છે અર્થાત્ ભૂત ભવિષ્ય અને વર્તમાન એવી સર્વ વસ્તુનો જોનાર હોવાથી સર્વજ્ઞ છે. પુરાણ છે અર્થાત્ સર્વ જગત્‌ના કારણ છે માટે અનાદિ છે. સૂર્ય ચન્દ્રાદિક સર્વ જગત્‌ને નિયમમાં ચલાવનારા છે. આકાશાદિક સર્વ પ્રપંચના કારણ હોવાથી આકાશાદિક સૂક્ષ્મ પદાર્થોથી પણ અત્યન્ત સૂક્ષ્મ છે. સર્વ પ્રાણિયોને ધારણ કરનારા છે અર્થાત્ પ્રાણિયોને પોત પોતાનાં પુણ્ય પાપકર્મનાં ફલ વિચિત્ર રૂપથી આપનારા છે. અપાર મહિમાવાળા છે માટે ચિન્તન કરવામાં ન આવે એવા રૂપવાળા છે. સૂર્યની પેઠે સર્વ જગત્‌નો પ્રકાશ કરનારા છે. અજ્ઞાનરૂપ અન્ધકારથી પર છે, એવા દિવ્ય પુરૂષનું જે ચિન્તન કરે છે તે પુરૂષ તે અભ્યાસની દૃઢતાથી પરમ દિવ્ય પુરૂષનેજ પામે છે. ૯

જે પુરૂષ મરણકાળમાં એકાગ્ર મનવડે દિવ્ય પુરૂષનું સ્મરણ કરે છે તથા જે પરમેશ્વરમાં પ્રેમયુક્ત છે તથા જે યોગબલયુક્ત છે તથા જે બેઉ ભ્રુકુટિના મધ્યમાં પ્રાણને સારી રીતે સાવધાન થઇ સ્થાપન કરે છે તે ઉપાસક પુરૂષજ પરમ દિવ્ય પુરૂષને પામે છે. ૧૦

વેદ જાણનારા પુરૂષો જે અક્ષરને કહે છે તથા નિઃસ્પૃહ સંન્યાસિયો જે અક્ષરને પામે છે તથા સાધક પુરૂષો જે અક્ષરની ઇચ્છા કરીને બ્રહ્મચર્ય કરે છે તે અક્ષર હું તને સં-

ક્ષેપથી કહીશ. આ વાતમાં આ શ્રુતિ પ્રમાણ છે. ॥ યઃપુન રેતત્ત્રિમાત્રેણોમિત્યનેનૈવાક્ષરેણપરંપુરુષમભિધ્યાયીતસતમધિગચ્છતિ ॥ જે પુરૂષ અકાર ઉકાર અને મકાર એ ત્રણ માત્રાવાળા ॥ ૐ ॥ અક્ષરવડે પરમ પુરૂષનું ચિન્તન કરે છે તે પુરૂષ પરમપુરૂષનેજ પામે છે. ૧૧

જે પુરૂષ શબ્દાદિક વિષયોમાં વારંવાર દોષ જોવાના અભ્યાસથી તે વિષયોથી વિમુખ થઇ શ્રોત્રાદિક ઇન્દ્રિયોવડે શબ્દાદિક વિષયોનું ગ્રહણ ન કરીને રહેલો છે તથા જે પોતાની અન્દર વિષયોની ચિન્તા ન કરીને રહેલો છે અને બહાર તથા અન્દર જ્ઞાનના દ્વારરૂપ મન સહિત શ્રોતાદિક ઇન્દ્રિયરૂપ સર્વ દ્વારોનો નિરોધ કરીને ક્રિયાના દ્વારભૂત પ્રાણનો પણ સર્વ તરફથી નિગ્રહ કરી મૂર્દ્ધદેશમાં સ્થાપન્ન કરી રહે છે તથા જે પુરૂષ સમાધિરૂપ ધારણાને કરતો છતો તથા ૐ એ પ્રકારે બ્રહ્મરૂપ એક અક્ષરને ઉચ્ચારણ કરતો છતો તથા મને સ્મરણ કરતો છતો દેહ ત્યાગ કરીને જાયછે તે પુરૂષ પરમગતિને પામે છે. ત્યાં શ્રુતિ. ॥ एषाऽस्यपरमागतिरेषाऽस्यपरमासंपदेषोऽस्यपरमआनन्दः ॥ આનન્દ સ્વરૂપ બ્રહ્મ વિદ્વાન્ પુરૂષને પરમ ગતિરૂપ છે, પરમ સંપત્તિરૂપ તથા પરમ આનન્દરૂપ છે. ૧૨ ૧૩

પરમેશ્વર વિના કોઇ પણ બીજા પદાર્થમાં જેનું ચિત્ત આસકત નથિ તેનું નામ અનન્યચેતા છે. એવો અનન્યચેતા પુરૂષ નિરન્તર જીવિતકાળ પર્યન્ત મારૂં ચિન્તન કરે છે, તે ચિત્તને નિયમમાં રાખનારો પુરૂષ પ્રથમ કહ્યા પ્રમાણે સ્વાધીનતાથી દેહનો પરિત્યાગ કરે અથવા પરાધિનતાથી દેહનો પરિત્યાગ કરે પણ સર્વ પ્રકારે તેને હું અત્યન્ત સુલભ છું. અર્થાત્ બીજા પુરૂષોને તો અત્યન્ત દુર્લભ છું પણ તે પુરૂષને તો સુખથી પ્રાપ્ત થવા યોગ્ય છું. ૧૪

તે ઉપાસક પુરૂષો મને પ્રાપ્ત થઇ ફરીને સર્વ દુઃખોના સ્થાનભૂત અને નાશવાળા જન્મને પામતા નથિ કારણ કે

તેઓ સર્વોત્કૃષ્ટ મોક્ષ પામેલા છે અર્થાત્ તે ઉપાસક પુરૂષો મારા લોકને પ્રાપ્ત થઇ ત્યાં અનેક પ્રકારના દિવ્યભોગ ભોગવી, તેના અન્તમાં બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થઇ સર્વથી ઉત્કૃષ્ટ એવી કૈવલ્યમુકિતને પામે છે માટે તે પુરૂષ ફરીને જન્મ પામતો નથિ. ૧૫

હે અર્જુન! મારાથી વિમુખ થયેલા પુરૂષો બ્રહ્મલોકાદિક સર્વલોકોથી નીચે પડી ફરીને જન્મ પામે છે પરંન્તુ હે કૌન્તેય! એક મને પ્રાપ્ત થયેલા અધિકારી પુરૂષોને ફરીથી જન્મ પ્રાપ્ત થતો નથિ ॥ आब्रह्मभवनात् ॥ એ પ્રકારનો જો કોઇ પુસ્તકમાં પાઠ હોય તોપણ આ ઉપર કહેલા અર્થથી કાંઇ વિલક્ષણતા નથિ કારણ કે ॥ भवन्तियत्रभूतानीतिभुवनम् ॥ જેમાં પ્રાણિયો વિદ્યમાન હોય તેનું નામ ભુવન છે. એ પ્રકારની વ્યુત્પતિથી તે ભુવનશબ્દ લોકનો વાચક છે અને ભવનશબ્દ પણ લોકનોજ વાચક છે. ૧૬

સત્તર લક્ષ અને અઠ્ઠાવીશ હજાર વર્ષ સત્યયુગનું પરિમાણ છે તથા બાર લક્ષ અને છન્નુ હજાર વર્ષ ત્રેતાયુગનું પરિમાણ છે તથા આઠ લક્ષ ચોવિશ હજાર વર્ષ દ્વાપરયુગનું પરિમાણ છે તથા ચાર લક્ષ અને બત્રીશ હજાર વર્ષ કલિયુગનું પરિમાણ છે. એવી રીતે ચારયુગ એક હજાર વખત જાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે અને એવી રીતે ચારયુગ એક હજાર વખત જાય ત્યારે બ્રહ્માની એક રાત્રિ થાય છે. એ પ્રકારે બ્રહ્માના દિવસને તથા રાત્રિને જે પુરૂષો જાણે છે તે પુરૂષોજ રાત્રિદિવસ જાણનારા કહેવાય છે અને જે પુરૂષો સૂર્ય ચન્દ્રમાની ગતિવડે દિવસરાત્રિને જાણે છે તે પુરૂષો દિવસરાત્રિને જાણનારા કહેવાય છે. ૧૭

સુષુપ્તિ અવસ્થાને પામેલા પ્રજાપતિનું નામ અવ્યક્ત કહેવાય છે. એ અવ્યકતથી આ શરીર તથા વિષયાદિરૂપ ભોગની ભૂમિયોરૂપ વ્યકિતઓ ઉત્પન્ન થાય છે અર્થાત્ પ્રથમ સૂક્ષ્મરૂપે રહેલી તે વ્યકિતયો વ્યવહાર કરવામાં સમર્થરૂપે

કરીને સ્પષ્ટતા પામે છે અને બ્રહ્માની સુષુપ્તિકાળમાં તે સર્વ વ્યકિતયો જે અવ્યક્તરૂપ કારણથી પ્રથમ પ્રગટ થઇ હતી તે અવ્યક્ત નામના કારણમાં લય પામે છે. ૧૮

હે અર્જુન! જે સ્થાવર જંગમ ભૂતોનો સમુદાય પૂર્વકલ્પમાં હતો તેજ ભૂતોનો સમુદાય આ કલ્પમાં ઉત્પન્ન થાય છે પણ કલ્પ કલ્પમાં અન્ય અન્યનવીન ભૂતોનો સમુદાય ઉત્પન્ન થતો નથિ. તેજ પ્રાણિયોનો સમુદાય ઉત્પન્ન થઇ થઇને તથા પરતંત્ર થઇ બ્રહ્માનો દિવસ આવે ત્યારે ઉત્પન્ન થાય છે અને રાત્રિ આવે ત્યારે લય થાય છે. ત્યાં શ્રુતિ. सूर्याचन्द्रमसौधातायथापूर्वमकल्पयत् दिवंचपृथिवींचान्तरिक्षमथोस्वः ॥ સૂર્ય, ચન્દ્રમા, પૃથ્વી, અન્તરિક્ષ, અને સ્વર્ગ, ઇત્યાદિક આ સર્વ જગત્ જેવી રીતે પૂર્વકલ્પમાં હતું તેવી રીતે ઉત્તર ઉત્તર કલ્પમાં પરમેશ્વર રચે છે. ૧૯

સર્વ કલ્પિત પ્રપંચમાં રહેલો સત્તારૂપ ભાવ તે અવ્યકતથી પણ પર છે અર્થાત્ તે સત્તારૂપ ભાવ હિરણ્યગર્ભરૂપ અવ્યકતનો પણ કારણરૂપ છે. તે સત્તારૂપ ભાવ તે અવ્યકતથી અત્યન્ત વિલક્ષણ છે. કોઇ અંશમાં પણ અવ્યકતની તુલ્ય નથિ. ત્યાં શ્રુતિ. ॥नतस्यप्रतिमास्ति॥ એનો અર્થ એવો છે કે તે સત્તારૂપ પરમાત્મા જેવો બીજો કોઇ પદાર્થ નથિ. તે સત્તારૂપ ભાવ રૂપાદિક ગુણોથી રહિત છે માટે ચક્ષુઆદિ ઇન્દ્રિયોનો અવિષય છે. ત્યાં શ્રુતિ. नचक्षुषापश्यतिकश्चैनं એનો અર્થ એવો છે કે આ આત્માને ચક્ષુઆદિ ઇન્દ્રિયોવડે કોઇ દેખી શકતું નથિ. તે સત્તારૂપ ભાવ ઉત્પત્તિ નાશથી રહિત છે માટે નિત્ય છે અને સર્વભૂતો નાશ પામે તો પણ તે નાશ પામતો નથિ. ૨૦

જે સત્તારૂપ ભાવ અવ્યકત એવા નામથી પ્રથમ કહ્યો છે તે સત્તારૂપ ભાવ નાશરહિત છે અને સર્વ ઠેકાણે વ્યાપક છે માટે અક્ષર એવા નામથી પ્રથમ કહ્યો છે. તથા બીજી શ્રુતિસ્મૃતિયોમાં પણ અવ્યકત તથા અક્ષર એવા નામથી

લો છે. તે સત્તારૂપ ભાવને શ્રુતિસ્મૃતિયો પરમગતિરૂપ કહે-
છે. ત્યાં શ્રુતિ. ॥एषास्यपरमागतिपुरुषान्नपरंकींचित्साकाष्ठा-
सापरागतिः॥ સતચિત આનન્દ સ્વરૂપ પરમાત્માજ વિદ્વાન્
પુરૂપની પરમગતિ છે પણ પરમાત્માથી બીજી કોઇ વસ્તુ ન-
થિ અને પરમાત્માજ સર્વનો અવધિ છે તથા પરમગતિ છે.
અધિકારી પુરૂષો જે સત્તારૂપ ભાવને પામી ફરીથી જન્મ
પામતા નથિ તે સત્તારૂપ ભાવ મારૂં સર્વોત્કૃષ્ટ સ્વરૂપ છે. ૨૧

હે અર્જુન! તે પરપુરૂપ અનન્યભક્તિવડે પામવા યોગ્ય
છે કે જેની અન્દર સર્વ ભૂત રહેલાં છે તથા જેનાથી આ
સઘળું વ્યાપ્ત છે, ત્યાં શ્રુતિ. ॥ यस्मात्परंनापरमस्तिकिंचित्-
यस्मान्नाणीयोनज्यायोस्तिकश्चितवृक्षइवस्तब्धोदिवितिष्ठत्येक-
स्तेनेदंपूर्णपुरुषेणसर्वं ॥ જે પરમાત્માથી કોઇ પણ વસ્તુ પર
અથવા અપર નથિ તથા જે પરમાત્માથી કોઇ પણ વસ્તુ
અત્યન્ત અણુ તથા અત્યન્ત મહોટી નથિ તથા જે પરમા-
ત્મા મહોટા વૃક્ષની પેઠે નિશ્ચલ છે તથા જે પરમાત્મા પો-
તાના સ્વયંજ્યોતિ સ્વરૂપમાં રહેલા છે તે પરમાત્માએ આ
સર્વ જગત્ પૂર્ણ કરેલું છે. ૨૨

હે ભરતકુલમાં શ્રેષ્ઠ! જે માર્ગમાં ગતિ કરનારા ઉપાસક
અને કર્મ કરનારા પુરૂષો મોક્ષ પામે છે તથા જે માર્ગમાં ગ-
તિ કરનારા પુરૂષો જન્મ પામે છે તે માર્ગ હું તને કહીશ.
આ ઠેકાણે ॥ योगिनः ॥ આ પદે કરીને ઉપાસક પુરૂષોનું
તથા કર્મ કરનારા પુરૂષોનું ગ્રહણ કરવું. ૨૩

જે દેવયાન માર્ગમાં પ્રથમ જ્યોતિરૂપ અગ્નિ છે,
ત્યાર પછી દિવસ છે, ત્યાર પછી શુક્લ પક્ષ છે અને
ત્યાર પછી છ માસરૂપ ઉત્તરાયણ છે, તે માર્ગમાં ગતિ
કરનારા સગુણ બ્રહ્મના ઉપાસક મનુષ્યો તે સગુણ બ્રહ્મને
પામે છે. આ ઠેકાણે ॥ अग्निर्ज्योति ॥ એ શબ્દેકરીને અ-
ગ્નિના અભિમાની દેવતાનું ગ્રહણ કરવું. એ અગ્નિને શ્રુતિ-

માં ॥ अर्चि ॥ એવે નામે કહેલો છે. અને ॥ अहः ॥ એ શબ્દેકરીને દિનના અભિમાની દેવતાનું ગ્રહણ કરવું તથા ॥शुक्ल॥ એ પદે કરીને શુકલ પક્ષના અભિમાની દેવતાનું ગ્રહણ કરવું તથા ॥ षण्मासाउत्तरायणं ॥ એ વચનથી છ માસરૂપ ઉત્તરાયણના અભિમાની દેવતાનું ગ્રહણ કરવું. ૨૪

જે માર્ગમાં ધુમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, તથા છમાસરૂપ દક્ષિણાયન, ઇત્યાદિક રહેલું છે તે માર્ગમાં ગતિ કરનારો કર્મી પુરૂષ ચન્દ્રમાથી પ્રાપ્ત થયેલું કર્મ ફલ પામીને પછી જન્મ પામે છે. અહિંયાં પણ ॥ धूम: ॥ આ શબ્દ વડે ધૂમના અભિમાની દેવતાનું ગ્રહણ કરવું તથા ॥रात्रिः ॥ એ શબ્દે કરીને રાત્રિના અભિમાની દેવતાનું ગ્રહણ કરવું તથા ॥कृष्णः॥ એ શબ્દે કરીને કૃષ્ણપક્ષના અભિમાની દેવતાનું ગ્રહણ કરવુ તથા ॥षण्मासादक्षिणायनं॥ એ વચનથી છ માસરૂપ દક્ષિણાયનના અભિમાની દેવતાનું ગ્રહણ કરવું. ૨૫

આ લોકના આ પ્રસિદ્ધ શુકલ અને કૃષ્ણ એવા બે માર્ગ અનાદિસિદ્ધ છે તે બે માર્ગમાં કોઇક ઉપાસક પુરૂષ શુકલમાર્ગવડે મોક્ષ પામે છે અને બીજા કૃષ્ણમાર્ગવડે સર્વ મનુષ્યો જન્મ ફરીને પામે છે. મોક્ષ પામે છે; ત્યાં શ્રુતિ. नचपुनरावर्तते ॥ ક્રમમુકિતવાળો ઉપાસક પુરૂષ ફરીને જન્મ પામતો નથિ. એ વિના બીજા કૃષ્ણમાર્ગવડે સ્વર્ગને પ્રાપ્ત થયેલા કર્મી પુરૂષો તો ફરીને જન્મ પામે છે. ત્યાં શ્રુતિ. ॥प्राप्यान्तंकर्मणस्तस्ययात्किंचेहकरोत्ययंतस्माल्लोकात्पुनरेतिअस्मैलोकायकर्मणे ॥ પુરૂષ આ મનુષ્ય લોકમાં જઇ જે જે પુણ્યકર્મ કરે છે તે પુણ્ય કર્મને વશથી સ્વર્ગ લોકમાં જઇ પુણ્ય કર્મ ભોગવી તે લોકથી પછી આ મનુષ્ય લોકની પ્રાપ્તિ માટે આવે છે. ૨૬

હે પાર્થ! આ દેવયાન નામનો શુકલમાર્ગ ક્રમમુક્તિની પ્રાપ્તિ કરનારો છે અને પિતૃયાણ નામનો કૃષ્ણમાર્ગ તો બી સંસારની પ્રાપ્તિ કરનારો છે માટે એ બેઉ માર્ગ

નારો અને સગુણ બ્રહ્મના ધ્યાનપરાયણ એવો કોઇ પણ પુરૂષ મોહ પામતો નથિ અને તે સગુણ બ્રહ્મના ધ્યાનરૂપ યોગ મોક્ષની પ્રાપ્તિ કરનારો છે માટે હે અર્જુન! તું સર્વ કાળમાં મોક્ષરૂપ ફલની પ્રાપ્તિ માટે સમાધિપરાયણ થા. ૨૭

વેદોનું અધ્યયન કરવામાં શાસ્ત્રે કહેલા બ્રહ્મચર્યાદિક નિયમોનું પાલન કરી વ્યાકરણાદિક છ અંગસહિત અધ્યયન કરેલા તે વેદોથી જે ફલ થાય છે અને યજ્ઞ કરવાથી જે પુણ્યનું ફલ શાસ્ત્રે કહ્યું છે તથા મન બુદ્ધિની એકાગ્રતા વડે શ્રદ્ધાપૂર્વક કહેલા કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિક તપનું જે પુણ્યફલ શાસ્ત્રે કહ્યું છે તથા ઉત્તમ દેશકાળમાં સુપાત્રને શાસ્ત્રવિધિ પૂર્વક કરેલા દાનનું જે પુણ્યફલ શાસ્ત્રે કહ્યું છે, તે સર્વ પુણ્યફલને ધ્યાનનિષ્ટ પુરૂષ આ પ્રથમ કહેલા અર્થને જાણી અતિક્રમણ કરે છે તથા સર્વથી ઉત્કૃષ્ટ અને કારણરૂપ એવા સ્થાનને પામે છે ૨૮.

# अध्याय ९ मो.

જે જ્ઞાન પ્રથમ પણ ઘણીવાર મેં તને કહેલું છે તથા આગળ કહેવું છે તથા આ અધ્યાયમાં પણ કહેવાશે તે જ્ઞાન હું તને કહું છું તે સાવધાન થઇ શ્રવણ કર. તે જ્ઞાન ઘણું ગુહ્ય રાખવા જેવું છે તથાપિ હું તને કહું છું. આવું અતિરહસ્ય જ્ઞાનપણ હું તને કહું છું તેનું કારણ એ છે કે તું અસૂયાથી (ગુણોમાં દોષ દૃષ્ટિ કરવી) રહિત છે અર્થાત્ આ શ્રીકૃષ્ણ ભગવાન્ મારી સમીપે નિરન્તર પોતાનું ઐશ્વર્ય કહીને પોતાનીજ સ્તુતિ કરે છે, એ પ્રકારની અસૂયાથી તું રહિત છે. ॥इदंतु॥ એ વચનમાં રહેલો તુ શબ્દ પૂર્વ અધ્યાયમાં કહેલા સગુણબ્રહ્મના ધ્યાનથી આ અધ્યાયસમ્બન્ધી જ્ઞાનમાં વિલક્ષણતા જણાવવા માટે છે. ૧

આ જ્ઞાન લૌકિક તથા શાસ્ત્રીય એવી સર્વ વિદ્યાઓમાં રાજા છે અર્થાત્ સર્વ વિદ્યાઓથી અત્યન્ત શ્રેષ્ટ છે કારણ કે આ જ્ઞાન અવિદ્યાનો મૂલથી નાશ કરનારૂં છે. એ જ્ઞાન સર્વ ગુહ્ય પદાર્થોમાંથી પણ અત્યન્ત ગુહ્ય છે કારણ કે એ જ્ઞાન અનેક જન્મમાં કરેલાં નિષ્કામ કર્મથી પમાય છે અને પુણ્ય કર્મોથી રહિત પુરૂષો જો કે પોતાની બુદ્ધિના બલથી અનેક ગુહ્ય પદાર્થો જાણે છે તથાપિ તે જ્ઞાનને જાણી શકતા નથિ માટે એ જ્ઞાન સર્વ પદાર્થોથી અત્યન્ત ગુહ્ય છે. તે જ્ઞાન ઉત્તમ, પવિત્ર, પ્રત્યક્ષ પ્રમાણવાળું, ધર્મના ફલરૂપ, ઘણા સુખથી કરવાને યોગ્ય, તથા અક્ષય ફલવાળું છે. ૨

હે અર્જુન ! આ જ્ઞાન સંપાદન કરવું એ અત્યન્ત સુગમ છે તથા તે સર્વથી ઉત્કૃષ્ટ અને મહાફલનું કારણ છે તથાપિ તે જ્ઞાનમાં સર્વ પ્રાણિયોની પ્રવૃતિ થતી નથિ તેમાં એ પ્રાણિયોની અશ્રદ્ધાજ કારણ છે. જે પુરૂષો દંભ દર્પાદિક આસુર ભાવને ધારણ કરે છે તે શ્રદ્ધાહીન પુરૂષો પોતાની બુ-

દ્ધિની કલ્પનાથી અને શાસ્ત્રવિહિત કર્મ ન કરવાથી મને પામતા નથિ. તથા મારી પ્રાપ્તિનાં સાધનોને પણ પામતા નથિ માટે તે આ મૃત્યુયુક્ત સંસારના માર્ગમાં નિરન્તર ભ્રમણ કર્યા કરે છે. ૩

અવ્યક્તમૂર્તિવાળો જે હું તેણે આ સર્વ જગત્ વ્યાપ્ત કર્યું છે માટે સર્વ ભૂત મારામાં રહેલાં છે પણ હું તે કલ્પિત ભૂતોમાં વસ્તુતાએ રહ્યો નથિ કારણ કે અકલ્પિતરૂપ એવો જે હું તથા કલ્પિતરૂપ જે આ ભૂત, તેનો કોઇ સમ્બન્ધ સંભવતો નથિ. સમ્બન્ધવિના તે ભૂતોમાં વસ્તુતાથી જોતાં મારી સ્થિતિ સંભવતી નથિ એ કારણથીજ વેદવેત્તા પુરૂષોએ આવું વચન કહ્યું છે કે ॥यत्रयदध्यस्तंतत्कृतेनगुणेनदोषेणवाऽणुमात्रेणापिनससम्बद्धयते॥ જે અધિષ્ઠાનમાં જે વસ્તુ કલ્પિત છે તે કલ્પિત વસ્તુના ગુણની સાથે અથવા દોષની સાથે તે અધિષ્ઠાન કિંચિત્માત્ર પણ સમ્બન્ધ પામતું નથિ. ૪

આ સર્વ ભૂત મારે વિષે રહેલાં નથિ. જેમ કોઇક માયાવી પુરૂષનો અઘટિત અર્થ બનાવવામાં ચતુરતારૂપી પ્રભાવ છે તેમ મહામાયાવી એવો જે હું તેનો આ અઘટિત એવો અર્થ બનાવવાની ચતુરતારૂપી પ્રભાવ છે તેને તું દેખ. વસ્તુતાથી કોઇ વસ્તુનો આધેયરૂપ પણ હું નથિ તથા આધારરૂપ પણ હું નથિ તથાપિ આ સર્વ ભૂતોમાં રહ્યો છું તથા મારે વિષે આ સર્વ ભૂત રહ્યાં છે એ મારી એક મોહોટી માયા છે મારૂં સચ્ચિદાનન્દ સ્વરૂપ ભૂતોને ધારણ કરતું છતું તથા ભૂતોને ઉત્પન્ન કરતું છતું ભૂતોમાં રહ્યું નથિ. ૫

જેમ પૂર્વાદિક દિશાઓમાં ગતિ કરનારો અને મહોટા પરિમાણવાળો તથા ઉત્પત્તિ સ્થિતિ અને સંહારમાં ચલનસ્વભાવવાળો વાયુ અસંગ સ્વભાવવાળા આકાશમાં રહે છે પરન્તુ તે અસંગ આકાશની સાથે વસ્તુતાથી કોઇ વખતે સમ્બન્ધ પામતો નથિ, તેમ અસંગસ્વભાવવાળો જે હું

તેનેવિષે વસ્તુતાથી આ આકાશાદિક ભૂતોનો સમ્બન્ધ નથિ તોપણ એ આકાશાદિક ભૂત મારે વિષે રહ્યાં છે એ પ્રકારે તું નિશ્ચય કર. ૬

મારી શક્તિરૂપે કલ્પના કરેલી જે ત્રિગુણાત્મક માયા તેનેજ આકાશાદિક સર્વ ભૂત પ્રલયકાળમાં પામે છે અર્થાત્ આકાશાદિક સર્વ ભૂત પ્રલયકાળમાં પોતાના કારણરૂપ એવી માયા નામની પ્રકૃતિમાં સૂક્ષ્મરૂપવડે લય પામે છે, તે આકાશાદિક સર્વ ભૂતને હું સૃષ્ટિકાળમાં ભિન્ન ભિન્ન કરીને ઉત્પન્ન કરૂં છું. ૭

મારે આધીન એવી મારી પ્રકૃતિરૂપ માયાનો આશ્રય કરીને માયાવી એવો હું પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ એવા આકાશાદિક ભૂતોના સમુદાયરૂપ પ્રપંચને જીવના કર્મોને અનુસારે વિવિધપ્રકારથી ઉત્પન્ન કરૂં છું. તે આકાશાદિક ભૂતોનો સમુદાય પ્રકૃતિના પ્રભાવથી ઉત્પન્ન થાય છે અર્થાત્ માયારૂપ પ્રકૃતિના અવિદ્યાદિક પંચકલેશોના કારણભૂત એવો જે આવરણવિક્ષેપશક્તિરૂપ પ્રભાવ તેથી ઉત્પન્ન થાય છે. ૮

જેમ માયાવી પુરૂષ પોતાની માયાવડે અનેક પદાર્થોની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે પરન્તુ તે ઉત્પત્તિ સ્થિતિ અને લયરૂપ કર્મ તે માયાવી પુરૂષને બન્ધન કરતાં નથિ અને જેમ સ્વપ્ન જોનાર પુરૂષ સ્વપ્નમાં અનેક પદાર્થોની ઉત્પતિ સ્થિતિ અને લય કરે છે પરન્તુ તે ઉત્પત્યાદિક કર્મ સ્વપ્ન જોનાર પુરૂષને બન્ધન કરતાં નથિ તેમ હું પણ મારી માયાશક્તિથી આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરૂં છું પણ તે ઉત્પત્યાદિક કર્મ મને બન્ધન કરતાં નથિ અર્થાત્ તે કર્મ અનુગ્રહવડે મને સુકૃત ભોગવાવી શકતાં નથિ તથા નિગ્રહ કરીને મને દુષ્કૃત ભોગવાવી શકતાં નથી કારણ કે તે કર્મ સ્વપ્નની પેઠે મિથ્યા છે. હું ઉદાસીન પેઠે રહેલો છું અને કર્મોમાં આસક્તિ રહિત છું. ૯

હે અર્જુન ! સત્વ રજ અને તમ, એ ત્રણ ગુણવાળી અને મેં પ્રકાશ કરેલી એવી માયારૂપ પ્રકૃતિ આ ચ૰

જંગમરૂપ સર્વ જગત્‌ને ઉત્પન્ન કરે છે. હું તો કાર્યસહિત માયાને કેવળ પ્રકાશમાત્ર કરૂં છું. તે કાર્યસહિત માયાના પ્રકાશમાત્રથી ભિન્ન એવો બીજો કોઇ વ્યાપાર હું કરતો નથિ. તે પ્રકાશપણારૂપી નિમિત્તથી સ્થાવરજંગમ સર્વ જગત્ નાના પ્રકારે કરીને પ્રવર્ત્તે છે અર્થાત્ આ જગત્ જન્મથી આદિ લઇ વિનાશપર્યન્ત અનેક પ્રકારના વિકારોને નિરન્તર પામે છે. ૧૦

વિચારહીન મૂઢ પુરૂષો મારી અવજ્ઞા કરે છે અર્થાત્ આ શ્રીકૃષ્ણ સાક્ષાત્ ઇશ્વર છે એમ આદર કરતા નથિ પણ ઉલટી મારી નિન્દા કરે છે. તે મૂઢ પુરૂષો અવજ્ઞા કરે છે તેનું કારણ એ છે કે ભકતજનો ઉપર અનુગ્રહ કરવા માટે મેં આ દેહ ગ્રહણ કર્યો છે એમ જાણતા નથિ તથા હું અન્ય મનુષ્યોની પેઠે વ્યવહાર કરૂં છું માટે આ કૃષ્ણ પણ અમારા સરખા મનુષ્ય છે એ પ્રકારથી ભ્રાન્તિવડે તેઓનાં અન્તઃકરણ ઢંકાઇ ગયેલાં છે માટ મારૂં સર્વોત્કૃષ્ટ પરમાર્થિક તત્વ જાણતા નથિ. ૧૧

અન્તર્યામી અને સર્વજ્ઞ એવા ઇશ્વરવિના જડ કર્મમાં સ્વતંત્રપણે ફલ આપવાનું સામર્થ્ય નથિ માટે એવાં અસમર્થ કર્મથી ફલની પ્રાપ્તિની જે ઇચ્છા કરવી તે વ્યર્થ છે તેથી જેઓની આશા નિષ્ફલ છે તથા જેઓનાં કર્મ નિષ્ફલ છે તથા જેઓનાં જ્ઞાન નિષ્ફલ છે એવા વિચારહીન પુરૂષો રાક્ષસી અને આસુરી એવી જે મોહ કરનારી પ્રકૃતિ તેનો આશ્રય કરીને રહેલા છે. ૧૨

હે અર્જુન ! દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને રહેલા તથા મારાવિના બીજામાં મન નહિ રાખનારા મહાત્મા પુરૂષો તો મને સર્વ ભૂતોનો કારણરૂપ તથા નાશરહિત જાણીને ભજે છે, અનેક જન્મમાં કરેલાં પુણ્યકર્મવડે શુદ્ધ અને ક્ષુદ્ર એવા કામાદિ વિકારોથી ન પરાભવ પામેલા અન્તઃકરણવાળા પુરૂષોનામ મહાત્મા કહેવાય છે. આ ઠેકાણે ॥ महात्मानस्तु ॥ એ

વચનમાં રહેલો ॥તુ॥ એ શબ્દ પ્રથમ કહેલા મૂઢ પુરૂષો મહાત્મા પુરૂષોમાં મ્હોટી વિલક્ષણતા જણાવવા માટે છે. ૧૩

તે મહાત્મા પુરૂષો નિરન્તર મારૂં કીર્ત્તન કરતા છતા તથા પ્રયત્ન કરતા છતા દૃઢ વ્રતવાળા થઇ તથા મને નમસ્કાર કરનારા થઇ મારી ભકિતવડે નિત્યયુકત થઇ મારૂં ચિન્તન કરે છે. સર્વ ઉપનિષદોવડે પ્રતિપાદન કરવા યોગ્ય એવા પરમાત્માનું તે મહાત્મા પુરૂષો બ્રહ્મવેત્તા ગુરૂની સમીપે જઇ વેદાન્તવાકયોનો વિચાર કરી કીર્ત્તન કરે છે અને તે ગુરૂની સમીપથી ભિન્ન કાળમાં પ્રણવાદિક મંત્રોનો જપ કરીને તથા ઉપનિષદોની આવૃત્તિ કરીને કીર્ત્તન કરે છે. ૧૪

બીજા કેટલાક ઉત્તમ અધિકારીયો જ્ઞાનરૂપ યજ્ઞ વડે મારૂં પૂજન કરીને કેવળ એકત્વરૂપ વડે મારૂં ચિન્તન કરે છે તથા કોઇ મધ્યમ અધિકારિઓ તો ભેદરૂપવડે ચિન્તન કરેછે તથા કોઇ મન્દ અધિકારિયો તો વિશ્વરૂપ એવો જે હું તેને બહુ પ્રકારે ચિન્તન કરે છે. ॥ज्ञानयज्ञेनचापन्ये॥ આ વાકયમાં રહેલા च અને अपि એ બેઉ શબ્દમાં પ્રથમ च શબ્દ તો एव શબ્દનો અર્થ જણાવનાર છે માટે તે च શબ્દનો मां એ શબ્દ સાથે અનવય કરવો અને અપિ શબ્દ તો બીજાં સાધનોની નિવૃત્તિ જાણનારો છે. ૧૫

અગ્નિષ્ટોમાદિકર્મરૂપ ક્રતુ પણ હું છું તથા વૈશ્વદેવાદિક યજ્ઞરૂપ પણ હું છું તથા સ્વધા ( પિતરોને આપેલું અન્ન ) પણ હું છું તથા રોગની નિવૃત્તિના ઉપાયભૂત ઔષધ પણ હું છું તથા સ્વાહા સ્વધા જેના અન્તમાં છે એવા इन्द्रायस्वाहा. ॥पितृभ्यःस्वधा॥ ઇત્યાદિક મંત્રરૂપ પણ હુંછું તથા અગ્નિમાં નાખેલા ઘૃતાદિક પદાર્થરૂપ હુતદ્રવ્ય પણ હુંજ છું તથા હુતદ્રવ્ય જેમાં નંખાય છે એવા અગ્નિરૂપે પણ હું છું. આ ઠેકાણે એક ॥अहं॥ શબ્દના ઉચ્ચારણ કરવાથી પ્રથમ કહેલા અર્થની સિદ્ધિ થઇ શકે છે તથાપિ એક એક ક્રતુયજ્ઞાદિક શબ્દની સાથે જે ॥अहं॥ શબ્દનો ઉચ્ચાર કર્યો છે તે ઉચ્ચાર તે ક્રતુ-

યજ્ઞાદિકોમાં એક એકનું જ્ઞાન પણ પરમેશ્વરનીજ ઉપાસના છે એવો અર્થ જણાવવા માટે છે. ૧૬

સર્વ પ્રાણીમાત્રરૂપ જગતનો ઉત્પન્ન કરનાર પિતારૂપ પણ હું છું તથા આ જગતને ઉત્પન્ન કરનારી માતારૂપ પણ હુંછું તથા જગતનો ધાતારૂપ પણ હું છું અર્થાત્ આ જગતનો પોષણ કરનાર અથવા તેને પુણ્ય પાપરૂપ કર્મના સુખદુઃખરૂપ ફલ આપનારો પણ હુંજ છું અને એ પ્રાણિયોના પિતાનો પિતા અર્થાત પિતામહ પણ હું છું તથા જાણવાયોગ્ય વસ્તુરૂપ, પવિત્ર વસ્તુરૂપ, ઓંકારરૂપ, ઋગ્વેદરૂપ, સામવેદરૂપ, તથા યજુર્વેદરૂપ પણ હું છું. ૧૭

જે ફલ કર્મવડે પ્રાપ્ત થાય તેનું નામ ગતિ છે તે ગતિરૂપ હું છું તથા સુખનાં સાધનોની પ્રાપ્તિ કરીને જે પોષણ કરે તેનું નામ ભર્ત્તા છે તે ભર્ત્તારૂપ પણ હું છું તથા આ પુત્રાદિક પદાર્થ અમારા છે, એ પ્રકારે તે પુત્રાદિક પદાર્થોને સ્વીકાર કરનારો જે સ્વામી તે પ્રભુ કહેવાય છે તે પ્રભુરૂપ હું છું તથા સર્વ પ્રાણિયોના શુભાશુભ કર્મને દેખનારો સાક્ષી હું છું તથા નિવાસરૂપ, શરણરૂપ, સુહૃદરૂપ, ઉત્પત્તિરૂપ, પ્રલયરૂપ, અને સ્થિતિરૂપ હું છું તથા સુક્ષ્મરૂપ એવી સર્વ વસ્તુના આશ્રયરૂપ જે પ્રલયસ્થાન તેનું નામ નિધાન છે તે નિધાનરૂપ હું છું અથવા શંખપદ્માદિક નિધિનું નામ નિધાન છે તે નિધાનરૂપ હું છું તથા નાશરહિત એવે બીજરૂપે પણ હું છું. ૧૮

સર્વનો આત્મારૂપ હું સૂર્યરૂપ થઇને આ લોકમાં તાપ કરૂં છું તથા તે તાપના પ્રભાવથી પ્રથમ કરેલા વૃષ્ટિરૂપ રસને પોતાના કિરણોમાં રાખી કાર્ત્તિક આદિક આઠ માસમાં આ પૃથ્વી ઉપરથી આકર્ષણ કરૂં છું ત્યાર પછી તે સૂર્યરૂપ એવો હું તે આકર્ષણ કરેલા રસને આષાઢાદિક ચારમાસમાં આ પૃથ્વી ઉપર વૃષ્ટિરૂપે કરીને નાખું છું. સર્વ પ્રાણિયોના જીવનરૂપ અમૃત પણ હું છું તથા મૃત્યુરૂપ, સત્‌રૂપ અને અસત્‌રૂપ પણ હું છું. ૧૯

રૂગ્વેદાદિક ત્રણ વેદને જે સારી રીતે જાણે તેનું નામ ત્રૈવિધ કહેવાય છે તે ત્રણ વેદને જાણનારા યાજ્ઞિક પુરૂષો અગ્નિષ્ટોમાદિક કામ્યયજ્ઞોવડે ઇન્દ્ર, વસુ, રૂદ્ર તથા આદિત્યરૂપે મારૂં પૂજન કરે છે તથા સોમપાન કરે છે અને પાપરહિત થઇ સ્વર્ગની પ્રાપ્તિને ઇચ્છે છે તે સકામ પુરૂષો પુણ્યના ફલરૂપ સ્વર્ગલોકને પામી અને તેમાં દિવ્ય એવા દેવતાઓના ભોગોને ભોગવે છે. ૨૦

તે સકામ પુરૂષો વિશાલ સ્વર્ગ લોકને ભોગવી પુણ્ય ક્ષય થાય છે ત્યારે મૃત્યુ લોકમાં આવે છે, એ પ્રકારે વેદપ્રતિપાદિત કામ્ય કર્મનો આશ્રય કરનારા તથા દિવ્ય ભોગોની ઇચ્છા રાખનારા તે સકામ પુરૂષો વારંવાર જવું આવવું પામે છે. તે સકામ પુરૂષો આવી રીતે જાણે છે કે ॥ त्रिकर्मकृत्तरतिजन्ममृत्यूदक्षिणावन्तोअमृतत्वंभजन्ते ॥ ત્રણ વેદપ્રતિપાદિત કર્મોને કરનારા પુરૂષો જન્મ મૃત્યુથી રહિત થાય છે અને દક્ષિણાવાળા પુરૂષો અમૃતભાવને પામે છે. ૨૧

ભેદદૃષ્ટિનો વિષય જેને વિદ્યમાન નથિ તેનું નામ અનન્ય કહેવાય છે. એવી રીતે અનન્ય થઇને તથા મને ચિન્તન કરતા છતા જે અધિકારી પુરૂષો મારો સાક્ષાત્કાર કરે છે તે નિત્યયુક્ત પુરૂષોને યોગ ક્ષેમ હું પ્રાપ્ત કરૂં છું. નિરન્તર આદરપૂર્વક પરમેશ્વરના ધ્યાનમાં જે તત્પર થાય તે નિત્યાભિયુક્ત કહેવાય છે. પ્રથમ ન પ્રાપ્ત થયેલા અન્નવસ્ત્રાદિક પદાર્થોની જે પ્રાપ્તિ તેનું નામ યોગ છે અને પ્રાપ્ત થયેલા એવા તે પદાર્થોનું જે રક્ષણ કરવું તેનું નામ ક્ષેમ છે. જો કે તત્વવેત્તા પુરૂષ પોતાના શરીરની સ્થિતિ માટે તે યોગ ક્ષેમની ઇચ્છા કરતા નથિ તોપણ તેઓને હું યોગ ક્ષેમની પ્રાપ્તિ કરૂં છું. ૨૨

હે અર્જુન! જે અન્ય દેવતાઓના ભક્તો પણ શ્રદ્ધાયુક્ત થઇ તે દેવતાઓનું પૂજન કરે છે, તે ભક્તો પણ મને અવિધિપૂર્વક પૂજન કરે છે. આ ઠેકાણે અવિધિ એવું અજ્ઞાનનું નામ છે. 'અજ્ઞાનપૂર્વક મારૂં પૂજન કરે છે' અર્થાત્ સર્વ

ગત્‌ના આત્મારૂપ મને ન જાણીને તથા તે ઇન્દ્રાદિક દેવતાઓની મારાથી ભિન્ન કલ્પના કરીને તે અન્ય દેવતાઓના ભક્ત મારૂં પૂજન કરે છે. માટેજ તે દેવતાઓના ભક્ત વારંવાર જન્મમરણરૂપ સંસારને પામે છે. ૨૩

હુંજ સર્વ યજ્ઞોનો ભોક્તા છું તથા ફલ આપનાર છું, આ વાત પ્રસિદ્ધ છે પરન્તુ સકામ પુરૂષો મને તેવે રૂપે જાણતા નથિ તે કારણ માટેજ તે પુરૂષો ફરીને જન્મ પામે છે. નાના પ્રકારના ભોગને ઉત્પન્ન કરનારાં જે પુણ્ય કર્મ છે તે કર્મોનો ભોગવવાથી નાશ થાય છે. પછી તે સકામ પુરૂષ જે દેવતાના દેહને પામ્યો હોય તેથી વિયોગ પામી ફરીને દેહ ગ્રહણ કરવા માટે આ મનુષ્યલોકમાં આવે છે. ૨૪

દેવતાઓનું પૂજન કરનારા પુરૂષો દેવતાઓને પામે છે, પિતરોનું પૂજન કરનારા પિતરોને પામે છે, ભૂતોનું પૂજન કરનારા ભૂતોને પામે છે અને મારૂં પૂજન કરનારા મનેજ પામે છે. તે ભજન કરનારાઓમાં સાત્વિક, રાજસ, અને તામસ એવા ત્રણ ભેદ છે. તેમાં ઇન્દ્રાદિક દેવોનું પૂજન કરનારા પુરૂષો સાત્વિક કહેવાય છે અને શ્રદ્ધાદિક કર્મોવડે અગ્નિષ્વાતાદિક પિતરોનું આરાધન કરનારા પુરૂષો રાજસ કહેવાય છે તથા યક્ષ રાક્ષસ અને માતૃગણ આદિક ભૂતોનું યજન કરનારા પુરૂષો તામસ કહેવાય છે. જે પુરૂષ જેનું આરાધન કરે છે તે પુરૂષ તે ભાવનેજ પામે છે. ત્યાં શ્રુતિ. ॥तंयथायथोपासतेतद्देवभवति॥ જે પુરૂષ જે જે દેવની ઉપાસના કરે છે તે પુરૂષ મરણ પછી તે તે દેવતાના ભાવનેજ પામે છે. ૨૫

જે કોઇ પુરૂષ મને ભક્તિવડે પત્ર, પુષ્પ, ફલ, અથવા જલ આપે છે તે શુદ્ધ બુદ્ધિવાળા પુરૂષના ભક્તિપૂર્વક અર્પણ કરેલા તે પત્ર પુષ્પાદિકને હું અંગીકાર કરૂં છું. મનુષ્યોની પેઠે દેવભોજન કરતા નથિ એમ શ્રુતિમાં પણ છે માટે ॥अश्नामि॥ એ પદની સ્વીકારરૂપ અર્થમાં લક્ષણા કરવી એ [illegible] છે. ત્યાં શ્રુતિ. ॥नहवैदेवाअश्नन्तिनपिबन्तिएतदेवामृतं

दृष्ट्वातृप्यन्ति॥ જેમ મનુષ્ય અન્નાદિક પદાર્થોનું ભોજન કરેછે તથા જલાદિકનું પાન કરે છે તેમ દેવ અન્નાદિકનું ભોજન કરતા નથિ તથા જલાદિકનું પાન પણ કરતા નથિ પરન્તુ તે દેવતાઓ કેવળ અમૃતનું દર્શનમાત્ર કરીનેજ તૃપ્તિ પામેછે. ૨૬

હે અર્જુન ! તું જે કરે છે તથા જે ભોજન કરે છે તથા જે હોમ કરે છે તથા જે દાન કરે છે તથા જે તપ કરે છે તે સર્વ મને અર્પણ કર. આ ઠેકાણે ॥ कुरुष्व ॥ એ પદવડે શ્રીભગવાને એવો અર્થ જણાવ્યો કે એ પ્રમાણે જે પુરૂષ મારે વિષેજ સર્વ કર્મનું સમર્પણ કરે છે તે સમર્પણનું મોક્ષરૂપ ફલ તે સમર્પણ કરનાર પુરૂષનેજ મળે છે પણ તેમાં મને કાંઇ ફલ થતું નથિ. આ ઉપરથી આવો અર્થ સિદ્ધ થયો કે અવશ્ય કરવા યોગ્ય કર્મનું જે પરમેશ્વરમાં અર્પણ કરવું તે અર્પણજ ઇશ્વરનું ભજન છે પણ ભજન માટે બીજો કોઇ વ્યાપાર કરવો યોગ્ય નથિ. ૨૭

એવી રીતે શુભઅશુભ ફલવાળા કર્મબન્ધનોથી તું મુકાઇશ તથા સંન્યાસયોગવડે યુકત એવા ચિત્તવાળો થઇ તું તે કર્મનાં બન્ધનોથી વિમુકત થઇ મને પામીશ. સર્વ કર્મનું પરમાત્મામાં જે અર્પણ કરવું તેનું નામ સંન્યાસ છે તે સંન્યાસજ યોગની પેઠે ચિત્તને શુદ્ધ કરનારો છે માટે યોગરૂપ છે. એવા સંન્યાસયોગવડે જેનું અન્તઃકરણ શુદ્ધ હોય તેનું નામ સન્યાસયોગયુકતાત્મા એવું છે. અથવા ફલસહિત સર્વ કર્મોનો પરિત્યાગ કરવાનું નામ સંન્યાસયોગ છે તે સંન્યાસવડે જેનું ચિત્તયુકત છે તેનું નામ સંન્યાસયોગયુકતાત્મા છે. એવો થઇને તું મને પામીશ. ૨૮

જે મનુષ્યો મારા ભકત છે તથા જે મનુષ્યો મારાથી વિમુખ છે, તે સર્વ મનુષ્યોમાં હું સમાન છું માટે જેમ આકાશમંડલમાં વ્યાપક એવા સૂર્યના પ્રકાશને કોઈ પણ પદાર્થમાં દ્વેષ તથા પ્રીતિ નથિ તેમ મારે કોઇ પણ પ્રાણી દ્વેષ કરવા યોગ્ય નથિ અને પ્રીતિ કરવા યોગ્ય નથિ. આ ઠેકાણે

તું એમ શંકા કરીશ કે, જો કોઇ પણ પ્રાણી ઉપર તમારે દ્વેષ અથવા પ્રીતિ નથિ તો પછી તમારા ભક્તોમાં તથા અભક્તોમાં ફલની વિષમતા કેમ થાય છે? તો ત્યાં હું કહું છું કે જે પુરૂષો મારે વિષે સર્વ કર્મને અર્પણ કરવારૂપ ભક્તિવડે મારૂં સેવન કરે છે તે ભક્ત જન શ્રેષ્ઠ છે અને તે પુરૂષો મારે વિશેજ વર્તે છે તથા હું પણ તે પુરૂષોમાં વર્તુ છું. ૨૯

જે કોઇ પુરૂષ અત્યન્ત દુરાચરણવાળો હોય તોપણ કોઇ પૂર્વ કર્મના ઉદયથી અનન્ય ચિત્તવાળો થઇ મને સેવન કરે છે તે પુરૂષ પ્રથમ શ્રેષ્ઠ ન હોય તોપણ તે ભજન સમયમાં શ્રેષ્ઠ માનવો કારણ કે તે પુરૂષ તે કાળમાં શ્રેષ્ઠ નિશ્ચયવાળો છે. ૩૦

જે પુરૂષ ઘણા કાળથી અધર્માત્મા હોય છે તે પુરૂષ પણ મારા ભજનના પ્રભાવથી તત્કાળ ધર્માત્મા થાય છે અર્થાત્ તે પુરૂષ ધર્મના પ્રભાવથી પૂર્વનાં દુરાચરનો ઝટ ત્યાગ કરી ધર્મમાં પ્રીતીવાળો થાય છે અને શુદ્ધ અંતઃકરણવાળો તથા તિવ્ર વૈરાગ્યવાળો થઇ સર્વ ભોગની ઇચ્છાથી રહિત થાય છે અને નિરન્તર શાન્તિ પામે છે. આ વાતમાં તારે કાંઇ આશ્ચર્ય માનવું નહીં કારણ કે આ મારી ભક્તિનો પ્રભાવ નિશ્ચય કરેલો છે. માટે હે અર્જુન! આ મારી ભક્તિમાં વિવાદ કરનારા જે પુરૂષો છે તેઓની સન્મુખ ઉભો રહીને તથા ઊંચા હાથ કરીને આ પ્રકારની પ્રતિજ્ઞા કર કે પરમેશ્વરનો ભક્ત દુર્ગતિ પામતો નથિ. ૩૧

હે અર્જુન! જાતિદોષવડે દુષ્ટ એવાં જે ચંડાલાદિક મનુષ્યો, તથા વેદના અધ્યયનાદિકથી રહિત હોવાથી અતિ નિકૃષ્ટ એવી જે સ્ત્રિયો તથા ખેડ અને વાણિજ્યાદિક લૌકિક વ્યાપારોમાં તત્પર એવા જે વૈશ્યો તથા શૂદ્ર જાતિમાં વેદના અધ્યયનાદિકનો અભાવ હોવાથી પરમગતિને અયોગ્ય એવા જે શૂદ્રો તે સર્વ મારી ભક્તિના પ્રભાવથી શુદ્ધ અંતઃકરણવાળા થઇ મોક્ષરૂપ પરમગતિ પામે છે એ વાત તારે નક્કી જાણવી. ૩૨

જ્યારે પ્રથમ કહેલા શુદ્રાદિક પ્રાણિયો પણ મારી ભક્તિ

વડે પરમગતિ પામે છે તો પછી શ્રેષ્ઠ આચારવાળા તથા ઉત્તમ જાતિવાળા જે બ્રાહ્મણો તથા સૂક્ષ્મ વસ્તુનો વિવેક કરનારા જે ક્ષત્રિયો તે મારી ભક્તિવડે પરમગતિને પામે એમાં શું કહેવું! આ વાતમાં કોઇને પણ સંશય નથિ. મારો એવો મહાન પ્રભાવ છે માટે સર્વ પુરૂષાર્થોને સિદ્ધ કરવા યોગ્ય તથા અત્યન્ત દુર્લભ એવા આ મનુષ્ય દેહને પામી અને જેટલા કાળ પર્યંત મનુષ્ય દેહ નાશ ન પામે તથા રોગાદિયુક્ત ન થાય તેટલા કાળમાં અતિ શીઘ્રતાથી મહાપ્રયત્નવડે તું મારો શરણાંગત થા. ૩૩

તું મારે વિષે મનવાળો, મારો ભક્ત, તથા મારા પૂજનમાં તત્પર થા અને મને નમસ્કાર કર. એ પ્રકારે મારે શરણ આવલો તું પોતાના અંતઃકરણને મારામાં જોડીને મનેજ પામીશ. ત્યાં શ્રુતિ. ॥ यथानद्यःस्पन्दमानाःसमुद्रेऽस्तं च्चन्तिनाथरूपेविहायतथाविद्वान्नामरूपादिमुक्तः परात्परंपुरुषमुपैतिदिव्यम् ॥ જેમ ગંગાયમુનાદિક નદિયો પોતાના નામરૂપનો પરિત્યાગ કરીને સમુદ્રમાં જઇ એકતા પામે છે તેમ વિદ્વાન્ પુરૂષ પણ નામરૂપથી રહિત થઇ સ્વયંજ્યોતિ એવા પરમાત્મા પુરૂષને પામે છે. ૩૪

# अध्याय १० मो.

હે મહોટા હાથવાળા અર્જુન! ફરીને પણ મારૂં અત્યન્ત ઉત્કૃષ્ટ વચન શ્રવણ કર. જે વચન હું તારા હિતની ઇચ્છાથી કહું છું જેમ અમૃતનું પાન કરવાથી પ્રીતિનો અનુભવ કરાય છે તેમ મારા વચનરૂપ અમૃતનું પાન કરવાથી તું પ્રીતિનો અનુભવ કરનારો છે તે માટે તને ફરીથી પણ ઉપદેશ કરૂં છું આ ઠેકાણે प्रीयमाणाय એ વચનવડે શ્રી ભગવાને એવો અર્થ સૂચવ્યો કે, આ પુરૂષોનું વચન સાંભળવાથી અમારા મનોરથની સિદ્ધિ અવશ્ય થશે એવી દૃઢ ભાવના વડે જે પુરૂષ પ્રીતિસહિત તે વચનોને સાંભળે છે તે અધિકારી પુરૂષોનેજ તત્વવેતા પુરૂષોએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો; પણ પ્રીતીરહિત પુરૂષને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો નહિ. ૧

આકાશાદિક સર્વ પ્રપંચની ઉત્પત્તિ સ્થિતિ સંહારાદિક કરવાના સામર્થ્યરૂપ જે પ્રભાવ અથવા અનેક આવિર્ભાવરૂપ જે પ્રભાવ તેને ઇન્દ્રાદિક દેવ તથા ભૃગુ આદિક મહોટા ઋષિયો સર્વજ્ઞ છતાં પણ જાણી શકતા નથિ કારણ કે હું ઇન્દ્રાદિક દેવોનો તથા ભૃગુ આદિક મહાન્ ઋષિયોનો સર્વ પ્રકારે કારણ છું અર્થાત્ તે ઇન્દ્રાદિક દેવતાઓનો તથા તે મહર્ષિયોનો ઉત્પન્ન કરનાર હોવાથી તથા બુદ્ધિ આદિકનો પ્રવર્ત્તક હોવાથી કારણ છું. ૨

હું સર્વ જગત્નો કારણ છું માટે અનાદિ છું અને અનાદિ હોવાથી અજ છું અર્થાત્ ઉત્પત્તિરૂપ જન્મથી રહિત છું તથા સર્વ લોકનો મહેશ્વર છું. એવી રીતના મને જે અધિકારી મનુષ્ય સાક્ષાત્કાર કરે છે તે મનુષ્ય સર્વ મનુષ્યોમાં સંમોહથી રહિત થઇ અને સર્વ પાપથી મુકાય છે એ વિષયમાં ॥ क्षीयन्तेचास्यकर्माणितस्मिन्दृष्टेपरावरे ॥ ज्ञानाग्निःसर्वकर्माणिभस्मसात्कुरुतेतथा ॥ ઇત્યાદિક અનેક શ્રુતિ તથા સ્મૃતો પ્રમાણરૂપ છે. ૩

આ બુદ્ધિને આદિ લઇ અયશ પર્યન્ત પ્રાણિયોમાં સઘળાં કાર્ય મારાથી ઉત્પન્ન થાય પણ બીજા કોઇથી ઉત્પન્ન થતાં નથિ. તે બુદ્ધિ આદિકનું સ્વરૂપ આવી રીતે જાણવું. અન્તઃકરણમાં સૂક્ષ્મ અર્થનો વિવેક કરવાનું જે સામર્થ્ય તેનું નામ બુદ્ધિ છે તથા અનાત્મ એવા સર્વ પદાર્થોનો જે અવબોધ તેનું નામ જ્ઞાન છે તથા જાણવા યોગ્ય અને કરવા યોગ્ય એવા પદાર્થોમાં વ્યાકુલતા રહિત થઇને વિવેકપૂર્વક જે પ્રવૃત્તિ કરવી તેનું નામ અસંમોહ છે તથા કઠોર વાણીથી અથવા દંડાદિકથી જો કોઇ હણે તોપણ તે હણનારનું અનિષ્ટ ચિન્તન ન કરવું તેનું નામ ક્ષમા છે તથા પ્રત્યક્ષાદિક પ્રમાણોવડે જે અર્થ જેવી રીતે નિશ્ચય કર્યો હોય તે અર્થને તેવી રીતે કહેવો તેનું નામ સત્ય છે તથા શ્રોત્રાદિક બાહ્ય ઇન્દ્રિયોની શબ્દાદિક બાહ્ય વિષયોથી જે નિવૃત્તિ તેનું નામ દમ કહેવાયછે તથા અન્તઃકરણની જે તે શબ્દાદિક વિષયોથી નિવૃત્તિ તેનું નામ શમ કહેવાય છે તથા અનુકૂલતાથી સર્વ પ્રાણિયોને જ્ઞાનનો વિષય જે આનન્દ તેનું નામ સુખ કહેવાય છે તથા કેવળ અધર્મરૂપી કારણવાળું અને પ્રતિકુલ રૂપવડે સર્વ પ્રાણિયોને જ્ઞાનનો વિષય એવો જે પરિતાપ તે દુઃખ કહેવાય છે તથા ભવ એટલે ઉત્પત્તિ અને ભાવ એટલે સત્તા તથા ત્રાસરહિત જે થવું તે અભય કહેવાય છે અને એવી રીતે અહિંસા, શમતા, સન્તોષ, તપ, દાન, યશ, અયશ, ઇત્યાદિક આ લોક પ્રસિદ્ધ એવાં જે નાના પ્રકારના સર્વ પ્રાણિયોનાં કાર્યો તે મારાથીજ ઉત્પન્ન થાય છે. ૫

પૂર્વ સૃષ્ટિના આદિકાળમાં ઉત્પન્ન થયેલા ભૃગુઆદિક સાત ઋષિયો છે. તે ઋષિયો વેદોના પાઠને તથા વેદોના અર્થને સારી રીતે જાણનારા છે તથા સર્વજ્ઞ છે તથા વેદવિદ્યાના સંપ્રદાયની પ્રવૃત્તિ કરનારા છે માટે તે ભૃગુઆદિક સપ્ત ઋષિયોને શાસ્ત્રોમાં મહર્ષિયો કહેલા છે. સૃષ્ટિના આદિકાળમાં ઉત્પન્ન થયેલા અને સાવર્ણી આદિક નામથી પ્રસિ

એવા ચાર મનુઓ, અથવા ॥ महर्षयःसप्त ॥ એ વચનવડે તો ભૃગુઆદિક સપ્ત મહર્ષિનું ગ્રહણ કરવું અને ॥ पूर्वेचत्वारः॥ એ વચનવડે તો ભૃગુઆદિક સપ્ત ઋષિયોથી પણ પૂર્વે ઉત્પન્ન થયેલા એવા ચાર સનકાદિક મહર્ષિયોનું ગ્રહણ કરવું અને ॥ मनवस्तथा ॥ એ વચનવડે સ્વાયંભુવઆદિક ચઉદ મનુઓનું ગ્રહણ કરવું. તે ભૃગુઆદિક સર્વે મારે વિષે ભાવનાવાળા છે તથા બ્રહ્માના સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયેલા છે. જે ભૃગુઆદિકની આ લોકમાં બ્રાહ્મણાદિક પ્રજાઓ છે. ૬

ભૃગુઆદિ સપ્ત મહર્ષિરૂપ, સનકાદિક મહર્ષિરૂપ તથા સ્વાયંભુવ આદિક ચઉદ મનુરૂપ જે મારી વિભૂતિ તથા બુદ્ધિને આદિ લઇ અયશ પર્યન્ત જે મારી વિભૂતિ તેને જે પુરૂષ જાણે છે તથા મારા યોગને જે જાણે છે તે પુરૂષ અચલ યોગ સાથે જોડાય છે એમાં કાંઇ સંશય નથિ. ૭

હું આ સર્વનો ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ છું તથા આ જગતનો ઉત્પત્તિસ્થિત્યાદિ વ્યવહાર પણ મારાથીજ પ્રવર્તે છે એવી રીતે મારા સ્વરૂપને વિવેકવડે જાણીને બુદ્ધિમન્ત પુરૂષો પરમાર્થતત્વના ગ્રહણરૂપ જે પ્રેમરૂપ ભાવ તેવડે યુકત થઇને મને ભજે છે અર્થાત્ નિરન્તર મારૂંજ ચિન્તન કરે છે. ૮

જે પુરૂષો ચિત્તવડે સર્વદા મારૂંજ ચિન્તન કરે છે તથા જેના પ્રાણ પણ મારેવિષે છે તે પુરૂષો પરસ્પર મારો બોધ કરતા છતા તથા નિરન્તર મને કથન કરતા છતા સન્તોષ પામે છે અને આનન્દ પામે છે. તે સન્તોષવડે વિદ્વાન્ પુરૂષો સર્વોત્તમ સુખનો અનુભવ કરે છે. સન્તોષવડે ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે ત્યાં પતંજલિ ભગવાનનું સૂત્ર છે ॥ सन्तोषादनुत्तमःसुखलाभः ॥ અધિકારી પુરૂષને સન્તોષથી સર્વોત્તમ સુખની પ્રાપ્તિ થાય છે. ૯

મારે વિષે નિરન્તર બુદ્ધિ રાખનારા તથા પ્રીતિસહિત મારૂં ભજન કરનારા ભક્તજનોને પ્રથમ કહેલો બુદ્ધિયોગ

હું ઉત્પન્ન કરૂં છું કે જે બુદ્ધિયોગવડે તે ભક્તજનો મને પામે છે. જેમ ગંગાયમુનાદિક નદિયો નામરૂપનો ત્યાગ કરી સમુદ્રમાં મળે છે તેમ મારા ભક્ત પણ મારી ભક્તિવડે ઉત્પન્ન થયેલા સાક્ષાત્કારથી મને પામે છે. ૧૦

પ્રથમ કહ્યા પ્રમાણે જે અધિકારી પુરૂષો મારૂં ભજન કરે છે તે ભક્તજનો ઉપર દયા કરવા માટે અર્થાત આ મારા ભક્તોનું કોઇ પણ પ્રકારે શ્રેય થાય એ પ્રકારના અનુગ્રહને માટે હું અંતર્યામી એ ભક્તોના આત્મભાવમાં રહીને તેઓના ચિદાભ્યાસયુક્ત અન્તઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનદીપક વડે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અન્ધકારનો નાશ કરૂં છું ૧૧

હે ભગવન્! તત્વવેત્તા પુરૂષોને પામવા યોગ્ય તથા સર્વ ઉપાધિઓથી રહિત એવું જે નિર્વિકાર બ્રહ્મ તે આપજ છો તથા આપ પરમધામરૂપ છો અર્થાત્ પરમ પ્રકાશ રૂપ છો તથા આપ પરમપવિત્ર છો અર્થાત લોકશાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા જેટલા તીર્થાદિક પદાર્થો છે તે સર્વથી આપ પરમ ઉત્તમ તથા પવિત્ર કરનારા છો. જો આપ આવી રીતે શંકા કરશો કે એવું મારૂં સ્વરૂપ તે કેવળ પોતાની બુદ્ધિવડે નિશ્ચય કર્યો છે કે કોઇ પ્રમાણોથી નિશ્ચય કર્યો છે તો ત્યાં હું કહું છું કે હે ભગવન્! જ્ઞાનનિષ્ઠાવાળા જે ભૃગુઆદિક ઋષિયો તથા દેવર્ષિ નારદ, અસિતઋષિ, દેવલઋષિ, વ્યાસમુનિ, એ સર્વે મારી પ્રત્યે તમારા સ્વરૂપનું કથન કરે છે તે એવી રીતે કે શ્રી કૃષ્ણ ભગવાન્ સાક્ષાત્ પરબ્રહ્મરૂપ છે તથા ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન કાળમાં એકરૂપ છે તથા દિવ્ય છે અર્થાત્ સર્વ પ્રપંચથી રહિત છે તથા આદિદેવ છે અર્થાત્ સર્વ જગત્ના કારણ અને સ્વપ્રકાશ છે તથા જન્મથી રહિત છે તથા સર્વવ્યાપક છે. હે ભગવન્! ભૃગુઆદિક ઋષિયોજ મને એવી રીતે આપના સ્વરૂપને કહેતા નથિ પણ આપણા વેદરૂપ વચનોને અનુસારેજ તે ઋષિયોનાં વચન પ્રમાણરૂપ થાય છે. આપ સાક્ષાત્ પણ એવી રીતેજ મને (भोक्तारंयज्ञतपसा

ઇત્યાદિક વાકયોથી પોતાના સ્વરૂપને કહો છો. ૧૨ ૧૩

મને જે આપે આપનું સ્વરૂપ કહેલું છે તે સર્વ વચનોને હું માનું છું પણ તેમાં મને કાંઇ પણ અપ્રમાણપણાથી શંકા થતી નથી એ મારા હૃદયની વાતને આપ સર્વજ્ઞ હોવાથી જાણો છો. હે ભગવન્! આપના સ્વભાવને સર્વજ્ઞ એવા ઇન્દ્રાદિક દેવ તથા દાનવ અને ભૃગુઆદિક મહર્ષિયો પણ જાણી શકતા નથી તો પછી આ કાળમાં અલ્પજ્ઞ એવા મનુષ્યો આપના તે પ્રભાવને જાણી ન શકે એમાં શું કહેવું. ૧૪

હે પુરૂષોમાં ઉત્તમ! હે સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર! હે સર્વ ભૂતોના નિયન્તા! હે જગત્‌ના પતિ! તમે કોઇના ઉપદેશ વિના પોતાના આત્માને પોતાની મેળે જાણો છો. પુરૂષોતમ એ સંબોધન ઉપરથી અર્જુને એવો અર્થ જણાવ્યો કે તમારી અપેક્ષાથી બીજા સર્વ પુરૂષો અપકૃત છે માટે બીજા પુરૂષોને જાણવાને જે અર્થ અશકય છે તે સર્વ અર્થ આપ પુરૂષોત્તમને જાણવા યોગ્ય છે. ૧૫

જે પોતાની વિભૂતિયોવડે આપ આ મનુષ્યલોકને આદિ લઇ બ્રહ્મલોક પર્યન્ત સર્વ લોકને વ્યાપ્ત કરી રહેલા છો તે આપની અસાધારણ વિભૂતિયો દિવ્યજ છે અર્થાત્ અમારા જેવા અસર્વજ્ઞ પુરૂષો તેને પોતાની મેળે જાણવાને અશકય છે અને એ વિભૂતિયો જાણવી તો અવશ્ય જોઇએ માટે આપજ તે વિભૂતિયો કહેવાને યોગ્ય છો. ૧૬

હે યોગિન્! અત્યન્ત સ્થૂલ બુદ્ધિવાળો હું સર્વકાળમાં તમારૂં ધ્યાન કરતો છતો દેવાદિકોથી પણ જાણવાને અશકય એવા તમોને કેવી રીતે જાણું અને હે ભગવન્! તમારી વિભૂતિરૂપ કઇ કઇ વસ્તુઓમાં મારે આપ ચિન્તન કરવા યોગ્ય છો અર્થાત્ કઇ કઇ વિભૂતિયોમાં હું આપનું ચિન્તન કરૂં તે મને કહો. ૧૭

હે જનાર્દન! સર્વજ્ઞપણું તથા સર્વશકિતસંપન્નપણું, ઇત્યાદિક ઐશ્વર્યતારૂપ જે યોગ તેને તથા અધિકારી મનુષ્યોને

ધ્યાનના આલમ્બનરૂપ જે વિભૂતિયો તેને આપ ફરીથી વિસ્તાર કરીને કહો. જો કે તે યોગને તથા વિભૂતિને આપ સપ્તમ અધ્યાયમાં તથા નવમ અધ્યાયમાં સંક્ષેપથી કહી આવ્યા છો તથાપિ હમણાં તે યોગને તથા વિભૂતિને વિસ્તારથી કહો. કારણ કે તમારાં વચનરૂપ અમૃતને સાંભળતો એવો જે હું તેને તૃપ્તિ નથિ. ૧૮

આ ઠેકાણે હન્ત એ શબ્દ इदानीं એ અર્થનો કહેનારો છે અર્થાત્ હમણાં એ વિભૂતિયો તને કહું છું અથવા એ શબ્દ અનુમતિ અર્થ કહેનારો છે અર્થાત્ મારી પાસે જે અર્થ જાણવાની તેં પ્રાર્થના કરી છે તે અર્થ અવશ્ય હું તને કહીશ તું વ્યાકુલ થઇશમાં એ પ્રકારનું ધૈર્ય આપીને શ્રીભગવાન્ કહે છે કે હે કુરૂકુલમાં શ્રેષ્ઠ પ્રસિદ્ધ અને દિવ્ય એવી મારી વિભૂતિયોના વિસ્તારનો પાર નથિ. ૧૯

હે અર્જુન! સર્વ પ્રાણિયોના હૃદય દેશમાં પરમાત્મા એવો હું રહ્યો છું એમ જાણી તારે મારૂં ધ્યાન કરવું અને એવી રીતે ધ્યાન કરવામાં જો તું અસમર્થ હો તો લોકમાં ચેતનરૂપવડે પ્રસિદ્ધ એવાં જેટલાં પ્રાણિયો છે તે સર્વની હું ઉત્પત્તિ, સ્થિતિ, તથા વિનાશ કરનાર છું અર્થાત્ સર્વ પ્રાણિયોની ઉત્પત્તિ સ્થિતિ નાશરૂપવડે તથા કારણરૂપવડે હું જ તેને ધ્યાન કરવા યોગ્ય છું. ૨૦

બાર આદિત્યોની મધ્યમાં વિષ્ણુ નામનો આદિત્ય હું તથા અગ્નિને આદિ લઇ જેટલા પ્રકાશ કરનારા છે તે સર્વ પ્રકાસકોની મધ્યે સૂર્ય જે છે તે હું છું તથા મરૂદ્ગણ નામે ઓગણપચાસ જે કોઇ દેવ વિશેષ છે તે મરૂતોની મધ્યે મરીચિ નામનો મરૂત્ હું છું તથા અશ્વિનીને આદિ લઇ આકાશમાં રહેલાં જેટલાં નક્ષત્રોનો અધિપતિ ચન્દ્રમા હું છું. ૨૧

ઋક, યજુષ, સામ અને અથર્વણ એ ચારે વેદમાં ગાયનની મધુરતાથી રમણીય એવો સામવેદ હું છું તથા અગ્નિ વાયુ આદિક સર્વ દેવોની મધ્યે તે સર્વ દેવોનો અધિપતિ

વો જે ઇન્દ્ર તે હું છું તથા ચક્ષુ, શ્રોત્ર, ત્વક્‌રસન, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, વાયુ, ઉપસ્થ, અને મન એ અગિયાર ઇન્દ્રિયોની મધ્યે સર્વ ઇન્દ્રિયોનું પ્રવર્ત્તક એવું જે મન તે હું છું તથા ભૂતોની મધ્યે ચૈતન્યને સ્પષ્ટ કરનારી જે બુદ્ધિની વૃત્તિરૂપ ચેતના તે હું છું. ૨૨

અગીયાર રૂદ્રોની મધ્યે મોક્ષરૂપ આનન્દની પ્રાપ્તિ કરનારા શાંકર નામનો રૂદ્ર હું છું તથા યક્ષ રાક્ષસોની મધ્યે સંપૂર્ણ ધનનો અધિપતિ કુબેર હું છું તથા આઠ વસુઓની મધ્યે અત્યન્ત શ્રેષ્ઠ એવો અગ્નિ હું છું તથા નાના પ્રકારના રત્નરૂપ શિખરવાળા પર્વતોની મધ્યે સુવર્ણમય અને અત્યન્ત રમણીય એવો જે સુમેરૂ પર્વત તે હું છું. ૨૩

હે પાર્થ! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ અને ત્રણ લોકનો પતિ એવો જે ઇન્દ્ર તેના પણ પુરોહિત એવા જે બૃહસ્પતિ તે સર્વ રાજાઓના પુરોહિતોથી શ્રેષ્ઠ છે માટે સર્વ પુરોહિતોની મધ્યે મને તું બૃહસ્પતિરૂપે જાણ. તથા સર્વ સેનાપતિયોની મધ્યે દેવોની સેનાના પતિ જે સ્કન્દ તે હું છું તથા સરોવરોને વિષે સાગર હું છું. ૨૪

બ્રહ્માના પુત્રરૂપ એવા મહર્ષિયોની મધ્યે અત્યન્ત તેજસ્વી એવા જે ભૃગુમુનિ તે હું છું તથા અર્થને કહેનાર એવાં પદરૂપ જેટલી વાણી છે તે સર્વ વાણિયોની મધ્યે બ્રહ્મનો વાચક જે ૐકાર તે હું છું તથા અશ્વમેધ અને જ્યોતિષ્ટોમાદિક સર્વ યજ્ઞોને વિષે અત્યન્ત શુદ્ધિ કરનારો જપયજ્ઞ હું છું તથા જેટલા સ્થાવર પદાર્થો છે તેઓની મધ્યે હિમાલય પર્વત હું છું. ૨૫

વનસ્પતિરૂપ સર્વ વૃક્ષોની મધ્યે પિપળાનું વૃક્ષ હું છું તથા દેવર્ષિયોમાં નારદ ઋષિ હું તથા ગાયન કરનારા ગન્ધર્વોની મધ્યે ચિત્રરથ નામનો ગન્ધર્વ હું છું. જે પુરૂષો પ્રયત્ન વિના જન્મમાત્રવડે ધર્મજ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્યાદિક ગુણોને પ્રાપ્ત થાય છે તથા પરમાર્થ વસ્તુનો નિશ્ચય કરે છે તેઓનું નામ સિદ્ધ કહેવાય છે એવા સિદ્ધ પુરૂષોને વિષે કપિલ મુનિ હું છું. ૨૬

સર્વ અશ્વોની મધ્યે અત્યન્ત શ્રેષ્ઠ એવો ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ હું છું એમ મને તું જાણ, જે ઉચ્ચૈઃશ્રવા અમૃતની પ્રાપ્તિ માટે સમુદ્રનું મથન કરતાં ઉત્પન્ન થયો હતો. સર્વ મ્હોટા હાથિયોમાં ઐરાવત નામનો હાથી તું મને જાણ કે જે ઐરાવત હાથી અમૃતની પ્રાપ્તિ માટે મંથન કરતાં સમુદ્રથી પ્રગટ થયો હતો. સર્વ પુરૂષોની મધ્યે સર્વ પ્રજાને ધર્મમાં પ્રવૃતિ કરનારો તથા અધર્મથી નિવૃત્તિ કરનારો જે રાજા તે તું મને જાણ. ૨૭

સર્વ આયુધોની મધ્યે દધિચિ ઋષિના હાડકાંથી ઉત્પન્ન થયેલું જે વજ્ર તે હું છું તથા દુધ આપનારી સર્વ ધેનુઓની મધ્યે મનવાંછિત કામ પ્રાપ્તિ કરનારી તથા સમુદ્રના મંથનથી પ્રગટ થયેલી જે કામધેનુ તથા મૈથુનની અભિલાષારૂપ સર્વ કામોની મધ્યે પુત્રની ઉત્પત્તિને માટે જે કામ છે તે હું છું તથા સર્વ સર્પોની મધ્યે વાસુકિ નામનો સર્પ હું છું. આ ઠેકાણે પ્રજનશ્ચ એ વચનમાં રહેલો ચકાર પુત્રની ઉત્પત્તિવિના વ્યર્થ મૈથુનના હેતુરૂપ કામની નિવૃત્તિનો બોધ કરે છે. ૨૮

સર્વ નાગોની મધ્યે સર્વ નાગના રાજારૂપ અને શેષ એવા નામવાળા જે અનન્ત નાગ તે હું છું તથા સર્વ જલચારી જીવોના રાજારૂપ વરૂણ હું છું તથા સર્વ પિતરોની મધ્યે સર્વ પિતરોના રાજા એવા અર્યમાનામના જે પિતર છે તે હું છું તથા ધર્માધર્મના સુખદુઃખરૂપ ફલની પ્રાપ્તિ કરીને અનુગ્રહ નિગ્રહરૂપ સંયમ કરનારા જેટલા સમર્થ પુરૂષો છે તે સર્વમાં શ્રેષ્ઠ એવો યમ હું છું. ૨૯

દિતિના વંશમાં ઉત્પન્ન થયેલા સર્વ દૈત્યોની મધ્યે પ્રહ્લાદ હું છું તથા જેટલા સંખ્યાની ગણના કરનારા છે તે સર્વની મધ્યે કાલ હું છું તથા મૃગને આદિ લઇ સઘળાં પશુઓની મધ્યે સર્વ પશુઓનો રાજા જે સિંહ તે હું છું સર્વ પક્ષિયોની મધ્યે પક્ષિયોનો રાજા જે ગરૂડ તે હું છું. ૩૦

પાવન કરનારા પદાર્થોમાં અથવા વેગવાળા પદાર્થે

પવન હું છું તથા યુદ્ધમાં કુશલ એવા જે શસ્ત્રધારી યોદ્ધાઓ છે તેઓમાં પરમ શૂરવીર એવા જે દશરથના પુત્ર શ્રીરામ તે હું છું તથા સર્વ મત્સ્યોને વિષે મકર નામનો મત્સ્ય હું છું તથા વેગથી ચલાયમાન જલવાળી યમુના અને ગોદાવરી આદિક સર્વ નદિયોમાં અત્યન્ત શ્રેષ્ઠ ગંગાનદી હું છું.૩૧

હે અર્જુન! અચેતન રૂપવડે પ્રસિદ્ધ એવાં જેટલાં ઉત્પત્તિવાળાં કાર્ય છે તે સર્વ કાર્યોની ઉત્પત્તિ, સ્થિતિ તથા ક્ષય હુંજ છું જો કે ॥ अहमादिश्चमध्यंचभूतानामन्तएवच॥ એ વાકયમાં પ્રથમ શ્રીભગવાને પોતાને સર્વ ભૂતોની ઉત્પત્તિ સ્થિતિ, અને લયરૂપ કથન કર્યું હતું તથાપિ તે તો ચેતનરૂપ વડે પ્રસિદ્ધ એવા ભૂતોનીજ ઉત્પત્તિ સ્થિતિ લયરૂપતા કહી હતી અને આ ઠેકાણે અચેતનરૂપવડે પ્રસિદ્ધ એવાં ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયરૂપતા કહેલી છે માટે અહિં પુનરૂકિત દોષની પ્રાપ્તિ નથિ. સર્વ વિદ્યાઓની મધ્યે અધ્યાત્મવિદ્યા હું છું તથા વિવાદકર્ત્તા પુરૂષોની મધ્યે વાદ નામની કથા હું છું. ૩૨

અક્ષરોની મધ્યે અકાર અક્ષર હું છું તથા સર્વ સમાસોની મધ્યે દ્વન્દ્વ સમાસ હું છું તથા ક્ષણ ઘટિકાદિક નાશવાન્ કાલનો અભિમાનીરૂપ તથા તે સર્વ કાલને જાણનારો અક્ષય કાલરૂપ પણ હું છું તથા કરેલાં કર્મના ફલની પ્રાપ્તિ કરનારા જે રાજાઆદિક પુરૂષો છે તે સર્વે ફલ આપનારાઓની મધ્યે સર્વ કર્મનું ફલ આપનાર અન્તર્યામી ઇશ્વર હું છું "જો કે ॥ कालःकलयतामहम् ॥ એ વાક્યવડે શ્રીભગવાને પ્રથમ પોતાને કાલરૂપપણું કહ્યું હતું તથાપિ તે નાશવાન્ કાલરૂપતા કહી હતી અને આ ઠેકાણે તો અક્ષય કાલરૂપતા કહેલી છે માટે પુનરૂકિત દોષ નથિ. ૩૩

સંહાર કરનારાઓની મધ્યે સર્વ જગતનો સંહાર કરનાર જે મૃત્યુ તે હું છું તથા થનારાં કલ્યાણનેવિષે ઐશ્વર્યના ઉત્કર્ષરૂપ જે ભવ તે હું છું તથા સર્વ નારિયોની મધ્યે ધર્મની પત્નિયો

રૂપ જે કીર્ત્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ, ક્ષમા, એ સાત સ્ત્રિયો હું છું. ચાર દિશાઓમાં રહેલા અનેક દેશોમાં રહેનારા લોકોના જ્ઞાનની વિષયતારૂપ જે પ્રખ્યાતિ તેનું નામ કીર્ત્તિ છે. ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનું નામ શ્રી છે. સર્વ અર્થને પ્રકાશ કરનારી સંસ્કૃત વાણીરૂપ જે સરસ્વતી તેનું નામ વાક્ છે. પ્રથમ અનુભવ કરેલા અર્થની જે ઘણા કાળપછી પણ સ્મરણની શક્તિ તેનું નામ સ્મૃતિ છે. અનેક ગ્રન્થોના અર્થ ધારણ કરનારી જે શક્તિ તેનું નામ મેધા છે. અનેક પ્રકારની પીડા થાય તોપણ શરીર ઇન્દ્રિયરૂપ સમૂહને સ્થિરતા કરનારી જે શક્તિ તેનું નામ ધૃતિ છે. હર્ષ અને વિષાદ એ બેઉમાં જે ચિત્તની અવિકારતા તેનું નામ ક્ષમા છે. ૩૪

त्वामिद्धिहवामहे એ ઋચામાં રહેલા ગીતિ વિશેષરૂપ જે બૃહત્સામ તે હું છું. નિયમપૂર્વક અક્ષર તથા પાદ જેમાં હોય તેને છન્દ કહેવાય છે તે છન્દ ભાવેકરીને વિશિષ્ટ એવી જે વેદની ઋચાઓ તેને વિષે ગાયત્રી મન્ત્ર હું છું તથા બાર માસોની મધ્યે અત્યન્ત શીત તથા અત્યન્ત તાપથી રહિત એવો માર્ગશીર્ષ માસ હું છું તથા છ ઋતુઓની મધ્યે સર્વ સુગન્ધીવાળા પુષ્પોની ખાણ હોવાથી અત્યન્ત રમણીય એવો જે વસન્ત તે હું છું. ૩૫

અન્યને છેતરવારૂપ જે છળ કરનારા ધૂર્ત્ત પુરૂષો તેઓની મધ્યે સર્વસ્વ હરણ કરનારૂં જે જુગટારૂપી છલ તે હું છું. તથા અત્યન્ત ઉગ્ર પ્રભાવવાળા તેજસ્વી પુરૂષોની ન હણાયેલી આજ્ઞારૂપ જે તેજ તે હું છું તથા જય કરનારા પુરૂષોનો જે જય તે હું છું તથા વ્યવસાયવાળા પુરૂષોને જે નિયમથી ફળની પ્રાપ્તિ કરનારો વ્યવસાય તે હું છું તથા સત્વવાળા પુરૂષોનું સત્વ હું છું. ૩૬

સર્વ યાદવોની મધ્યે વસુદેવના પુત્રરૂપે પ્રસિદ્ધ અને તારીપ્રત્યે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારો આ કૃષ્ણ હું છું તથા સર્વ પાંડવોની મધ્યે ધનંજય નામનો જે તું તે હું છું ત

મનનશીલ મુનિયોની મધ્યે શ્રીવ્યાસમુનિ હું છું તથા સૂક્ષ્મ અર્થનો વિવેક કરનારા કવિયોની મધ્યે શુક્રકવિ હું છું. ૩૭

દુષ્ટ પુરૂષોને નઠારા માર્ગમાંથી પાછા વાળીને સારા માર્ગમાં પ્રવર્ત્તાવનારા રાજાદિક પુરૂષો જે તે દુષ્ટોને દંડ આપે છે તે દંડ હું છું તથા જીતવાની ઇચ્છાવાળા પુરૂષોને જયના ઉપાયની પ્રકાશ કરનાર જે નીતિ તે હું છું તથા ગુહ્ય અર્થને છાના રાખવાનું કારણ અને વાક્ ઇન્દ્રિયને વશ રાખવારૂપી જે મૌન તે હું છું. "એનું તાત્પર્ય એવું છે કે જે પુરૂષ વાક્ ઇન્દ્રિયનો નિગ્રહ કરીને મૌન રહે છે તે પુરૂષના અન્દરના અભિપ્રાયને કોઇપણ જાણી શકતું નથિ" અને જ્ઞાનવાળા પુરૂષનું જ્ઞાન હું છું. ૩૮

હે અર્જુન! જેમ વૃક્ષોને ઉગવાનું કારણ બીજ હોય છે તેમ આ સર્વ ભૂતોને પ્રગટ થવાનું કારણ માયોપહિત ચેતન છે, તે કારણ પણ હું છું. મારા વિના વિદ્યમાન હોય એવી તો કોઇ ચરાચર વસ્તુ નથિ. ૩૯

હે અર્જુન! મારી દિવ્ય વિભૂતિયોનો કોઇ પાર નથિ, અર્થાત્ એ વિભૂતિયો આટલી છે એમ તેની સંખ્યા કરવાને કોઇ સમર્થ નથિ. તેમ સર્વજ્ઞ પુરૂષો પણ મારી વિભૂતિયોની સંખ્યા જાણવાને અથવા કહેવાને સમર્થ નથિ અને આ જે મેં તને મારી વિભૂતિયોનો વિસ્તાર કહ્યો છે તે પણ કોઇએક દેશને લઇને કહ્યો છે. ૪૦

આ લોકમાં જે જે પ્રાણી ઐશ્વર્યરૂપ વિભૂતિથી યુકત છે તથા જે જે પ્રાણી લક્ષ્મીથી અથવા સંપત્તિથી અથવા શોભાથી અથવા કાન્તિથી યુકત છે તથા જે જે પ્રાણી અત્યન્ત બલાદિકથી યુક્ત છે તે તે પ્રાણીનેજ તું પરમેશ્વરની શક્તિના અંશથી ઉત્પન્ન થયેલાં જાણ.

આ પ્રકારનું શ્રીભગવાનનું વચન પ્રથમ ન કહેલી વિભૂતિયોના પણ સંગ્રહ કરવા માટે છે. ૪૧

હે અર્જુન! મન્દ અધિકારિયોને ધ્યાનમાટે આ મેં મારી

વિભૂતિ કહેલી છે પણ આ પ્રમાણે ઝાઝી વિભૂતિયો કહે-
વાથી તને ઉત્તમ અધિકારીને શું ફલ થવાનું છે? અર્થાત્
કંઇ ફલ થવાનું નથિ કારણ કે પ્રથમ કહેલી યતકિંચત્ વિ-
ભૂતિનું જ્ઞાન થવાથી પણ સર્વ વિભૂતિયોનું જ્ઞાન થતું નથિ
માટે તારે ઉત્તમ અધિકારીને તો આ પ્રકારે અમારૂં ધ્યાન
કરવું જોઇએ કે, હું આ સર્વ જગતને પોતાના એક દેશમા-
ત્રવડે ધારણ કરીને અથવા વ્યાપ્ત કરીને રહ્યો છું પણ મારા-
થી બીજી કોઇ વસ્તુ નથિ. ૪૨

# अध्याय ११ मो.

મારા અનુગ્રહ માટે આપે જે અધ્યાત્મનામવાળું વચન કહ્યું છે તેથી આ મારો મોહ નાશ પામ્યો. તે વચન પરમ છે અર્થાત્ મોક્ષરૂપ પુરૂષાર્થમાં સમાપ્તિવાળું છે અથવા તત્કાળ મોહની નિવૃત્તિ કરે છે માટે ઉત્કૃષ્ટ છે. વળી તે વચન ગુહ્ય છે અર્થાત્ શાસ્ત્રથી નિષિધ કરેલાં કર્મમાં પ્રવર્ત્તેલા તથા શ્રદ્ધારહિત તથા વિષયોમાં આસકત એવા અનધિકારી પુરૂષોને દેવાને અયોગ્ય છે. ૧

કમલના પત્રની પેઠે દીર્ઘ, વિશાલ, કાંઇક રકતતાયુક્ત અને અત્યન્ત મનોહર નેત્રવાળા હે ભગવન્! તમારી આ સર્વ ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય મેં વિસ્તારથી સાંભળ્યો અને આપનું માહાત્મ્ય પણ ઘણી વાર સાંભળ્યું. તે માહાત્મ્ય આવી રીતે કે, આ લોકમાં જે કર્ત્તા હોય છે તે વિકારીજ હોય છે અને પરમેશ્વર તો જગત્‌ની ઉત્પત્તિ આદિકના કર્ત્તા છતાં પણ અવિકારી છે. જે પુરૂષ બીજાઓને પ્રેરણા કરીને શુભાશુભ કર્મ કરાવે છે તે પુરૂષ વિષમતા દોષવાળો થાય છે અને પરમેશ્વર તો જીવોને પ્રેરણા કરી શુભાશુભ કર્મ કરાવે છે તો પણ વિષમતારૂપ દોષથી રહિત છે. એવી રીતે બીજું પણ સોપાધિક મહાત્મ્ય ઘણી વાર સાંભળ્યું છે, એટલુંજ નહિ પણ આપનું નિરૂપાધિક અવ્યયરૂપ માહાત્મ્ય પણ સાંભળ્યું છે. ૨

હે પરમેશ્વર! જેવી રીતે આપ આપનું સ્વરૂપ કહોછો તે આપનું કહેવું યથાર્થ છે, કોઇ કાળમાં પણ આપનું કહેવું અયથાર્થ નથિ, અર્થાત્ આપના વચનમાં કોઇ ઠેકાણે મને અવિશ્વાસ નથિ. હે પુરૂષોત્તમ! મને આપનાં વચનોમાં દૃઢ વિશ્વાસ છે તો પણ કૃતાર્થ થવા માટે હું આપનું ઐશ્વરરૂપ દેખવાની ઇચ્છા કરૂં છું. ૩

હે પ્રભો! તે આપનું ઐશ્વરરૂપ મારે દેખવાને યોગ્ય એમ જો આપ માનતા હો તો હે યોગિયોના ઇશ્વર!

અને આપ નાશથી રહિત અને તે ઐશ્વરરૂપસહિત આત્માને દેખાડો. યોગી પુરૂષો પણ પોતાની ઇચ્છાથી અશક્ય કામ કરી શકે છે તો પછી આપ યોગિયોના ઇશ્વરને આપનું સ્વરૂપ દેખાડવાની ઇચ્છા હોય તો અવશ્ય આપનું સ્વરૂપ હું દેખું એમાં આશ્ચર્ય નથિ. ૪

હે પાર્થ! નીલ પીતાદિક વિલક્ષણ વર્ણ વાળાં અને વિલક્ષણ અવયવોની રચનાવાળાં, અનેક પ્રકારનાં, અત્યન્ત અદ્ભૂત તથા અપાર સંખ્યાવાળાં મારાં રૂપ છે તે રૂપ દેખવાને તું યોગ્ય થા. "આ શ્લોકથી આરંભીને આગલા ચાર શ્લોકમાં (पश्य) એ શબ્દની આવૃત્તિ કરીને શ્રી ભગવાન્ તે પોતાનું દિવ્યરૂપ હું તને દેખાડું છું તું સાવધાન થા, એ પ્રકારે અર્જુનને અભિમુખ કરે છે અને (शतशः अथसहस्रशः) એ સંખ્યાવાચક બે પદ કરીને શ્રી ભગવાને તે રૂપોમાં અપરિમિતરૂપત્વ કથન કર્યું. ૫

હે અર્જુન! તું બાર આદિત્યોને, આઠ વસુઓને, એકાદશ રૂદ્રોને, બે અશ્વિનિ કુમારોને તથા ઓગણપચાસ વાયુઓને દેખ અને એ થકી અલ્પ દેવોને પણ દેખ. હે અર્જુન! જે રૂપ તેં તથા અન્ય પ્રાણિયે આ મનુષ્ય લોકમાં કોઇ વખતે દેખ્યું નથિ એવાં ઘણાં અદ્ભુતરૂપને તું હમણા દેખ. ૬

હે નિદ્રાને જીતનારા અર્જુન! આ મારા દેહમાં કોઇ એક નખના અગ્ર માત્રરૂપ અવયવમાં રહેલા આ સ્થાવર જંગમસહિત સમગ્ર જગતને તું હમણાં દેખ. જે સર્વ જગત તે તે સ્થાનમાં ભ્રમણ કરીને સો વર્ષપર્યંત પણ દેખવાને અશક્ય છે બીજું પણ જય પરાજયાદિક જે કાંઇ દેખવાની ઇચ્છા હોય તે તારા સંશયની નિવૃત્તિ કરવા માટે આ મારા દેહમાં દેખ. ૭

આ તારી પ્રાકૃત ચક્ષુવડે તું દિવ્યરૂપ એવો જે હું તેને દેખવામાં કોઇ વખતે પણ સમર્થ થઇશ નહિ માટે દિવ્યરૂપ દેખવામાં સમર્થ એવી ચક્ષુ હું તને આપું છું. તે દિવ્ય ચક્ષુવડે તું મારા યોગને અર્થાત્ ન બનેલા અર્થને બનાવવાને સમર્થતારૂપ યોગને દેખ. તે યોગ મારો અસાધારણ ધર્મ

બીજા કોઇમાં તે યોગ રહેતો નથિ. ૮

હે ધૃતરાષ્ટ્ર! તે મહાયોગેશ્વર હરિ અર્થાત્ સર્વથી ઉત્કૃષ્ટ તથા સર્વ યોગી જનોના ઇશ્વર તથા પોતાના ભક્તજનોના સર્વ કલેશ હરણ કરનારા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનપ્રત્યે એ પ્રમાણે વચન કહીને તે દિવ્ય ચક્ષુ આપ્યા પછી પોતાનું ઐશ્વરરૂપ દેખાડયું. ૯

હે રાજન્! અનેક છે મુખ તથા નેત્ર જેને વિષે તથા વિસ્મયની પ્રાપ્તિ કરનારી અનેક વસ્તુઓનું છે દર્શન જેને વિષે તથા અનેક દિવ્ય ભૂષણ છે જેનેવિષે તથા ઉગામેલાં છે ચક્ર ગદા આદિક અનેક દિવ્ય આયુધ છે જેનેવિષે એવા સ્વરૂપને તે શ્રીભગવાને અર્જુનને દેખાડયું. ૧૦

હે રાજન્! દિવ્યમાળા તથા દિવ્ય વસ્ત્ર ધારણ કરનારૂં, દિવ્ય ગન્ધવાળી વસ્તુઓના લેપનવાળું, સર્વ આશ્ચર્યમય, પ્રકાશરૂપ, અપરિચ્છિન્ન તથા સર્વ તરફ છે મુખ જેમાં એવું રૂપ શ્રીભગવાને અર્જુનને દેખાડયું. 'પૂર્વ શ્લોકમાં રહેલા ॥ दर्शयामास ॥ એ પદની સાથે આ બેઉ શ્લોકનો અન્વય કરવો અથવા ॥ अर्जुनोददर्श ॥ એ પદનો અધ્યાહાર કરીને એ બેઉ શ્લોકનો અન્વય કરવો અર્થાત્ એવા સ્વરૂપને અર્જુને દેખ્યું. ૧૧

હે રાજન્! આકાશવિષે એકજ વખત ઉદય થયેલા અપાર સૂર્યોના સમૂહોની એકજ કાળમાં જો કદાચિત્ પ્રભા પ્રગટ થયેલી હોય તો તે પ્રભા તે વિશ્વરૂપની પ્રભાને તુલ્ય થાય અથવા ન પણ તુલ્ય થાય માટે હું તો એમ માનું છું કે તે સૂર્યોની પ્રભાથી પણ વિશ્વરૂપની પ્રભા અતિ ઉત્કૃષ્ટ છે. આ ઠેકાણે આ અભૂત ઉપમા સંજયે કહી એ ઉપરથી એવો અર્થ સૂચવ્યો કે સર્વ પ્રકારે વિશ્વરૂપની પ્રભાની ઉપમા સંભવતી નથી. ૧૨

હે રાજન્! જે વખતે શ્રીભગવાને અર્જુનપ્રત્યે આશ્ચર્યમય વિશ્વરૂપ દેખાડ્યું તે વખતે તે અર્જુને ઇન્દ્રાદિક સર્વ દેવને પૂજ્ય એવા શ્રીભગવાનના તે વિશ્વરૂપ શરીરમાં કેટ-

લોક અવયવોને વિષે, દેવ પિતર અને મનુષ્ય ઇત્યાદિક અનેક પ્રકારેથી ભિન્ન ભિન્ન સર્વ જગત દેખ્યું. ૧૩

તે વિશ્વરૂપનું દર્શન થયા પછી અર્જુન વિસ્મય પામ્યો અર્થાત્ તે અદ્‌ભુત રૂપનું દર્શન થયા પછી ચિત્તમાં કોઇ અલૌકિક ચમત્કારયુક્ત થયો અને તેથી તેના શરીરનાં સઘળાં રૂંવાડાં ઉભાં થયાં. પછી તે અર્જુને તે વિશ્વરૂપ ધારણ કરનારા ભગવાન્‌ને પૃથ્વી ઉપર પોતાનાં મસ્તકનો સ્પર્શ કરી અત્યન્ત શ્રદ્ધાભકિતપૂર્વક નમસ્કાર કરી તથા પોતાના બે હાથ જોડી આ પ્રમાણે કહ્યું. ૧૪

હે વિશ્વરૂપ ધારણ કરનાર દેવ! આ તમારા વિશ્વરૂપ દેહમાં હું વસુ, રૂદ્ર અને આદિત્ય, ઇત્યાદિક સર્વ દેવોને દિવ્ય ચક્ષુવડે જોઉં છું. સ્થાવર જંગમરૂપ ભૂતોના સમૂહને તથા કમલરૂપ આસનમાં રહેલા સર્વના નિયન્તા બ્રહ્માને તથા સર્વ ઋષિયોને તથા દિવ્ય સર્પોને દેખું છું. ૧૫

હે વિશ્વના ઇશ્વર! હે વિશ્વરૂપ! અનેક બાહુ, ઉદર, મુખ અને નેત્ર જેમાં છે એવા તમારા વિશ્વરૂપને હું દિવ્ય ચક્ષુ વડે દેખું છું. તથા સર્વઠેકાણે અનન્ત રૂપવાળા તમને દેખું છું. તમારા અવસાનને દેખાતો નથિ, મધ્યને દેખતો નથિ તથા આદિને પણ દેખતો નથિ કારણ કે જે પદાર્થ દેશકાળથી પરિચ્છિન્ન હોય તે પદાર્થના આદિ, મધ્ય, અને અન્ત હોય છે અને આપતો સર્વ દેશોમાં અને સર્વ કાળમાં વિદ્યમાન છો, માટે આપનાં આદિ મધ્ય અને અન્ત સંભવતા નથિ. ૧૬

કિરીટ ધારણ કરનારા, ગદા ધારણ કરનારા, ચક્ર ધારણ કરનારા, તેજના સમૂહરૂપ, સર્વ તરફથી પ્રકાશમાન, દેખવાને અશકય, પ્રકાશમાં અગ્નિ સૂર્યની પ્રભા જેવી પ્રભાવાળા તથા અપ્રમેય એવા તમને હું સર્વ તરફથી દેખું છું. ૧૭

આપજ પરમ અક્ષર છો તથા આપજ જાણવા યોગ્ય છો તથા આપજ આ જગતના પરમ આશ્રય છો તથા આપજ અવ્યય છો તથા આપ અનાદિ ધર્મના પાલક

અને આપજ સનાતન પરમાત્મા પુરૂષ છો; એ વાત મારે સંમત છે. ૧૮

ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશથી રહિત, અનન્ત પ્રભાવવાળા, અનન્ત બાહુવાળા, ચન્દ્ર અને સૂર્યરૂપી નેત્રવાળા, પ્રજ્વલિત અગ્નિ છે મુખોવિષે જેના એવા તથા પોતાના તેજવડે આ સર્વ વિશ્વને તપાયમાન કરનારા આપને આ દિવ્ય ચક્ષુ વડે હું જોઉં છું. ૧૯

હે મહાત્મન! આપે એકેજ સ્વર્ગ, પૃથ્વીના મધ્યમાં આ અન્તરિક્ષ વ્યાપ્ત કર્યું છે તથા સર્વ દિશાઓ વ્યાપ્ત કરી છે અને આ તમારા રૂપને દેખી ત્રણ લોક અત્યન્ત ભયયુક્ત થયાં છે કારણ કે આ તમારૂં વિશ્વરૂપ અદ્ભુત છે અર્થાત મહા તેજસ્વી હોવાથી અત્યન્ત દુઃખથી જાણી શકાય એવું છે. ૨૦

આ દેવોના સમૂહ પ્રત્યેજ પ્રવેશ કરે છે તથા કોઇ પુરૂષો ભય પામી બે હાથ જોડી સ્તુતિ કરે છે તથા મહર્ષિ અને સિદ્ધોના સમૂહ 'આ જગતનું કલ્યાણ થાઓ' એમ કહી પરિપૂર્ણ અર્થના બોધ કરનારાં વચનો વડે આપની સ્તુતિ કરે છે. ૨૧

રૂદ્ર નામના દેવોનો સમૂહ, આદિત્ય નામના દેવોનો સમૂહ, વસુ નામના દેવોનો સમૂહ, સાધ્ય નામના દેવોનો સમૂહ, વિશ્વ નામના દેવોનો સમૂહ, બે અશ્વિનિ કુમાર, મરૂત નામના દેવોનો સમૂહ, ઉષ્મપા નામના પિતરોનો સમૂહ, ગન્ધર્વોનો સમૂહ, અસુરોનો સમૂહ તથા સિદ્ધોનો સમૂહ, એ સર્વે આપને વિશ્વરૂપવાળા દેખે છે અને તે અદ્ભુત દેખ્યા પછી તે સર્વે વિસ્મય પામે છે. ૨૨

હે મહાબાહુવાળા! તમારા આ અદ્ભુત વિશ્વરૂપને દેખી સર્વ પ્રાણી ભયવડે અત્યન્ત પીડા પામેલા છે તથા હું પણ અત્યન્ત પીડા પામ્યો છું. તે વિશ્વરૂપ અત્યન્ત મ્હોટા પરિમાણવાળું છે, ઘણાં મુખ અને નેત્રવાળું છે, ઘણા હાથ ઉર અને પગવાળું છે ઘણા ઉદરવાળું છે, તથા ઘણી દાઢથી અત્યન્ત ભયાનક છે. એવા આપના રૂ-

પને દેખી હું સહિત સર્વ પ્રાણી ભયથી પીડા પામ્યાં છે. ૨૩

હે વિષ્ણો! સંપૂર્ણ આકાશમાં વ્યાપક, અત્યન્ત પ્રજ્વલિત, અનેક વર્ણવાળા, વિસ્તારેલા મુખવાળા, પ્રજ્વલિત વિશાલ નેત્રવાળા તમને દેખીનેજ વ્યથાને પ્રાપ્ત થયેલું છે મન જેનું એવો હું ધૈર્યને તથા શમને પામતો નથિ. ૨૪

દંષ્ટ્રાઓવડે અત્યન્ત વિકરાલ હોવાથી ભયની પ્રાપ્તિ કરનારૂં તથા પ્રલયકાળના અગ્નિની તુલ્ય એવું જે આપનું મુખ, તેમાં હું પ્રાપ્ત થયો નથિ તો પણ કેવળ આપના મુખને દેખીનેજ ભયને આધીન થઇ હું પૂર્વ અપર ઇત્યાદિક ભેદવડે દિશાઓને જાણતો નથિ. એટલા માટેજ તમારૂં દર્શન થયું તો પણ હું સુખ પામતો નથિ માટે હે દેવેશ! હે જગન્નિવાસ! મારી ઉપર પ્રસન્ન થાઓ. ૨૫

ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિક સર્વ પુત્ર, શલ્ય રાજાને લઇ આદિ સર્વ રાજાઓ સહિત અત્યન્ત શીઘ્રતાથી તમારે વિષે પ્રવેશ કરે છે. ભીષ્મપીતામહ, દ્રોણાચાર્ય અને આ સુતપુત્ર કર્ણ, એ ત્રણે પણ અમારા સમ્બન્ધીરૂપ ધૃષ્ટદ્યુમ્નાદિક સહિત તમારે વિષે પ્રવેશ કરે છે. આપનાં મુખ દંષ્ટ્રાઓથી વિકરાલ છે તેથીજ સર્વને તે ભયાનક લાગે છે. એવાં આપનાં મુખોમાં આ દુર્યોધનાદિક સર્વ અત્યન્ત શીઘ્રતાથી પ્રવેશ કરે છે. તે પ્રવેશ કરનારાઓમાં પણ કોઇક યોદ્ધાઓ ચૂર્ણ થયેલાં મસ્તકો યુક્ત થઇ આપના દાંતના મધ્યસન્ધિયોમાં ચોટેલા છે એમ મને દેખાય છે. ૨૬-૨૭

જેમ નદિયોના ઘણા પાણીના પ્રવાહ, સમુદ્રની સન્મુખ થઇ સમુદ્રમાં જાય છે તેમ આ મનુષ્યલોકના વીર પુરૂષો તમારી ચારે તરફ પ્રકાશવાળાં મુખોપ્રત્યે પ્રવેશ કરે છે. ॥अभितोज्वलन्ति॥ એ ઠેકાણે ॥अभिविज्वलन्ति॥ એવો પણ પાઠ છે, તેનો પણ પ્રથમ કહેલો અર્થ જાણવો. ૨૮

જેમ પતંગિયા અત્યન્ત વેગવાળા થઇ પોતાના મરણ માટે પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરે છે તેમ આ દુર્યોધનાદિક સર્વ રાજાઓ અત્યન્ત વેગવાળા થઇ પોતાના મરણમાટે ત-

રાં મુખોમાં પ્રવેશ કરે છે. ૨૯

હે વિષ્ણો! અર્થાત્ હે સર્વ વ્યાપક વિશ્વરૂપ ભગવન્ એવી રીતે અત્યન્ત વેગથી તમારા મુખમાં પ્રવેશ કરનારા દુર્યોધનાદિક રાજાઓનો ગ્રાસ કરતા છતા તમે પોતાના પ્રજ્વલિત મુખોવડે સર્વ તરફથી આસ્વાદન કરો છો અને આ સમગ્ર જગતને પોતાની કાન્તિયો ચારે તરફથી પૂર્ણ કરે છે માટે તે તમારી ઉગ્ર કાન્તિયો સન્તાપ ઉત્પન્ન કરે છે. ૩૦

એવી રીતના ઉગ્ર રૂપવાળા આપ કોણ છો? અર્થાત્ પ્રલયકાળના રૂદ્ર છો? અથવા પ્રલયકાળના અગ્નિ છો? અથવા મહાન્ મૃત્યુ છો? અથવા કાલાનીક છો? અથવા પરમ પુરૂષ છો? અથવા એ સર્વથી કોઇ અન્ય છો? જે હમણાં આપનું સ્વરૂપ છે તે મને કૃપા કરીને કહો. હે દેવતાઓમાં શ્રેષ્ઠ! તમને નમસ્કાર હો અને આપ પ્રસન્ન થાઓ. હું સર્વના કારણરૂપ આપને જાણવા ઇચ્છું છું કારણ કે તમારી પ્રવૃત્તિને હું જાણતોજ નથિ. ૩૧

લોકોનો સંહાર કરનાર, અત્યન્ત વૃદ્ધિ પામેલો હું કાલરૂપ પરમેશ્વર છું તથા આ સમયે દુર્યોધનાદિકોને ભક્ષણ કરવા માટે પ્રવર્ત્તેલો છું માટે પ્રતિપક્ષિયોની સેનામાં જે યોદ્ધાઓ રહેલા છે તે સર્વ યોદ્ધાઓ તારા યુદ્ધરૂપી વ્યાપારવિના પણ વિદ્યમાન રહેશે નહિ. ૩૨

તે કારણમાટે તું યુદ્ધ કરવા સારૂ ઉદ્યમવાળો થા અને યશ પામ તથા શત્રુને જીતીને નિષ્કંટક રાજ્ય ભોગવ. હે અર્જુન! આ તારા શત્રુઓને તારા યુદ્ધથી પ્રથમજ મેંજ હણીને છોડેલા છે તું કેવળ નિમિત્ત માત્ર થા. ૩૩

દ્રોણાચાર્ય તથા ભીષ્મ પિતામહ તથા જયદ્રથ તથા કર્ણ એનાથી ભિન્ન બીજા પણ જેટલા મહાન્ યોદ્ધાઓ છે તેઓને કાળરૂપ એવો જે હું તેણે તારા યુદ્ધથી પ્રથમજ હણીને રાખેલા છે. તેઓને હમણા તું હણી નાખ વ્યથા પામ માં અને યુદ્ધ કર. સંગ્રામમાં શત્રુઓને તું અવશ્ય જીતીશ. ૩૪.

શ્રીભગવાનનું એ પૂર્વોક્ત વચન સાંભળી, બે હાથ જો-

ડી, કમ્પાયમાન થઇ તથા અત્યન્ત ભયયુકત થઇને તે અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર કરીને તથા અત્યન્ત નમ્ર થઇને તથા ગદગદ કંઠે થઇ ફરીને પણ કહેવા લાગ્યો. ૩૫

હે સર્વ ઇન્દ્રિયોના પ્રવર્તક! તમારી પ્રકીર્ત્તિવડે આ સર્વ જગત હર્ષ પામે છે તથા અનુરાગ પામે છે. રાક્ષસો ભય પામી સર્વ દિશાઓમાં ભાગી જાય છે તથા કપિલાદિ સર્વ સિદ્ધોના સમૂહો તમને શ્રદ્ધા ભકિતપૂર્વક નમસ્કાર કરે છે એ વાત યુકતજ છે કારણકે તમે અત્યન્ત અદ્દભુત પ્રભાવવાળા છો. કોઇક ટીકામાં આવો અર્થ છે કે પૃથ્વીમાં ભારરૂપ દુષ્ટ મનુષ્યોને સંહાર કરવા માટે હું કાળરૂપ પરમેશ્વર પ્રવર્તેલો છું, એ આપે પ્રથમ કહ્યું હતું તે આપની પ્રકૃષ્ટવચનરૂપ પ્રકીર્ત્તિને સાંભળી આ શ્રેષ્ઠ મનુષ્યરૂપ જગત પરમ સન્તોષ પામે છે તે પણ યુકત છે તથા તે શ્રેષ્ઠ પુરૂષો તમારામાં અનુરાગ કરે છે તે પણ યુકત છે તથા તમારૂં તે પ્રકૃષ્ટ વચન સાંભળી પૂર્વાદિક દિશાઓમાં ભય પામી રાક્ષસો ભાગી જાય છે તે પણ યુકતજ છે તથા તે તમારૂં પ્રકૃષ્ટ વચન સાંભળી સર્વ લોકના સુખની ઇચ્છા કરનારા સિદ્ધ પુરૂષો તમને નમસ્કાર કરે છે તે પણ યુકતજ છે. ૩૬

હે મહાત્મન્! હે અનન્ત! હે દેવેશ! હે જગન્નિવાસ! અર્થાત હે સર્વ જગતના આશ્રયરૂપ તમને તે સર્વ સિદ્ધોના સમૂહ તથા સર્વ દેવ શા માટે નમસ્કાર નહિ કરે? કિન્તુ તે સર્વાએ આપને નમસ્કાર કરવો એ યોગ્યજ છે. સર્વ જગતના ગુરૂરૂપ જે બ્રહ્મા તે બ્રહ્માના પણ તમે ઉત્પન્ન કરનાર છો. સતરૂપ, અસતરૂપ તથા તે બેઉથી પર જે અક્ષર તે પણ તમેજ છો. ૩૭

હે અનન્તરૂપ! આ સર્વ જગતની ઉત્પત્તિના કારણ હોવાથી તમે આદિ દેવ છો અથવા સર્વ શરીરરૂપ પુરિયોમાં શયન કર્ત્તા હોવાથી પુરૂષરૂપ છો. તથા આપ પુરાણ છો તથા આપ આ વિશ્વનું પરમ નિધાન છો તથા સર્વને જાણનાર છો તથા સર્વ દશ્યરૂપ છો તથા પરમ ધામરૂપ છો;

તમોએ આ સર્વ જગત્ વ્યાપ્ત કર્યું છે. ૩૮

વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચન્દ્રમા, પ્રજાપતિ, તથા પ્રપિતામહ, ઇત્યાદિક સર્વ દેવરૂપ તમે છો માટે તમને હજારો વખત નમસ્કાર હો તથા તમને ફરીને વારંવારનમસ્કાર હો. આ ઠેકાણે વારંવાર નમસ્કારોની આવૃત્તિ કરીને અર્જુને ભક્તિશ્રદ્ધાપૂર્વક ભગવત્ને નમસ્કારો કરવામાં અલંબુદ્ધિનો અભાવ સૂચન કર્યો. ૩૯

હે સર્વ ! અર્થાત હે સર્વાત્મારૂપ ભગવન ! અગ્ર ભાગમાં મારો તમને નમસ્કાર હો તથા પૃષ્ઠમાં પણ નમસ્કાર હો તથા તમને સર્વ દિશાઓમાં નમસ્કાર હો. તમે અનન્ત વીર્ય અને અપાર પરાક્રમવાળા છો તથા તમે આ સર્વ જગત્ને વ્યાપ્ત કરો છો તે માટે તમે સર્વરૂપ કહેવાઓ છો. ૪૦

આ કૃષ્ણ ભગવાન્ અમારા સખા છે અર્થાત સમાન વયવાળા છે અથવા અમારા મામા પુત્ર છે એ પ્રકારે તમને માનીને મેં પોતાના ચિત્તના વિક્ષેપરૂપ પ્રમાદથીઅથવા સ્નેહથી આપ પ્રત્યે જે અભિભાવ વચન કહેલું છે તે સર્વ આપ મારો અપરાધ ક્ષમા કરો. હે ભગવન્ ! તમારા આ વિશ્વરૂપને તથા ઐશ્વર્યરૂપ મહિમાને હું પ્રથમ જાણતો નહોતો તે માટે મેં હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! એ પ્રકારે અભિભવપૂર્વક કહ્યું હોય તે આપ ક્ષમા કરો. ૪૧

હે અચ્યુત ! તથા પરિહાસને માટે વિહાર સય્યા આસન અને ભોજનમાં એકલા ઉભા રહી અથવા કદાચિત્ તે સખાઓની સનમુખ ઉભા રહી તમને મેં જે અસત્કાર કર્યો હોય તે સર્વ અપરાધ હું અપ્રમેય અર્થાત્ અચિન્ત્ય પ્રભાવવાળા તમને ક્ષમાપન કરાવું છું. ૪૨

હે ઉપમારહિત પ્રભાવવાળા ! આ ચરાચરરૂપ સર્વ લોકના તમે પિતારૂપ છો તથા પૂજ્ય છો તથા ગુરૂરૂપ છો તથા અતિ મહોટા છો. ત્રણ લોકમાં તમારી સમાન પણ કોઈ બીજો નથિ તો પછી તમારાથી અધિક ક્યાંથી હોય? ત્યાં ॥ નતત્સમશ્ચાભ્યધિકશ્ચદૃશ્યતે॥ તે પરમેશ્વરની સમાન

પણ કોઇ દેખવામાં આવતું નથિ તથા તે પરમેશ્વરથી અધિક પણ કોઇ દેખવામાં આવતું નથિ. ૪૩

તે માટે તમને નમસ્કાર કરીને તથા પોતાના દેહને ભૂમિઉપર દંડની પેઠે ધારણ કરીને હું સર્વને સ્તુતિ કરવા યોગ્ય એવા તમને ઇશ્વરને પ્રસન્ન થાઓ એવી પ્રાર્થના કરૂંછું તે માટે હે દેવ! પુત્રના અપરાધને પિતા જેમ ક્ષમા કરે છે તથા મિત્રના અપરાધને મિત્ર જેમ ક્ષમા કરે છે તથા પતિવ્રતા પ્રિયાના અપરાધને જેમ પતિ ક્ષમા કરે છે તેમ મારા અપરાધને પણ આપ ક્ષમા કરવા યોગ્ય છો. ૪૪

મેં પૂર્વે કોઇ વખતે પણ ન દેખેલું જે આ વિશ્વરૂપ તેને દેખી હું હર્ષ પામ્યો છું તથા વિકરાલરૂપ જોવાથી ઉત્પન્ન થયેલા ભયવડે મહારૂં મન વ્યાકુલ થયું છે માટે મને પ્રાણથી પણ પ્રિય એવું પોતાનું સ્વરૂપ દેખાડો હે દેવ! હે દેવેશ! હે જગન્નિવાસ! અર્થાત્ હે સર્વ જગત્ના આધારરૂપ! મારી ઉપર તે પૂર્વના દર્શનરૂપ પ્રસાદ કરો. ૪૫.

કિરીટ ધારણ કરનારા, ગદા ધારણ કરનારા, અને ચક્ર ધારણ કરનારા એવા તમને આ વિશ્વરૂપથી પ્રથમ જેવી રીતે હું દેખતો હતો તે આપના સુન્દર સ્વરૂપને હું દેખવાની ઇચ્છા કરૂં છું માટે હે હજારો હાથવાળા! તથા હે વિશ્વમૂર્ત્તે! અર્થાત્ હે સર્વ વિશ્વરૂપ મૂર્ત્તિને ધારણ કરનારા! હવે એ પૂર્વના ચતુર્ભુજ રૂપવડેજ પ્રગટ થાઓ. ૪૬

હે અર્જુન! તું આ મારૂં વિશ્વરૂપ દેખીને ભય પામીશમાં, તને ભયની પ્રાપ્તિ કરવા માટે આ વિશ્વરૂપ દેખાડયું નથિ પરન્તુ પ્રસન્ન થઇને મારૂં વિશ્વરૂપાત્મક શ્રેષ્ઠરૂપ મારા સામર્થ્યથી મેં દેખાડયું છે તે કેવળ તારી ઉપર કૃપા કરીને દેખાડયું છે તે રૂપ તેજોમય, સર્વ વિશ્વરૂપ, અનન્ત અને અનાદિ છે તથા જે મારૂં રૂપ તારાવિના બીજા કોઇએ પણ પૂર્વે દેખ્યું નથિ. ૪૭.

હે કુરૂવંશમાં અતિ શૂરવીર! આ મનુષ્યલોકમાં એ કારે વિશ્વરૂપવાળા મને તારાથી બીજો પુરૂષ વેદા ત

જ્ઞોના અધ્યયનવડે દેખવાને સમર્થ નથિ તથા દાનોવડે દેખવાને સમર્થ નથિ તથા કર્મોવડે દેખવાને સમર્થ નથિ તથા ઉગ્ર તપવડે પણ દેખવાને સમર્થ નથિ. ૪૮

અનેક બાહુ અને મુખાદિકથી યુક્ત હોવાથી અત્યન્ત ભયાનક એવું જે આ મારૂં વિશ્વરૂપ તેને દેખનાર એવા તને વ્યથા ન પ્રાપ્ત થાઓ અર્થાત્ ભયરૂપ નિમિત્તથી ઉત્પન્ન થયેલી પીડા ન થાઓ તથા આ મારા વિશ્વરૂપનું દર્શન થયા પછી પણ જે તને વિમૂઢભાવ પ્રાપ્ત થયો છે તે પણ ન પ્રાપ્ત થાઓ કિન્તુ ભયરહિત થઇને તથા પ્રસન્ન મનવાળો થઇને તું તે મારૂં ચતુર્ભુજ રૂપજ દેખ. ૪૯

હે ધૃતરાષ્ટ્ર! તે વાસુદેવ ભગવાને અર્જુનપ્રત્યે એ પ્રકારનું વચન કહીને વિશ્વરૂપ ધારણ કરવાથી પૂર્વે જેવી રીતના રૂપવાળા હતા તે પ્રકારનું પોતે પોતાનું રૂપ ફરીને દેખાડયું અર્થાત્ મસ્તકઉપર કિરીટ ધારણ કરનારૂં તથા કાનમાં મકરાકાર કુંડળ ધારણ કરનારૂં તથા ચાર ભુજામાં શંખ ચક્ર ગદા પદ્મ ધારણ કરનારૂં તથા શ્રીવત્સ કૌસ્તુભ વનમાળા પીતામ્બર ઇત્યાદિકવડે શોભાયમાન એવું પોતાનું પૂર્વરૂપ અર્જુનને દેખાડયું તથા તે પરમ કારણિક ભગવાને પરમ અનુગ્રહરૂપ શરીરવાળા થઇને અર્જુનને આશ્વાસના કરી. ૫૦

હે જનાર્દન! આ સૌમ્ય માનુષરૂપ દેખીને હું વિશ્વરૂપ જોવાથી થયેલા ભયથી વ્યામોહના અભાવેકરીને ચિત્તની વ્યાકુલતાથી રહિત થયોછું તથા હમણાં પ્રકૃતિને પામ્યો છું અર્થાત્ તે ભયથી ઉત્પન્ન થયેલી વ્યથારહિત થઇ સ્વસ્થભાવ પામ્યો છું. ૫૧

મારૂં જે વિશ્વરૂપ હમણાં તેં દેખ્યું તે રૂપ બીજાને દેખવું ઘણું અશક્ય છે કારણકે ઇન્દ્રાદિક દેવો પણ નિરન્તર આ મારા વિશ્વરૂપના દર્શનની ઇચ્છાજ કર્યા કરે છે પરન્તુ જેમ તેં મારૂં વિશ્વરૂપ દેખ્યું તેમ તે દેવોએ પૂર્વે પણ એ વિશ્વરૂપ દેખ્યું નથિ અને આગળ પણ દેખશે નહિ. ૫૨

વિશ્વરૂપ એવો જે હું તેને તેં હમણાં જેવી રીતે દેખ્યો

એવી રીતે બીજો કોઇ પુરૂષ ચાર વેદના અધ્યયનવડે દેખવાને સમર્થ નથિ, તપવડે દેખવાને સમર્થ નથિ, દાનવડે દેખવાને સમર્થ નથિ, તથા અગ્નિહોત્રાદિક કર્મવડે દેખવાને સમર્થ નથિ. (नवेदयज्ञाध्ययनैः) એ શ્લોકમાં જે અર્થ કહ્યો હતો તેજ અર્થ (नाहंवेदैर्नतपसा) એ શ્લોકમાં ફરીને કહ્યો છે તે વિશ્વરૂપના દર્શનની અત્યન્ત દુર્લભતા જણાવવા માટે કહ્યો છે માટે પુનરૂક્તિ દોષની પ્રાપ્તિ નથિ. ૫૩

હે પરન્તપ! અર્થાત્ હે અજ્ઞાનરૂપ શત્રુઓને નાશ પમાડનારા! એ પ્રકારે દિવ્ય વિશ્વરૂપ ધારણ કરનારો હું એક અનન્ય ભક્તિવડેજ જાણવાને શક્ય છું. હે અર્જુન! વાસ્તવરૂપે કરીને સાક્ષાત્કાર કરવાને યોગ્ય છું તથા તે સાક્ષાત્કારની પ્રાપ્તિ થયા પછી પોતાના વાસ્તવરૂપથી પામવાને યોગ્ય છું. ૫૪

હે પાંડુપુત્ર અર્જુન! જે અધિકારી પુરૂષ મારી પ્રસન્નતા માટે અગ્નિહોત્રાદિક શ્રોત સ્માર્ત્ત કર્મ કરે છે તથા હુંજ પામવા યોગ્ય છું એમ જે મનેજ મુખ્ય રાખે છે તથા જે મારો ભક્ત છે તથા જે સંગરહિત છે તથા જે સર્વ પ્રાણિયોમાં વૈરરહિત છે અર્થાત્ જે પ્રાણી પોતાના ઉપર અપકાર કરે તેના ઉપર પણ જે દ્વેષરહિત છે તે પુરૂષ મને પામે છે. ૫૫



# अध्याय १२ मो.

જે અધિકારી પુરૂષો સતતયુક્ત છે અર્થાત્ નિરન્તર ભગવત્અર્પણ કર્માદિકમાં સાવધાનીથી પ્રવર્તેલા છે તથા જે અધિકારી પુરૂષો ભક્ત છે અર્થાત્ સાકાર વસ્તુનેજ શરણે થયેલા છે. એવી રીતે જે પુરૂષો આપને શ્રદ્ધા ભક્તિપૂર્વક નિરન્તર ચિન્તન કરે છે તથા જે પુરૂષો સર્વ સંસારથી વિરક્ત થૈઇ તથા સર્વ કર્મોનો ત્યાગ કરી અક્ષરરૂપ અને અવ્યક્તરૂપ એવા તમારૂં નિરન્તર ચિન્તન કરે છે તે અધિકારિયોમાં અતિશય યોગ્ જાણનારા કોણ છે? ૧

જે પુરૂષો મારે વિષે પોતાનું મન એકાગ્ર કરીને તથા મારૂં ચિન્તન કરવામાં ઉદ્યમવાળા થઇને તથા સાત્વિક શ્રદ્ધાયુક્ત થઇને સર્વ યોગેશ્વરોને પણ ઇશ્વરરૂપ તથા સર્વજ્ઞ તથા સમગ્ર તથા કલ્યાણ ગુણોના સ્થાનરૂપ એવો જે હું તેને નિરન્તર ચિન્તન કરે છે તે પુરૂષો મનયુક્ત તમરૂપવડે અભિમત છે અર્થાત્ તે પુરૂષો સર્વ કાળમાં મારે વિષે આસક્ત ચિત્તવાળા હોવાથી સર્વ વિષયોથી વિમુખ થઇ મારૂં ચિન્તન કરતાં કરતાં સંપૂર્ણ દિનરાત્રિયો વ્યતીત કરે છે. ૨

વળી જે પુરૂષો ઇન્દ્રિયોના સમૂહને રૂંધીને સર્વ ઠેકાણે સમબુદ્ધિવાળા થઇ તથા સર્વ પ્રાણિયોના હિતમાં તત્પર થઇ અનિર્દેશ્ય અર્થાત્ કોઇ શબ્દવડે કહેવાને અશક્ય તથા અવ્યક્ત, સર્વ ઠેકાણે વ્યાપક, અચિન્ત્ય, વિકારરહિત, અચલ અને પરિણામી ભાવથી રહિત એવું જે અક્ષર તેને નિરન્તર ચિન્તન કરે છે તે અધિકારી પુરૂષો મનેજ પામે છે. ત્યાં શ્રુતિ. ॥ब्रह्मैवसन्ब्रह्माप्येति॥ ॥ब्रह्मविद्ब्रह्मैवभवति॥ અધિકારી પુરૂષ બ્રહ્મરૂપ થઇ બ્રહ્મનેજ પામે છે અને હું બ્રહ્મરૂપ છું એમ જાણનાર પુરૂષ બ્રહ્મરૂપજ થાય છે. ૩-૪

નિર્ગુણ બ્રહ્મમાં આસક્ત છે ચિત્ત જેઓનું એવા તે પુરૂષોને અતિ અધિક ક્લેશ થાય છે કારણ કે દેહાભિમાની

પુરૂષોએ તે નિર્ગુણ બ્રહ્મ ઘણા દુઃખથી પામી શકાય છે. "મુમુક્ષુ પુરૂષો તત્વજ્ઞાનવડે જેને પ્રાપ્ત થાય એવું જે ગન્તવ્ય ફલરૂપ નિર્ગુણ બ્રહ્મ તેનું નામ ગતિ છે. ત્યાં શ્રુતિ. ॥ साकाष्ठासापरागतिः ॥ તે નિર્ગુણ બ્રહ્મજ સર્વનો અવધિરૂપ છે તથા પરમગતિરૂપ છે. ૫

જે અધિકારી પુરૂષો મારે વિષે નિત્ય, નૈમિત્તિક, સ્વાભાવિક સર્વ કર્મોનું અર્પણ કરીને મારે વિષેજ તત્પર થાયછે તથા અનન્ય યોગવડે મારૂં ચિન્તન કરે છે તથા મારી ઉપાસના કરે છે, તે મારે વિષે ચિત્ત રાખનારા પુરૂષોને હું મૃત્યુ સંસારસાગરથી ઉદ્ધાર કરૂં છું અર્થાત્ ઉપાસક પુરૂષોને હું જ્ઞાનરૂપ આશ્રયની પ્રાપ્તિ કરીને પ્રયાસવિના તથા થોડા કાળમાં સર્વ પ્રપંચના બાધના અવધિભૂત શુદ્ધ બ્રહ્મરૂપી ઉર્ધ્વ સ્થાનમાં ધારણા કરનારો થાઊં છું. ૬-૭

તારા સંકલ્પ વિકલ્પરૂપ મનને મારે વિષેજ સ્થિત કર અર્થાત્ મનની સર્વ વૃત્તિયોને મારે વિષયક કર, મારાથી ભિન્ન એવા બીજા શબ્દાદિક વિષયોમાં રાખીશ માં તથા નિશ્ચયરૂપ બુદ્ધિને પણ મારે વિષેજ સ્થિત કર. એવી રીતે જો તું નિરન્તર ચિન્તન કરીશ તો આ દેહપાતથી અનન્તર મારે વિષેજ રહીશ, એ વિષયમાં કાંઇ પણ તારે સંશય કરવો નહિ. ૮

હે ધનંજય ! જો તું મારે વિષે ચિત્તને જેવી રીતે સ્થિર થાય તેવી રીતે સ્થાપન કરવામાં અશક્ત હો તો તું અભ્યાસયોગવડે મને પામવા માટે ઇચ્છા કર અર્થાત્ પ્રયત્ન કર. "આ શ્લોકના આદિમાં જે અથ શબ્દ છે તે પ્રથમ કહેલા પક્ષની અપેક્ષાથી બીજા પક્ષના આરંભનો બોધક છે. ૯

પૂર્વશ્લોકમાં કહેલો અભ્યાસ કરવામાં પણ જો તું અસમર્થ હો તો તું મારા કર્મમાં તત્પર થા. એ પ્રકારે મારી પ્રસન્નતા સારૂ શ્રવણ કીર્ત્તનાદિક ભગવત્સંબંધી કર્મોને કરતો છતો અન્તઃકરણની શુદ્ધિદ્વારા તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિદ્વા-

નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ સિદ્ધિને પામીશ. ૧૦

જો તું શ્રવણ કીર્ત્તનાદિક ભાગવત ધર્મોને પણ સંપાદન કરવામાં અશકત હો તો મારા યોગનો આશ્રય કરીને અર્થાત્ મારી શરણતાનો આશ્રય કરીને યતાત્મવાન્ થા અને પછી પ્રથમ કહેલાં શ્રૌત સ્માર્ત્ત કર્મોના ફલનો ત્યાગ કર અર્થાત્ તે કર્મના ફલની ઇચ્છાનો પરિત્યાગ કર. "યતાત્મવાન્" એ શબ્દનો અર્થ આવો રીતે છે કે શબ્દાદિક સર્વ વિષયોથી નિવૃત્ત કરી છે શ્રોત્રાદિક સર્વ ઇન્દ્રિયો જેણે તેનું નામ યત છે અને વિવેકીનું નામ આત્મવાન્ છે. યત હોય અને એજ આત્મવાન્ હોય તેનું નામ યતાત્મવાન્ છે અર્થાત્ શ્રોત્રાદિક સર્વ ઇન્દ્રિયોના નિરોધવાળા વિવેકી પુરૂષનું નામ યતાત્મવાન્ છે. ૧૧

અભ્યાસથી જ્ઞાન અવશ્ય શ્રેષ્ટ છે અને જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ટ છે અને ધ્યાનથી કર્મના ફલનો ત્યાગ શ્રેષ્ટ છે અને ત્યાર પછી મોક્ષરૂપ શાન્તિ થાય છે. તે શાન્તિ કાલાન્તરની અપેક્ષા કરતી નથિ. ત્યાં શ્રુતિ.॥यदासर्वेप्रमुच्यन्तेकामायेऽस्यहृदिस्थियताः॥ अथमर्त्योऽमृतोभवत्यत्रब्रह्मसमश्नुते॥ આ જીવના હૃદયમાં રહેલા સર્વ કામ જે વખતે નિવૃત્ત થાય છે તે વખતેજ તે અમૃતરૂપ થાય છે અને આ દેહમાંજ બ્રહ્મભાવ પામે છે. ૧૨

જે પુરૂષ સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનારો, મત્રીવાળો, તથા કરૂણાવાળો, મમતારહિત, અંહકારરહિત, દુઃખ અને સુખને સમાન માનનારો, ક્ષમાવાળો, નિરન્તર સન્તોષ પામેલો, ચિત્તને નિયમમાં રાખનારો, ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો, દૃઢ નિશ્ચયવાળો અર્થાત્ કુતાર્કિક પુરૂષોથી પરાભવ કરવાને અશકય હોવાથી સ્થિર નિશ્ચયવાળો, મારે વિષે અર્પણ કરેલાં છે મન બુદ્ધિ જેણે એવો જે મારો ભક્ત તે મને પ્રિય છે. ૧૪

સર્વ પ્રાણિયોને અભયની પ્રાપ્તિ કરનાર જે પુરૂષથી કોઇ

પણ પ્રાણી સન્તાપ પામતો નથિ અર્થાત્ જે તત્ત્વવેત્તા પુરૂષ કોઇ પણ પ્રાણિને શરીર, મન અને વાણીવડે પીડાની પ્રાપ્તિ કરતો નથિ તથા અપરાધવિના સન્તાપની પ્રાપ્તિ કરનારા દુષ્ટ પ્રાણીરૂપ લોકથી જે પુરૂષ સન્તાપ પામતો નથિ તથા જે પુરૂષ હર્ષ, અમર્ષ, ભય અને ઉદ્વેગથી મુકાયેલો છે તે પુરૂષ મને પ્રિય છે. ૧૫

જે પુરૂષ અનપેક્ષ છે અર્થાત્ પ્રયત્નવિના પ્રાપ્ત થયેલાં ભોગનાં સાધનોમાં જે સ્પૃહારહિત છે તથા જે પુરૂષ બહાર અને અન્તર બેઉ પ્રકારની પવિત્રતાથી યુક્ત છે તથા જે પુરૂષ દક્ષ છે અર્થાત્ અવશ્ય કરવા યોગ્ય અને અવશ્ય જાણવા યોગ્ય અર્થ પ્રાપ્ત થાય તો, તે તે અર્થને જાણવામાં તથા કરવામાં સમર્થ છે તથા જે ઉદાસીન છે અર્થાત્ જે કોઇ મિત્રાદિકનો પણ પક્ષ કરતો નથી તથા જે પુરૂષ ગતવ્યથ છે અર્થાત્ કોઇ દુષ્ટ પુરૂષે તાડન કર્યા છતાં પણ પીડારહિત છે તથા જે પુરૂષ આ લોકના ફલની પ્રાપ્તિ કરનારા તથા પરલોકના ફલની પ્રાપ્તિ કરનારા સર્વ આરંભનો પરિત્યાગ કરે છે તે મને પ્રિય છે. ૧૬

જે પુરૂષ પ્રિય વસ્તુને પામી હર્ષ પામતો નથિ તથા અપ્રિય વસ્તુને પામી દ્વેષ પામતો નથિ તથા પ્રાપ્ત થયેલી પ્રિય વસ્તુનો વિયોગ થવાથી શોક કરતો નથિ તથા ઇષ્ટ વસ્તુના સંયોગની અને અનિષ્ટ વસ્તુના વિયોગની જે ઇચ્છા કરતો નથિ તથા શુભ અશુભ કર્મનો જે પરિત્યાગ કરે છે તે ભક્તિમાન્ પુરૂષ મને પ્રિય છે. ૧૭

જે પ્રાણી કોઇનો અપકાર કરે છે તેનું નામ શત્રુ કહેવાય છે અને જે પ્રાણી કોઇનો ઉપકાર કરે છે તેનું નામ મિત્ર કહેવાય છે. એવા અપકાર કરનારા શત્રુમાં તથા ઉપકાર કરનારા મિત્રમાં જે પુરૂષ સમાન છે અર્થાત્ પોતાનાં પાપ પુણ્યરૂપ પ્રારબ્ધ કર્મથી આ દેહનો કોઇ પ્રાણી શત્રુ થાય અથવા મિત્ર થાય એ પ્રકારનો મનમાં વિચાર કરી જે પુ-

શત્રુ મિત્રમાં સમદૃષ્ટિવાળો થાય છે તથા માન અપમાનમાં સમાન થાય છે તથા શીત ઉષ્ણ, સુખદુઃખ એ સર્વમાં સમાન થાય છે તથા સંગરહિત થાય છે. ૧૮

કોઇનો દોષ કથન કરવો તેનું નામ નિન્દા છે અને કોઇનો ગુણ કથન કરવો તેનું નામ સ્તુતિ છે. એવી નિન્દા તથા સ્તુતિ એ બેઉ જેને તુલ્ય છે અર્થાત જેમ અજ્ઞાની પુરૂષ પોતાની સ્તુતિ સાંભળીને સુખી થાય છે તથા નિન્દા સાંભળીને દુઃખી થાય છે તેમ જે પોતાની સ્તુતિનિન્દાથી સુખ દુઃખ પામતો નથિ તથા જે મૌનવાળો છે તથા જે પુરૂષ પ્રયત્નવિના જે કાંઇ અન્નવસ્ત્રાદિક મળે તેથી સંતુષ્ટ થયેલો છે તથા જે નિયમ પૂર્વક એક સ્થાનમાં નિવાસથી રહિત છે તથા જે સ્થિરબુદ્ધિવાળોછે,તે ભકિતમાન્ પુરૂષ મને પ્રિયછે. ૧૯

"દ્વેષ ન કરવો" ઇત્યાદિક ધર્મજ મુકિતનું સાધન છે એ પ્રકારની વિશ્વાસરૂપ શ્રદ્ધાથી યુક્ત થઇને તથા મારે પરાયણ થઇને જે પુરૂષો આ પ્રથમ કહેલા ધર્મરૂપી અમૃતનું સમ્પાદન કરે છે અર્થાત્ મોક્ષરૂપ અમૃતનું સાધન હોવાથી અમૃતરૂપ અથવા અમૃતની પેઠે આસ્વાદન કરવા યોગ્ય હોવાથી અમૃતરૂપ એવા જે 'अद्वेष्टा सर्वभूतानां' ઇત્યાદિક વચનોથી કહેલા ધર્મ તે ધર્મરૂપ અમૃતને જે મુમુક્ષુ પુરૂષો પ્રયત્નથી સંપાદન કરે છે તે પુરૂષો મને અત્યન્ત પ્રિય છે. ૨૦

# अध्याय १३ मो.

હે કૌન્તેય! શ્રોત્રાદિક દશ ઇન્દ્રિયોસહિત તથા ચાર અંતઃકરણસહિત તથા પંચપ્રાણસહિત જે આ સુખ દુઃખને ભોગવવાના આયતનરૂપ શરીર છે તે શરીર ક્ષેત્ર એવા નામથી કહેવાય છે એવા આ શરીરરૂપ ક્ષેત્રને જે જાણે છે અર્થાત્ શરીરરૂપ ક્ષેત્રમાં જે "અહંમમ" એવું અભિમાન કરે છે તેને ક્ષેત્રજ્ઞ એવા નામેકરીને ક્ષેત્ર ક્ષેત્રજ્ઞને જાણનારા પુરૂષો કહેછે "ક્ષેત્ર શબ્દનો અર્થ આવી રીતે છે. અવિદ્યાવડે જે પોતાનો ક્ષય કરેછે અને વિદ્યાવડે જે આત્માનું રક્ષણ કરે છે તેનું નામ ક્ષેત્ર છે અથવા શમદમાદિક સાધન યુક્ત પુરૂષને જન્મમરણાદિક અનર્થરૂપ ક્ષયથી જે રક્ષણ કરે છે તેનું નામ ક્ષેત્ર છે અથવા સર્વ કાલમાં દીવા શિખાની પેઠે પોતે ક્ષય પામે છે માટે તેનું નામ ક્ષેત્ર છે અથવા સુખદુઃખાદિરૂપ ફલની ઉત્પત્તિમાં લોકપ્રસિદ્ધ ભૂમિરૂપ ક્ષેત્રની પેઠે આચરણ કરે છે માટે તેનું નામ ક્ષેત્ર છે. ૧

હે ભારત! અર્થાત્ હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા અર્જુન! અથવા આત્માકાર વૃત્તિનું નામ "ભા" છે તે આત્માકાર અખંડવૃત્તિમાં જે નિરન્તર રમણ કરે છે અથવા તે અખંડવૃત્તિમાં જે નિરન્તર પ્રીતિવાળો છે તેનું નામ ભારત છે. અર્થાત્ હે આત્મજ્ઞાનમાં પ્રીતિવાળા અર્જુન! સર્વ ક્ષેત્રમાં રહેલો ક્ષેત્રજ્ઞ હું છું એમ મને તું જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બેઉનું જે જ્ઞાન છે તે જ્ઞાન મને અભિમત છે. ૨

(इदंशरीरंकौन्तेय) એ પ્રથમ કહેલા વચનવડે દેહ ઇન્દ્રિય અન્તઃકરણ ઇત્યાદિક જડવર્ગરૂપ ક્ષેત્ર કહ્યું છે તે ક્ષેત્ર પોતાના સ્વરૂપવડે જે જડ આદિક સ્વભાવવાળું છે તથા તે ક્ષેત્ર જે ઇચ્છા દ્વેષાદિક ધર્મવાળું છે તથા તે ક્ષેત્ર જે ઇન્દ્રિયાદિક વિકારોથી યુક્ત છે તથા જે ક્ષેત્રરૂપ કારણથી જે કાર્ય ઉત્પન્ન થાય છે તથા જે સ્થાવર જંગમાદિક ભેદવડે ભિન્ન ભિન્ન છે તે ક્ષેત્રનું સ્વરૂપ તને હું સંક્ષેપથી કહું છું તે

સાંભળ. "હવે ક્ષેત્રજ્ઞના સ્વરૂપનો વિચાર કરે છે" (एतद्योवेत्ति) એ વચનવડે પ્રથમ કહેલો જે ક્ષેત્રજ્ઞ તે પણ પોતાના સ્વરૂપથી જે સ્વપ્રકાશ ચૈતન્ય આનન્દ સ્વભાવવાળો છે તથા જે પ્રભાવવાળો છે તે ક્ષેત્રજ્ઞના યથાર્થ સ્વરૂપને તું મારા વચનથી સંક્ષેપવડે શ્રવણ કર. ૩

આ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ વસિષ્ઠાદિક ઋષિયોએ પણ યોગશાસ્ત્રમાં ધારણાધ્યાનના વિષયોવડે ઘણા પ્રકારે નિરૂપણ કર્યું છે તથા નાનાપ્રકારના છન્દોએ પણ એ રૂપને જુદું નિરૂપણ કર્યું છે અર્થાત્ નિત્ય નૈમિત્તિક કામ્ય કર્માદિક વિષયવાળા જે ઋગાદિક વેદોના મંત્રો તથા બ્રાહ્મણો છે તેઓએ પણ ભિન્ન ભિન્ન કરીને તે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. યુક્તિવાળાં અને નિશ્ચિત અર્થવાળાં બ્રહ્મસૂત્રનાં પદોએ પણ તે રૂપ બહુ પ્રકારે કહ્યું છે. ૪

પંચમહાભૂત, અહંકાર, બુદ્ધિ તથા અવ્યક્ત કે જે સર્વેનું કારણરૂપ છે પણ કોઇનું કાર્ય નથિ, ઇન્દ્રિયો તથા મન તથા પંચઇન્દ્રિયોના વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના, ધૃતિ, એ સર્વ વિકારસહિત સંક્ષેપવડે ક્ષેત્રરૂપ કહ્યું. "અવ્યાક્ત શબ્દવડે અનિર્વચનીય એવા અવ્યાકૃતનું ગ્રહણ કરવું. જે અવ્યાકૃતને ॥ मममायादुरत्यया ॥ એ વચનવડે શ્રીભગવાને પરમેશ્વરની શક્તિરૂપ કહેલું છે. ૫ ૬

જે ગુણ પોતાનામાં વિદ્યમાન હોય અને જે ગુણ પોતાનામાં વિદ્યમાન નહિ હોય, એવા વિદ્યમાન ગુણોવડે તથા અવિદ્યમાન ગુણોવડે જે પોતાની સ્તુતિ તેનું નામ માનીપણું છે, તે માનીપણાથી જે રહિત થવું તેનું નામ અમાનિત્વ છે. ૧. લાભ, પૂજા અને ખ્યાતિને માટે લોકોની આગળ જે ધર્મનું પ્રગટ કરવું તેનું નામ દંભીપણું છે, તે દંભીપણાથી જે રહિત થવું તેનું નામ અદંભિત્વ છે. ૨. શરીર, મન અને વાણીવડે જે પ્રાણિયોને પીડા કરવી તેનું નામ હિંસા છે અને હિંસાથી જે રહિત થવું તેનું નામ અહિંસા છે. ૩. ચિ-

ત્તના ક્રોધાદિક વિકારોના કારણરૂપ જે દુષ્ટ પુરૂષોએ કરેલો અપરાધ, તે અપરાધ પ્રાપ્ત થાય તોપણ જે નિર્વિકાર ચિત્તથી અપરાધનું સહન કરવું તેનું નામ ક્ષાન્તિ છે. ૪. જેવું પોતાના હૃદયમાં હોય તેવો બહાર વ્યવહાર કરવો એ પ્રકારનું જે અકુટિલપણું તેનું નામ આર્જવ છે. ૫. બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર જે આચાર્ય તેનું શ્રદ્ધા ભક્તિપૂર્વક પૂજન, નમસ્કારાદિકવડે જે સેવન કરવું તેનું નામ આચાર્યોપાસન છે. ૬. શુદ્ધિનું નામ શૌચ છે. ૭. મોક્ષના સાધનમાં પ્રવર્ત્તેલા પુરૂષને અનેકપ્રકારનાં વિઘ્ન પ્રાપ્ત થાય તોપણ તે ઉદ્યમનો ત્યાગ ન કરીને જે વારંવાર અધિક પ્રયત્ન કરવો તેનું નામ સ્થૈર્ય છે. ૮. દેહ ઇન્દ્રિયોના સંઘાતરૂપ આત્માને મોક્ષથી પ્રતિકૂલસ્થાનમાં સ્વભાવથી પ્રાપ્ત થએલી પ્રવૃત્તિનો નિરોધ કરીને મોક્ષના સાધનમાં જે વ્યવસ્થાપન, તેનું નામ આત્મવિનિગ્રહ છે. ૯. આ અમાનિત્વાદિક સર્વ જ્ઞાનનું સાધન હોવાથી જ્ઞાનરૂપ કહ્યાં છે. એવી રીતે આ શ્લોકનો તથા હવે કહેવાશે તે શ્લોકનો (एतज्ज्ञानमितिप्रोक्तं) એ વચનની સાથે અન્વય કરવો. ૭

શ્રોત્રાદિક ઇન્દ્રિયોના શબ્દાદિક વિષયોમાં તથા આ લોકના અને પરલોકના વિષયભોગમાં જે પ્રીતરહિત થવું તેનું નામ વૈરાગ્ય છે. ૧૦ લોકમાં કોઇ પોતાની સ્તુતિ કરતું ન હોય તો પણ હું સર્વથી શ્રેષ્ઠ છું એવી રીતે મનમાં પ્રગટ થયેલો જે ગર્વ તેનું નામ અહંકાર અને અહંકારનો જે અભાવ તેનું નામ અનહંકાર છે. ૧૧ માતાના ઉદરમાં નવ માસ પર્યન્ત નિવાસ કરીને યોનિદ્વારાએ જે બહાર નિકળવું તેનું નામ જન્મ છે. પ્રાણોને બહાર નિકળવાના સમયમાં સર્વ મર્મસ્થાનોનું જે છેદન તેનું નામ મૃત્યુ છે. જે અવસ્થામાં બુદ્ધિની મન્દતા તથા સર્વ અંગની શિથિલતા તથા સ્વજનાદિકે કરેલો પ્રભાવ, ઇત્યાદિક દોષ પ્રાપ્ત થાય છે તે અવસ્થાનું નામ જરા છે. જ્વર અતિસાર આદિક રોગોનું નામ વ્યાધિ છે. અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ

પી નિમિત્તથી ચિત્તના પરિતાપરૂપ જે પરિણામ તેનું નામ દુઃખ છે. વાત પિત શ્લેષ્મ મલ મૂલ ઇત્યાદિકથી પરિપૂર્ણ હોવાથી આ શરીરમાં જે નિન્દિતપણું તેનું નામ દોષ છે. એવી રીતે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખ, અને દોષ, એ સર્વેને વારંવાર વિચાર કરીને દેખવાં. ૧૨. ૮

આ પદાર્થો મારા છે, એમ અભિમાન કરીને તે પદાર્થોમાં જે પ્રીતિ કરવી તેનું નામ સક્તિ છે, તે સક્તિથી રહિત થવાનું નામ અસક્તિ છે. ૧૩ આ પદાર્થ હુંજ છું એ પ્રકારની અભેદભાવના વડે તે પદાર્થમાં ઘણી પ્રીતિ કરવી તેનું નામ અભિષ્વંગ છે, તે અભિષ્વંગથી જે રહિત થવું તેનું નામ અનભિષ્વંગ છે. ૧૪ પુત્ર સ્ત્રી અને ઘરમાં સક્તિ તથા અભિષ્વંગ પરિત્યાગ કરવા યોગ્ય છે. પ્રિય પદાર્થોની પ્રાપ્તિમાં હર્ષ ન કરવો અને અપ્રિય પદાર્થોની પ્રાપ્તિમાં ખેદ ન કરવો એનું નામ સમચિત્તપણું છે. ૧૫. ૯

પરમેશ્વર સર્વથી ઉત્કૃષ્ટ છે એ પ્રકારે મારે વિષે જે ભક્તિ છે, તે ભક્તિ અનન્યયોગવડે અવ્યભિચારિણી હોવી જોઇએ. ભગવાનથી બીજું કોઇ પર નથિ માટે તે ભગવાનજ મારી ગતિ છે એ પ્રકારે જે નિશ્ચય છે તેનું નામ અનન્યયોગ છે. એવા અનન્યયોગવડે જે ભક્તિ અવ્યભિચારિણી છે અર્થાત્ કોઇ પણ પ્રતિકૂલ હેતુવડે નિવૃત્ત કરવાને અશક્ય છે, એવી ભક્તિ જ્ઞાનનો હેતુ છે. ૧૬ જે દેશ સ્વભાથી શુદ્ધ હોય અથવા સંસ્કારોવડે શુદ્ધ કરેલો હોય તથા અપવિત્ર એવા સર્પ વ્યાઘ્રાદિકથી રહિત હોય તથા ચિત્તની પ્રસન્નતા કરનારો હોય તેનું નામ વિવિક્ત દેશ છે. તે દેશનું સેવન કરવાનો જે સ્વભાવ તેનું નામ વિવિક્ત દેશસેવિત્વ છે. ૧૭ આત્મજ્ઞાનથી વિમુખ અને વિષયભોગમાં લંપટ એવા પુરૂષોની સભામાં જે પ્રીતીરહિત થવું તેનું નામ અરતિ છે. ૧૮. ૧૦

આત્માનો આશ્રય કરીને પ્રવર્ત્તેલું જે આત્મઅનાત્મવિવેક જ્ઞાન તેનું નામ અધ્યાત્મજ્ઞાન છે, તે અધ્યાત્મજ્ઞાનમાંજ

જે અત્યન્ત નિષ્ઠા તેનું નામ અધ્યાત્મજ્ઞાનનિત્યત્વ છે. વિવેકમાં નિષ્ઠાવાળોજ મહાવાક્યનો અર્થ જાણવામાં સમર્થ થાય છે માટે અધિકારી પુરૂષે અધ્યાત્મજ્ઞાનમાં અવશ્ય નિષ્ઠા કરવી. ૧૯ તત્વજ્ઞાનના મોક્ષરૂપ અર્થને વારંવાર વિચાર કરીને જે દેખવું તેનું નામ તત્વજ્ઞાનાર્થ દર્શન છે. ૨૦ એવી રીતે તત્વજ્ઞાનાર્થનું દર્શન પણ અધિકારી પુરૂષને અવશ્ય કરવા યોગ્ય છે કારણ કે તે તત્વજ્ઞાનના ફલનું દર્શન થયા પછી તે સાધનામાં પ્રવૃત્તિ થાય છે. ફલના જ્ઞાનવિના તેના સાધનોમાં પ્રવૃત્તિ થાય નહિ. એવી રીતે 'અમાનિત્વ' ને આદિ લઇ "તત્વજ્ઞાનાર્થદર્શન" પર્યન્ત જે વીશ સાધનો કહેલાં છે તે આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં કારણ છે માટે જ્ઞાન એવા નામથી કહેવાય છે. અને એ "માનિત્વ, દંભિત્વ, હિંસા" ઇત્યાદિક આત્મજ્ઞાનને વિરોધી હોવાથી અજ્ઞાન એવા નામથી કહેવાય છે માટે અધિકારિયોએ અજ્ઞાન નામવાળાં માનિત્વ દંભિત્વ આદિકનો પરિત્યાગ કરીને અમાનિત્વ અને અદંભિત્વ આદિક વીશ સાધન અવશ્ય સંપાદન કરવાં. ૧૧

મુમુક્ષુ પુરૂષોને પ્રથમ કહેલાં અમાનિત્વાદિક સાધનોવડે જે વસ્તુ જાણવા યોગ્ય છે તે જ્ઞેય વસ્તુ હું તને સ્પષ્ટ કરીને કહું છુ કે જે જ્ઞેય વસ્તુ જાણીને અધિકારી પુરૂષ અમૃત ભાવને પામે છે અર્થાત આ અનર્થરૂપ સંસારથી મુક્ત થાય છે તે વસ્તુ શું છે એમ તું કહીશ તો હું કહું છું કે તે પરબ્રહ્મજ જ્ઞેય વસ્તુરૂપ છે અર્થાત્ મુમુક્ષુ પુરૂષોને પ્રથમ કહેલાં સાધનોથી જાણવા યોગ્ય છે. તે પરબ્રહ્મ અનાદિમત્ છે. આદિ એવું કારણનું નામ છે અથવા ઉત્પત્તિનું નામ આદિ છે અને તે આદિ જે વસ્તુને હોય તેનું નામ આદિમત્ છે. એવી રીતે આદિમત દેહાદિક પદાર્થ છે તે આદિમત્ પદાર્થોથી જે વિલક્ષણ હોય અર્થાત કારણ તથા ઉત્પત્તિથી રહિત હોય તેનું નામ અનાદિમત છે. બ્રહ્મ સત અને અસત એ બેઉથી વિલક્ષણ હોવાને લીધે સતપણ કહેવાતું નથિ અને અસ-

પણ કહેવાતું નથિ. ત્યાં શ્રુતિ ॥ यतोवाचोनिवर्त्तन्ते अप्राप्यमनसासह ॥ મનસહિત વાણી જે નિર્ગુણબ્રહ્મને પ્રાપ્ત ન થઇને જે નિર્ગુણબ્રહ્મથી નિવૃત્ત થાય છે. ૧૨

જ્ઞેયરૂપ બ્રહ્મ, સર્વ દેહમાં છે હાથ પગ જેના એવું તથા સર્વ દેહમાં છે નેત્ર શિર અને મુખ જેનાં એવું તથા સર્વ દેહમાં શ્રવણ ઇન્દ્રિયવાળું તથા સર્વ અચેતન વર્ગને વ્યાપ્ત કરીને રહ્યું છે. "આ શ્લોકવડે શ્રીભગવાને બે અનુમાન સૂચવ્યાં, તે એવી રીતે કે શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાક્ આદિક પાંચ કર્મેન્દ્રિયો તથા મન બુદ્ધિઆદિક ચાર અંતઃકરણ, એ સર્વ ચેતન શકિતરૂપ નિમિત્તથી પોતપોતાના વ્યાપારવાળાં છે અને સ્વભાવથી જડ હોવાને લીધે ચર્મની અથવા કાષ્ઠની પ્રતિમા જેવાં છે એ પહેલું અનુમાન. દેહ અને ઇન્દ્રિયાદિક સર્વ સ્વભાવથી જડ છે અને બીજા અધિષ્ઠાતાની બુદ્ધિપૂર્વક પ્રવૃત્તિવાળાં હોવાથી રથાદિકની પેઠે છે એ બીજું અનુમાન. એવી રીતે સર્વ પ્રાણિયોના દેહ ઇન્દ્રિયાદિક ઉપાધિયોવડે તે જ્ઞેય બ્રહ્મનું અસ્તિપણું નિશ્ચય કરી શકાયછે. ૧૩

તે જ્ઞેયરૂપબ્રહ્મ પરમાર્થથી તો શ્રોત્રાદિક સર્વ ઇન્દ્રિયોથી રહિત છે તથા પોતાની માયાવડે સર્વઇન્દ્રિયોના ગુણથી ભાસમાન છે અર્થાત્ તે પરબ્રહ્મ સર્વ ઇન્દ્રિયોના વ્યાપારવડે વ્યાપારવાળાની પેઠે જણાય છે. ત્યાં શ્રુતિ. ॥ ध्यायतीवलेलायतीव ॥ બુદ્ધિ આદિક ઉપાધિયોના સમ્બન્ધથી આત્માધ્યાન કરનારની પેઠે અને ચલાયમાન થયેલાની પેઠે જણાય છે. તે સર્વ સમ્બન્ધથી રહિત, નિર્ગુણ તથા સર્વને ધારણ કરનારૂંજ તથા સત્વાદિક ગુણનું ભોકતા છે. ૧૪

તે અધિષ્ઠાનરૂપ બ્રહ્મ સર્વ ભૂતોની બહાર તથા અન્દર વ્યાપકછે. ત્યાં શ્રુતિ॥तदन्तरस्यसर्वस्यतदुसर्वस्यास्यबाह्यतः॥તે અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મજ આ સર્વ પ્રપંચની અન્દર તથા બહાર વ્યાપક છે. સર્વ ઠેકાણે વ્યાપક હોવાથી તે પરબ્રહ્મજ સર્વ સ્થાવર

ભૂતરૂપ તથા સર્વ જંગમ ભૂતરૂપ છે. તે પરબ્રહ્મ સર્વના આત્મારૂપેછેતોપણ અત્યન્ત સૂક્ષ્મ હોવાથી તથા રૂપાદિક ગુણોથી રહિત હોવાથી સ્પષ્ટ રીતે જાણી શકાય એમ નથિ. તે પરબ્રહ્મ બહિર્મુખ પુરૂષોને ઘણું દૂર છે અને વિવેક વૈરાગ્યાદિક સાધનોસહિત એવા પુરૂષોને અત્યન્ત સમીપ છે. ૧૫

તે પરબ્રહ્મ સર્વ પ્રાણિયોમાં એકજ છે પણ પ્રત્યેક દેહમાં ભિન્ન ભિન્ન નથી કારણ કે તે આકાશની પેઠે સર્વ ઠેકાણે વ્યાપક છે. ત્યાં શ્રુતિ. ॥एकोदेवःसर्वभूतेषुगूढः॥ જેમ સર્વ કાષ્ઠમાં અગ્નિ ગુહ્ય થઇને રહ્યો છે. તેમ એકજ પરમાત્મા સર્વ ભૂતોમાં ગુહ્ય થઇને રહ્યોછે તથા જાણે ભિન્ન હોય એવી રીતે રહ્યું છે તથા તે પરબ્રહ્મજ સર્વ ભૂતોને ધારણ કરનારૂં, સંહાર કરનારૂં અને ઉત્પન્ન કરનારૂં છે એમ જાણવું. ૧૬

તે બ્રહ્મ જ્યોતિયોનું પણ જ્યોતિ છે અર્થાત્ અનાત્મ પદાર્થોનો પ્રકાશ કરનારા જે આદિત્ય ચન્દ્રમા અગ્નિ અને વિદ્યુત્ ઇત્યાદિક બાહ્યજ્યોતિ છે તથા મન બુદ્ધિઆદિક અન્તરજ્યોતિ છે તે સર્વ જ્યોતિયોને પણ તે બ્રહ્મ પ્રકાશ કરનારૂં છે. ત્યાં શ્રુતિ ॥ येनसूर्यस्तपतितेजसेद्धः । तस्यभासासर्वमिदंविभाति ॥ જે સ્વયંજ્યોતિ પરમાત્માવડે આ તેજયુકત સૂર્ય તપાયમાન થાય છે તથા જે પરમાત્માના પ્રકાશવડે આ સૂર્ય ચન્દ્રાદિક સર્વ જગત્ પ્રકાશમાન થાય છે, તે બ્રહ્મ અજ્ઞાનથી પર કહેવાય છે. જ્ઞાનરૂપ, જ્ઞેયરૂપ, જ્ઞાનથી પામવા યોગ્ય તથા સર્વ પ્રાણીની બુદ્ધિમાં તે રહેલું છે. ૧૭

એ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન તથા જ્ઞેય સંક્ષેપથી કહ્યું છે. મારો ભકત એ ક્ષેત્રાદિક ત્રણને જાણીને મારા ભાવની પ્રાપ્તિને યોગ્ય થાય છે "પરમેશ્વરની ભકિતવડે અધિકારી પુરૂષને બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે. ત્યાં શ્રુતિ. ॥यस्यदेवेपराभक्तिर्यथादेवेतथागुरौ॥तस्यैतेकथिताह्यर्थाःप्रकाशन्तेमहात्मनः ॥ જે પુરૂષને પરમાત્મામાં અનન્યભકિત છે અને જેવી પરમ

ત્મામાં ભક્તિ છે તેવીજ ગુરૂમાં ભક્તિ છે તે પુરૂષને આ વેદાન્ત પ્રતિપાદિત અર્થ પ્રકાશમાન થાય છે. ૧૮

પ્રકૃતિ અને પુરૂષ એ બેઉને પણ તું અનાદિજ જાણ તથા વિકારોને તથા ગુણોને પ્રકૃતિથીજ ઉત્પન્ન થયેલા જાણ. તે માયારૂપ પ્રકૃતિમાં કેવળ યુક્તિવડેજ અનાદિપણું નથિ પરન્તુ ॥ अजामेकांलोहितशुक्लकृष्णां ॥ એ શ્રુતિવડે પણ તે પ્રકૃતિમાં અનાદિપણું સિદ્ધ છે અને તેવીજ રીતે ક્ષેત્રજ્ઞ નામના જીવાત્મામાં ॥ आजोह्येकोजुषमाणोनुशेते ॥ ઇત્યાદિ શ્રુતિવડે તથા યુક્તિવડે અનાદિપણું સિદ્ધ છે. ૧૯

શરીરનું નામ કાર્ય છે અને શરીરમાં રહેલી પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય, મન બુદ્ધિ, ચિત્ત, એ તેર ઇન્દ્રિયોનું નામ કરણ છે. આ દેહનો આરંભ કરનારાં આકાશાદિક પંચભૂત તથા શબ્દાદિક પંચવિષય એ સર્વ તે શરીરરૂપ કાર્યના ગ્રહણવડે ગ્રહણ કરવું. સુખ દુઃખ અને મોહરૂપ જે સત્વ રજ અને તમ એ ત્રણ ગુણ તે કરણના આશ્રિત હોવાથી કરણના ગ્રહણવડે ગ્રહણ કરવા. તે કાર્યકારણના આકારના પરિણામમાં મહર્ષિયોએ તે માયારૂપ પ્રકૃતિનેજ કારણ કહી છે અને ક્ષેત્રજ્ઞ પુરૂષ સુખદુઃખોના ભોક્તાપણામાં કારણ કહેવાય છે. કોઇ પુસ્તકમાં ॥ कार्यकारणकर्तृत्वे ॥ એવો પાઠ છે તેનો પણ પ્રથમ કહ્યા પ્રમાણે અર્થ જાણવો. ૨૦

ક્ષેત્રજ્ઞ નામનો પુરૂષ પ્રકૃતિમાં સ્થિત થઇ અર્થાત્ માયારૂપ પ્રકૃતિની સાથે મિથ્યા તાદાત્મ્ય ભાવને પ્રાપ્ત થઇ તે પ્રકૃતિજન્ય સુખદુઃખાદિ ગુણોને ભોગવે છે અર્થાત્ અન્તઃકરણની વૃત્તિવડે તે સુખદુઃખાદિકનો અનુભવ કરે છે માટે તે સુખદુઃખાદિ ગુણોના ભોગનું સ્થાપનરૂપ જે સત્ યોનિમાં જન્મ તથા અસત યોનિમાં જન્મ તથા સત્ અસત્ યોનિમાં જન્મ, તે જન્મોની પ્રાપ્તિમાં આ ક્ષેત્રજ્ઞ નામના પુરૂષનો સત્વરજઆદિક ગુણનો સંગજ કારણ છે. ૨૧

માયારૂપ પ્રકૃતિના પરિણામરૂપ જે આ દેહ તેને વિષે જીવરૂપવડે વર્ત્તમાન એવો ક્ષેત્રજ્ઞ નામનો પુરૂષ પર છે, અર્થાત્ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોના સમ્બન્ધથી રહિત છે તથા પોતાના સ્વરૂપવડે પરમાર્થથી અસંસારી છે. ઉપદ્રષ્ટા છે અર્થાત્ દેહ ઇન્દ્રિયાદિકની પેઠે પોતે કર્ત્તા થતો નથિ તથા આત્મા અનુમન્તા છે અર્થાત્ વાદ કરતા બે પુરૂષથી જેમ તટસ્થ પુરૂષ ભિન્ન હોય તેમ દેહ ઇન્દ્રિયાદિકથી ભિન્ન છે તથા આત્મા ભર્તા છે અર્થાત્ દેહ ઇન્દ્રિયાદિકને પોતાની સત્તાથી ધારણ કરનારો છે અને પોષણ કરનારો છે, તથા આત્મા ભોકતા છે, મહેશ્વર છે અને તેને શ્રુતિમાં પરમાત્મા એવે નામે કહ્યો છે. ૨૨

જે અધિકારી પુરૂષ આ પ્રથમ કહ્યા પ્રમાણે ક્ષેત્રજ્ઞ નામના પુરૂષને જાણે છે તથા જે પુરૂષ દેહાદિક વિકારોસહિત અવિદ્યારૂપ પ્રકૃતિને જાણે છે અર્થાત્ આ દેહાદિક વિકારોસહિત અવિદ્યા આત્મજ્ઞાનવડે બાધિત હોવાથી મિથ્યાભૂતજ છે એ પ્રકારે જે પુરૂષ તે ગુણસહિત પ્રકૃતિને જાણે છે તે પુરૂષ જે શરીરમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઇ છે તે શરીર પડ્યા પછી ફરીને દેહ ગ્રહણ કરતો નથિ. બ્રહ્મવિદ્યાવડે અવિદ્યારૂપ કારણનો જ્યારે નાશ થાય છે ત્યારે તે અવિદ્યાનાં જન્માદિક કાર્યોનો પણ અભાવ થઇ જાય છે. ૨૩

આ લોકમાં ચાર પ્રકારના અધિકારી જન હોય છે. તે એવી રીતે કે એક ઉત્તમ, એક મધ્યમ, એક મન્દ અને એક મન્દતર, એ પ્રમાણે છે. આત્મચિન્તનનું નામ ધ્યાન છે. એવા ધ્યાનવડે કેટલાક ઉત્તમ અધિકારિયો પોતાની બુદ્ધિમાં પ્રત્યક્ ચેતનરૂપ આત્માનો ધ્યાનયુકત શુદ્ધ અન્તઃકરણવડે સાક્ષાત્કાર કરે છે. શ્રવણ મનનરૂપ આત્મચિન્તનનું નામ સાંખ્યયોગ છે. એવા સાંખ્યયોગવડે કેટલાક મધ્યમ અધિકારિયો પોતાની બુદ્ધિમાં તે પ્રત્યક્ આત્માને ધ્યાનની ઉત્પત્તિદ્વારા સાક્ષાત્કાર કરે છે. એવા કર્મયોગવડે કેટલાક મન્દ અધિકારીયો પોતાની બુદ્ધિમાં તે પ્રત્યેક્ આત્માને અન્તઃકરણ

શુદ્ધિ, શ્રવણ, મનન, ધ્યાન, એ ચારેની ઉત્પત્તિ દ્વારા સાક્ષાત્કાર કરે છે. ૨૪

પૂર્વ શ્લોકમાં કહેલા, ધ્યાન, સાંખ્યયોગ અને કર્મયોગ એ ત્રણ ઉપાય છે. તે ત્રણે ઉપાયોમાં કોઇ પણ ઉપાયથી આત્માને ન જાણનારા મન્દતર અધિકારિયો દયાયુકત આચાર્યોથી શ્રવણ કરીને ઉપાસના કરે છે અર્થાત્ આત્માને આવી રીતે તું ચિન્તન કર એમ ઉપદેશ કરનારા કૃપાળુ ગુરૂઓના વચનમાં અત્યન્ત શ્રદ્ધાવાળા થઇ તેવી રીતે આત્માનું ચિન્તન કરે છે તે શ્રુતિપરાયણ પુરૂષો પણ આ મૃત્યુયુકત સંસારને અવશ્ય તરી જાય છે. " આ શ્લોકમાં ॥ अन्येतु ॥ એ વચનમાં રહેલો तु શબ્દ પૂર્વ શ્લોકમાં કહેલા ત્રણ પ્રકારના અધિકારીયોથી આ મન્દતર અધિકારિયોમાં વિલક્ષણતા જણાવવામાટે છે. ૨૫

હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! અવિદ્યા તથા અવિદ્યાના કાર્યરૂપ જેટલો ભાવ અભાવરૂપ દૃશ્ય પ્રપંચ છે તે સર્વ ક્ષેત્રરૂપ છે અને તે ક્ષેત્રથી વિલક્ષણ તથા ક્ષેત્રનો પ્રકાશક તથા સર્વ ધર્મોથી રહિત એવું જે અદ્વિતીય ચૈતન્ય તેનું નામ ક્ષેત્રજ્ઞ છે. ત્રણ લોકમાં જે કોઇ સ્થાવરરૂપ અને જંગમરૂપ વસ્તુ ઉત્પન્ન થાય છે તે સર્વ વસ્તુઓને તું ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બેઉના સંયોગથી ઉત્પન્ન થયેલી છે એમ જાણ. ૨૬

નાશ પામનારાં સર્વ સ્થાવર જંગમરૂપ ભૂતોમાં આ આત્મા સમ છે અર્થાત્ સર્વ ઠેકાણે એકરૂપ છેતથા આ આત્મા તે સર્વ ભૂતોમાં જન્માદિક પરિમાણોથી રહિત હોવાથી નિર્વિકારૂપે રહ્યો છે તથા આ આત્મા પરમેશ્વર છે અર્થાત્ દેહાદિક સર્વ જડવર્ગ પ્રત્યે સત્તા સ્ફુર્તિનો આપનાર હોવાથી બાધ્યબાધકભાવથી રહિત છે. નાશ થવા યોગ્ય વસ્તુનું નામ બાધ્ય કહેવાય છે અને નાશ કરનારી વસ્તુનું નામ બાધક કહેવાય છે. તે આત્મા વિનાશથી રહિત છે ત્યાં શ્રુતિ. ॥ अविनाशीवाअरेऽयमात्मा ॥ અર્થ આવી રીતે છે કે, આ

આત્મા નાશથી રહિત છે. એવી રીતે જે પુરૂષ પરમેશ્વરરૂપ આત્માને દેખે છે તે દેખે છે. ૨૭

સ્થાવર જંગમરૂપ સર્વ ભૂતોમાં જે આત્મા સમ છે અર્થાત્ સર્વ ઠેકાણે એકરૂપ છે તથા જે આત્મા સમવસ્થિત છે અર્થાત્ જન્મને આદિ લઇ વિનાશ પર્યંત સર્વ ભાવ વિકારોથી રહિત થઇ રહેલો છે તથા જે આત્મા ઇશ્વર છે અર્થાત્ સર્વ પ્રાણિયોની પ્રવૃત્તિનું કારણ છે તે આત્માને સાક્ષાત્કાર કરતો છતો વિદ્વાન પુરૂષ પોતાના આત્માને આત્મા વડે હનન કરતો નથિ માટે તે પરમગતિને પામે છે. ૨૮

શરીર મન અને વાણીવડે આરંભ કરવા યોગ્ય એવાં જે લૌકિક વૈદિક કર્મ તે સર્વ કર્મ પ્રકૃતિથીજ કરાય છે. સર્વ વિકારોથી શૂન્ય એવા ક્ષેત્રજ્ઞ નામના પુરૂષથી તે કર્મ કરાતાં નથિ. એ પ્રકારે જે વિવેકી પુરૂષ શાસ્ત્રરૂપી ચક્ષુવડે દેખે છે તથા એ પ્રકારે પ્રકૃતિરૂપ ક્ષેત્રે જે કરેલાં કર્મ, તે કર્મમાં જે પુરૂષ ક્ષેત્રજ્ઞ આત્માને અકર્તા દેખે છે તથા સર્વ ઉપાધિયોથી રહિત દેખે છે તે પુરૂષજ પરમાર્થદર્શી હોવાથી દેખનારો છે અને એવી રીતે ન જાણનારા અજ્ઞાની પુરૂષો અન્ધ છે. ૨૯

અધિકારી પુરૂષ જે વખતે ભૂતોના પૃથક્ભાવને એક આત્મામાં રહેલો જુવે છે તથા તે એક આત્માથકીજ તે ભૂતોના વિસ્તારને દેખે છે તે વખતે બ્રહ્મરૂપ થાય છે. ॥ यस्मिन्सर्वाणिभूतान्यात्मैवाभूद्विजानतः ॥ तत्रकोमोहःकःशोक एकत्वमनुपश्यतः ॥ જે જ્ઞાન અવસ્થામાં વિદ્વાન્ પુરૂશને સ્થાવર જંગમરૂપ સર્વ ભૂત પોતાના આત્મારૂપજ થાય છે તે જ્ઞાન અવસ્થામાં આત્માના એક અદ્વિતિય ભાવને દેખનારા તે તત્વવેત્તા પુરૂષને શોક તથા મોહ કોઇવખતે પણ થાય નહિ.

હે અર્જુન! આ આત્મા અવ્યય છે અર્થાત્ જન્મમરણાદિક સર્વ વિકારોથી રહિત છે. જેમ ઘટાદિક પદાર્થોને પોતાની ઉત્પત્તિથી પૂર્વ અસત્વ અવસ્થાજ આદિ છે, તેમ જે વસ્તુને આદિ ન હોય તેનું નામ અનાદિ છે. એવો આ

પરમાત્મા અનાદિ હોવાથી અને નિર્ગુણ હોવાથી જન્માદિ વિકારરહિત છે. ત્યાં શ્રુતિ. ॥ नतस्यकश्चिज्जनितानचाधिपः ॥ તે આત્માને કોઇ ઉત્પન્ન કરનારૂં કારણ નથિ અને તે આત્માનો કોઇ પણ અધિષ્ઠાતા નથિ એવો આ આત્મા શરીરમાં રહ્યો છતો પણ કાંઇ કરતો નથિ અને કાંઇ લેપાતો નથિ. ૩૧

જેમ આ આકાશ સૂક્ષ્મ હોવાથી અર્થાત્ અસંગ સ્વભાવવાળું હોવાથી મૂર્તિવાળા પદાર્થોના સુગન્ધ દુર્ગંધ, વૃષ્ટિ, તડકો, અગ્નિ ધૂમાડો, રજ, ઇત્યાદિક ગુણ દોષોવડે લેપાતું નથિ; તેમ દેવ, મનુષ્ય, અને પશુ આદિક ઊંચ નીચ સર્વ દેહોમાં અન્દર તથા બહાર રહેલો આ આત્મા અસંગ સ્વભાવવાળો હોવાથી દેહાદિકે કરેલાં શુભાશુભ કર્મવડે લેપાતો નથિ. ત્યાં શ્રુતિ. ॥असङ्गोनहिसज्जते॥ આ આત્મા અસંગ હોવાથી કોઇ પણ વસ્તુની સાથે સમ્બન્ધ પામતોનથિ. ૩૨

હે અર્જુન ! જેમ એક સૂર્ય આ સર્વ લોકને પ્રકાશ કરે છે તેવી રીતે આ ક્ષેત્રજ્ઞ નામનો આત્મા સર્વ ક્ષેત્રને પ્રકાશ કરે છે, પરન્તુ સૂર્ય જેમ પોતાને પ્રકાશ કરવા યોગ્ય એવા પદાર્થોથી લેપાતો નથિ તેમ આત્મા પણ પ્રકાશ કરવા યોગ્ય એવો દેહાદિ વસ્તુથી લેપાતો નથિ. ત્યાં શ્રુતિ. ॥ सूर्योयथासर्वलोकस्यचक्षुर्नलिप्यतेचाक्षुषैर्बाह्यदोषैः ॥ एकस्तथासर्वभूतान्तरात्मा नलिप्यतेलोकदुःखनबाह्यः ॥ અર્થ. ॥ જેમ સર્વ લોકોનો ચક્ષુરૂપ સૂર્ય ચક્ષુના વિષયરૂપ એવા બાહ્ય પદાર્થોના દોષોવડે લેપાતો નથિ તેમ સર્વ જડ પદાર્થોને પ્રકાશ કરનારો તથા દેહાદિક સંઘાતથી ભિન્ન એવો સર્વ ભૂતનો અન્તરાત્મા દેહાદિકનાં દુઃખથી લેપાતો નથિ. ૩૩

જે પુરૂષો ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞની વિલક્ષણતાને જ્ઞાનરૂપ ચક્ષુવડે જાણે છે, અર્થાત્ આ ક્ષેત્ર તો જડ, કર્ત્તા, વિકારી, તથા પરિચ્છિન્ન છે અને આ ક્ષેત્રજ્ઞ આત્મા તો ચેતન, અકર્ત્તા, અવિકારી અને અપરિચ્છિન્ન છે એ પ્રકારે બેઉની વિલક્ષણતાને જે પુરૂષો જ્ઞાનરૂપ ચક્ષુવડે જુવે છે તથા જે ભૂતોની કારણરૂપ માયાના અત્યન્તાભાવને જાણે છે તે અધિકારી પુરૂષો કૈવલ્યમુક્તિ પામે છે. ૩૪

# अध्याय १४ मो.

॥ ज्ञायतेऽनेनेतिज्ञानं ॥ જે સાધનોવડે આત્મવસ્તુ જાણી શકાય તેનું નામ જ્ઞાન છે. એ પ્રકારની વ્યુત્પત્તિવડે આ ઠેકાણે જ્ઞાનશબ્દ પરમાત્મવિષયક જ્ઞાનના સાધનને કહેનારો છે. તે જ્ઞાન પર છે અર્થાત્ પરમાત્મારૂપી પરવસ્તુને વિષય કરનારૂં છે માટે શ્રેષ્ઠ છે અને સર્વ જ્ઞાનમાં ઉત્તમ છે. તે ઉત્તમ ફલની પ્રાપ્તિ કરનારૂં અને આત્મજ્ઞાનનું સાધનરૂપ એવું જે જ્ઞાન તેને હું ફરીને તારીપ્રત્યે કહું છું તે જાણીને સર્વે મુનિયો કૈવલ્યમોક્ષરૂપ પરમસિદ્ધિને આ દેહબન્ધનથી મુક્ત થઇ પ્રાપ્ત થયા છે. ૧

આ સાધનરૂપ જ્ઞાનને શ્રદ્ધાભક્તિપૂર્વક અનુષ્ઠાન કરીને મારા અદ્વિતીય નિર્ગુણ સ્વરૂપને જે પ્રાપ્ત થયેલા છે તે વિદ્વાન પુરૂષો સૃષ્ટિકાળમાં પણ ઉત્પન્ન થતા નથિ તથા પ્રલય કાળમાં પણ પામતા નથિ અર્થાત્ હિરણ્ય ગર્ભાદિકોની ઉત્પત્તિ થયા પછી પણ તત્વવેત્તા પુરૂષો ઉત્પન્ન થતા નથિ તથા તે હિરણ્યગર્ભના વિનાશ કાળરૂપ પ્રલયકાળમાં લય ભાવને પામતા નથિ. ૨

હે અર્જુન! મહતબ્રહ્મ મને ગર્ભાધાન કરવાનું કારણ છે. "આ ઠેકાણે છે મહત્ શબ્દવડે અવ્યાકૃતનું ગ્રહણ કરવું. જે અવ્યાકૃતને શાસ્ત્રમાં અવિદ્યા, અજ્ઞાન, ત્રિગુણાત્મિકા માયા, ઇત્યાદિક નામવડે કહે છે. તે અવ્યાકૃત પોતાના આકાશાદિક સર્વ કાર્યોની અપેક્ષાથી અધિક હોવાને લીધે મહત્ કહેવાય છે તથા પોતાના સર્વ કાર્યોની વૃદ્ધિનું કારણ હોવાથી બ્રહ્મ કહેવાય છે" તે માયારૂપ યોનિમાં હું ગર્ભ ધારણ કરૂં છું. તે થકી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩

હે અર્જુન! દેવ, પિતર, મનુષ્ય, પશુ, ઇત્યાદિક સર્વ યોનિયોમાં જે જે મૂર્તિયો ઉત્પન્ન થાય છે અર્થાત્ જરાયુજ, અંડજ, સ્વેદજ. અને ઉદ્ભિજ, ઇત્યાદિક ભેદવડે નાના પ્રકારના આકારવાળાં જે શરીર ઉત્પન્ન થાય છે તે શરીરરૂપ

સર્વ મૂર્તિયોના કારણભાવને પ્રાપ્ત થયેલી તે અવ્યાકૃત નામની માયા કારણરૂપ છે અને હું તો તે માયારૂપ યોનિમાં ગર્ભાધાન કરનારો અને તે તે સર્વ શરીરોનો પિતારૂપ છું. ૪

હે મ્હોટા હાથવાળા ! સત્વ, રજ, અને તમ એ નામવાળા ત્રણ ગુણ માયાથી ઉત્પન્ન થયેલા છે. તે સત્વાદિક ત્રણ ગુણ આ દેહમાં અર્થાત્ તે પ્રકૃતિના કાર્યરૂપ સંઘાતમાં અવ્યયરૂપ દેહીને અર્થાત્ વાસ્તવથી જન્મ મર્ણાદી સર્વ વિકારોથી રહિત હોવાથી અવ્યયરૂપ તથા અવિદ્યાવડે દેહની સાથે તાદાત્મ્ય ભાવને પ્રાપ્ત થઇ બન્ધન કરે છે અર્થાત્ વાસ્તવથી નિર્વિકાર જીવાત્માને તે સત્વાદિક ગુણો પોતાના વિકારોથી યુક્ત હોય એમ દેખાડે છે. ૫

હે નિર્દોષ ! પ્રથમ કહેલા સત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોમાં નિર્મલ હોવાથી સત્વગુણ પ્રકાશક છે અર્થાત્ તમોગુણે ચૈતન્યને કરેલું જે આવરણ તેને નાશ કરનારો છે અને દુઃખરૂપ જે આમય તેને વિરોધી જે સુખ તેને તે સત્વગુણ પ્રકાશ કરનારો છે. એવી રીતે સત્વગુણ આ જીવાત્માને સુખના સંગથી તથા અજ્ઞાનના સંગથી બન્ધન કરે છે. ૬

હે કૌન્તેય ! ન પ્રાપ્ત થયેલી વસ્તુની જે અભિલાષા તેનું નામ તૃષ્ણા અને પ્રાપ્ત થયેલી વસ્તુનો વિનાશ થાય તોપણ તે વસ્તુને રક્ષણ કરવાની જે અભિલાષા તેનું નામ આસંગ છે. તે તૃષ્ણા અને આસંગ એ બેઉની ઉત્પત્તિ જેથકી થાય તેનું નામ તૃષ્ણાસંગસમુદ્ભવ છે. એવો રજોગુણ રાગરૂપ છે અને તે રજોગુણ દેહાભિમાની જીવને કર્મના સંગેકરીને બાંધે છે. ૭

હે ભારત ! તમોગુણને તું આવરણશકિતરૂપ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો જાણ. તેમાટેજ તે તમોગુણ સર્વ દેહાભિમાની જીવોનું મોહન છે અર્થાત્ અવિવેકતારૂપવડે ભ્રાન્તિ ઉત્પન્ન કરનારો છે. એવો તમોગુણ આ દેહાભિમાની પુરૂષને પ્રમાદવડે, આલસ્યવડે, તથા નિદ્રાવડે બન્ધન કરે છે. વસ્તુનો વિચાર કરવાનું જે અસામર્થ્ય તેનું નામ પ્રમાદ છે. તે પ્રમાદ સ-

ત્વગુણના પ્રકાશરૂપ કાર્યનો વિરોધી છે. પ્રવૃત્તિ કરવાનું જે અસામર્થ્ય તેનું નામ આલસ્ય છે. તે આલસ્ય રજોગુણની પ્રવૃત્તિરૂપ કાર્યનું વિરોધી છે. તમોગુણને આલમ્બન કરનારી જે લયરૂપ કોઇક વૃત્તિ તેનું નામ નિદ્રા છે. તે નિદ્રા સત્વગુણના કાર્યને તથા રજોગુણના કાર્યને વિરોધી છે. ૮

હે ભારત! પ્રથમ કહેલો સત્વગુણ ઉત્કર્ષતાને પ્રાપ્ત થઇ દેહાભિમાની પુરૂષને સુખમાં યુક્ત કરે છે અર્થાત દુઃખનાં કારણનો પરાભવ કરીને સુખમાં જોડે છે. એ પ્રકારે રજોગુણ પણ ઉત્કર્ષતાને પ્રાપ્ત થઇ સુખનાં કારણનો પરાભવ કરી આ જીવાત્માને લૌકિક વૈદિક કર્મોમાં જોડે છે અને તમોગુણ તો સત્વગુણના કાર્યરૂપ જ્ઞાનને ઢાંકીને મનુષ્યને પ્રમાદમાં જોડે છે. જે વસ્તુ અવસ્ય જાણવી છે તે વસ્તુને પણ જે નહિ જાણવું તેનું નામ પ્રમાદ છે, ૯

હે ભારત! જયારે રજ અને તમ એ બેઉ ગુણનો એકજ વખતે અભિભવ કરીને અર્થાત્ તિરસ્કાર કરીને સત્વગુણ વૃદ્ધિ પામે છે તે કાળમાંજ તે સત્વગુણ પ્રથમ કહેલાં પોતાનાં કાર્ય ઉત્પન્ન કરે છે. એ પ્રકારે રજોગુણ પણ જે કાળમાં સત્વગુણને તથા તમોગુણને તિરસ્કાર કરીને વૃદ્ધિ પામે છે તે વખતે રજોગુણ પ્રથમ કહેલાં પોતાનાં કાર્ય ઉત્પન્ન કરે છે. એ પ્રકારે તમોગુણ પણ જે વખતે સત્વગુણને તથા રજોગુણને તિરસ્કાર કરીને વૃદ્ધિ પામે છે તે કાળમાં તે પ્રથમ કહેલાં પોતાનાં કાર્ય ઉત્પન્ન કરે છે. ૧૦

જીવાત્માને સુખ દુઃખના સાધનરૂપ આ દેહમાં શબ્દાદિક વિષયોની ઉપલબ્ધિના સાધનરૂપ જે શ્રોત્રાદિક ઇન્દ્રિયોરૂપ સર્વ દ્વાર છે તે સર્વ દ્વારોને વિષે જે વખતે જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે તે વખતે પ્રકાશરૂપ સત્વગુણ વૃદ્ધિ પામેલો છે એમ જાણવું. ॥सत्वमित्युत॥ એ વચનમાં રહેલો उत શબ્દ अपि શબ્દના અર્થને કહેનારો છે તે ઉપરથી આવા અર્થનો બોધ થયો કે જેમ જ્ઞાનરૂપ પ્રકાશવડે સત્વ૦

ની વૃદ્ધિ જાણી શકાયછે તેમ સુખાદિક ચિન્હવડે પણ સત્વ-ગુણની વૃદ્ધિને પુરૂષ જાણે છે. ૧૧

હે ભરતકુલમાં શ્રેષ્ઠ! રજોગુણ જ્યારે વૃદ્ધિ પામે છે ત્યારે પુરૂષમાં લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશમ, અને સ્પૃહા, એ ચિન્હ ઉત્પન્ન થાય છે અર્થાત્ લોભાદિક ચિન્હોવડે રજોગુણની વૃદ્ધિ જાણવી. ધનાદિક પદાર્થો પ્રાપ્ત થાય તો પણ દિન દિનપ્રત્યે વૃદ્ધિ પામેલી જે જે ધનાદિકની અભિલાષા તેનું નામ લોભ છે. નિરન્તર પ્રયત્નવાળુ થવું તેનું નામ પ્રવૃત્તિ છે. કર્મોને માટે જે ઉદ્યમ તેનું નામ કર્મોનો આરંભ છે. આ કામ કરીને બીજું કામ કરીશ અને બીજું કામ કરીને વળી ત્રીજું કામ કરીશ, એ પ્રકારે સંકલ્પના પ્રવાહનું જે શાન્ત થવું તેનું નામ અશમ છે. કોઇનાં ધનાદિક પદાર્થો જોઇને હર કોઇપણ પ્રકારે તે ધનાદિક પદાર્થો ગ્રહણ કરવાની જે ઇચ્છા તેનું નામ સ્પૃહા છે. એ લોભાદિક ચિન્હો વૃદ્ધિ પામવાથી રજોગુણની વૃદ્ધિ જાણવી. ૧૨

હે કુરૂકુલને આનન્દ પમાડનાર! જે વખતે તમો ગુણની વૃદ્ધિ થાય છે તે વખતે અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ, મોહ, એટલાં ચિન્હ ઉત્પન્ન થાય છે. ગુરૂ અને શાસ્ત્ર, ઇત્યાદિક બોધનાં કારણો વિદ્યમાન છતાં જે સર્વ પ્રકારે તે બોધની અયોગ્યતા તેનું નામ અપ્રકાશ છે. ॥ अग्निहोत्रंजुहुयात्॥ ઇત્યાદિક શાસ્ત્ર વિદ્યમાન છતાં જે સર્વ પ્રકારે તે અગ્નિહોત્રાદિક કર્મોમાં પ્રવૃત્તિની અયોગ્યતા છે તેનું નામ અપ્રવૃત્તિ છે. તેવી રીતે પ્રમાદ અને મોહ એ સર્વ તમોગુણનાં ચિન્હ છે.૧૩

વળી દેહાભિમાની જીવ જ્યારે સત્વગુણ વૃદ્ધિ થયા પછી મૃત્યુ પામે છે ત્યારે તે ઉત્તમવિત્ પુરૂષોના લોકોને પામે છે. હિરણ્યગર્ભાદિક દેવતાઓનું નામ ઉત્તમ છે. તે હિરણ્યગર્ભાદિક દેવતાઓની જે પુરૂષો ઉપાસના કરે છે તેઓનું નામ ઉત્તમવિત્ છે તે ઉત્તમવિત્ પુરૂષોનાં જે ...છે અર્થાત્ દિવ્ય સુખ ભોગવવાનાં જે કોઇ સ્થાનો

છે તેને તે પુરૂષો પામે છે. તે સ્થાનો રજ તમરૂપી મલ-થી રહિત છે. ૧૪

શ્રુતિ સ્મૃતિયે વિધાન કરેલાં જે અગ્નિહોત્રાદિક કર્મ તથા શ્રુતિસ્મૃતિયે નિષિદ્ધ કરેલાં જે હિંસાદિક કર્મ, તે કર્મમાં તથા તે કર્મનાં ફલોમાં જે અધિકારી મનુષ્યો છે તેઓનું નામ કર્મસંગી છે. આ દેહાભિમાની જીવ રજોગુણની વૃદ્ધિ થયા પછી જો મૃત્યુ પામે તો તે કર્મસંગિયોમાં ઉત્પન્ન થાય છે અને એ પ્રકારે તમોગુણની વૃદ્ધિ થયા પછી જો મૃત્યુ પામે તો કાર્ય અકાર્યના વિચારથી હીન એવી પશ્વાદિક મૂઢ યોનીયોમાં જન્મ પામે છે. ૧૫

મહર્ષિયો ઉત્તમ સાત્વિક ધર્મનું સાત્વિક તથા નિર્મલ ફલ કહે છે અને પાપમિશ્રિત પુણ્યરૂપ જે રાજસ ધર્મનું રાજસ દુઃખરૂપ ફલ કહે છે, અર્થાત્ રજોગુણથી ઉત્પન્ન થયેલું અને બહુ દુઃખથી મિશ્રિત જે અલ્પ સુખ તે રાજસધર્મનું ફલ કહે છે અને તે મહર્ષિયો તામસધર્મનું અજ્ઞાનરૂપ ફલ કહે છે. ૧૬

શ્રોત્રાદિક ઇન્દ્રિયો જેમાં દ્વાર છે એવું જે શબ્દાદિક વિષયનું જ્ઞાન તે પ્રકાશરૂપ જ્ઞાન તો કેવળ સત્વગુણથી ઉત્પન્ન થાય છે. તેમાટે તે પ્રકાશરૂપ જ્ઞાનને અનુસરનારા સાત્વિક કર્મના ઘણા પ્રકાશવાળું સુખરૂપ ફલજ થાય છે. રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે. નિરન્તર વૃદ્ધિ પામેલો તથા પૂરણ કરવાને અશક્ય એવો લોભ દુઃખનું કારણ છે એ વાત પ્રસિદ્ધ છે માટે લોભપૂર્વક રાજસ કર્મનું પણ દુઃખજ ફલ છે. તમોગુણથી પ્રમાદ અને મોહ એ બેઉ ઉત્પન્ન થાય છે તથા અજ્ઞાન પણ ઉત્પન્ન થાય છે. ૧૭

સત્વગુણની વૃત્તિમાં રહેલા અર્થાત્ શ્રદ્ધાભક્તિ પૂર્વક તે વૃત્તિને ધારણ કરનારા પુરૂષો બ્રહ્મલોક પર્યન્ત ઉપરનાં દેવલોકને પામે છે પણ મનુષ્ય શરીરને તથા પશ્વાદિક શરીરને તે સાત્વિક પુરૂષો પામતા નથિ. જે પુરૂષો રજોગુણના લોભાદિ પૂર્વક રાજસ કર્મરૂપ વૃત્તિમાં રહેલા છે અર્થાત્ તે રાજસ કર્મરૂપ આચરણને અત્યન્ત પ્રીતિપૂર્વક કરે છે તે

આ મનુષ્ય લોકમાંજ રહે છે પણ તેઓ દેવશરીરને તથા પશ્વાદિક શરીરોને પામતા નથિ. સત્વગુણ અને રજોગુણની અપેક્ષાથી નિકૃષ્ટ અને તમોગુણની નિદ્રા આલસ્યાદિરૂપ વૃત્તિમાં પ્રીતિવાળા તામસ પુરૂષો પશુઆદિક યોનિયોમાં ઉત્પન્ન થાય છે. ૧૮

જ્યારે દ્રષ્ટા પુરૂષ સત્વાદિક ગુણોથી અન્ય કર્તાને દેખતો નથિ પણ સત્વાદિક ગુણજ અન્તઃકરણ શરીર અને વિષય, ઇત્યાદિક ભાવને પ્રાપ્ત થઇ સર્વ લૌકિક વૈદિક કર્મના કર્તારૂપે થાય છે, એમ તે ગુણોને જે પુરૂષ દેખે છે તથા તે ગુણોથી આત્માને પર જાણે છે તે વખતે તે દ્રષ્ટા પુરૂષ મારા ભાવને પામે છે. ત્યાં શ્રુતિ. ॥ब्रह्मवेदब्रह्मैवभवति॥ જે પુરૂષ બ્રહ્મને જાણે છે તે પુરૂષ બ્રહ્મરૂપજ થાય છે. ૧૯

દેહની ઉત્પત્તિના બીજરૂપ જે સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોને અતિક્રમણ કરીને અર્થાત્ જીવનકાળમાંજ તત્વજ્ઞાનવડે તે ગુણોનો બાધ કરીને તથા જન્મ, મૃત્યુ, જરા, અને આધ્યાત્મિકાદિક દુઃખોથી મુકત થઇ અર્થાત્ જીવતાં છતાંજ જન્મ મૃત્યુઆદિક સમ્બન્ધથી રહિત થઇ વિદ્વાન્ પુરૂષ મોક્ષ પામે છે. ૨૦

સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોને અતિક્રમણ કરનારો તત્વવેત્તા પુરૂષ કયાં ચિન્હો સહિત હોય છે અર્થાત્ જે લક્ષણોવડે તે તત્વવેત્તા પુરૂષ જાણી શકાય તે લક્ષણ આપ મને કહો. એ પ્રથમ પ્રશ્ન ॥ ૧ ॥ તે ગુણાતીત પુરૂષ કેવા આચારવાળો હોય છે અર્થાત્ પોતાની ઇચ્છા પ્રમાણે ચેષ્ટા કરવાવાળો હોય છે કે નિયમ પૂર્વક ચેષ્ટા કરવાવાળો હોય છે તે પણ મને કહો. એ બીજો પ્રશ્ન. ॥ ૨ ॥ તે તત્વવેત્તા પુરૂષ કેવા પ્રકારથી એ ત્રણે ગુણોને અતિક્રમણ કરે છે અર્થાત્ તે ગુણાતીતપણાનો શું ઉપાય છે તે ઉપાય પણ આપ મને કહો. એ ત્રીજો પ્રશ્ન. ॥ ૩ ॥ ॥प्रभो॥ એ સમ્બોધન ઉપરથી અર્જુને એવો અર્થ જણાવ્યો કે રાજાદિક સમર્થ પુરૂષ જેમ

પોતાના ભૃત્યોનું દુઃખ નિવૃત્ત કરે છે તેમ આપ સમર્થ હોવાથી અમારૂં દુઃખ નિવારણ કરવામાં સમર્થ છો. ૨૧

સત્વગુણના કાર્યરૂપ જે પ્રકાશ તથા રજોગુણના કાર્યરૂપ જે પ્રવૃત્તિ તથા તમોગુણના કાર્યરૂપ જે મોહ તે સર્વ પોતપોતાની સામગ્રીને વશ થઇ ઉત્પન્ન થાય છે અને તે પછી દુઃખરૂપજ છે તો પણ જે વિદ્વાન્ પુરૂષ દુઃખબુદ્ધિવડે તે કાર્યોનો દ્વેષ કરતો નથિ તથા તે સત્વાદિક ગુણોનાં પ્રકાશાદિક કાર્ય પોતપોતાના વિનાશની સામગ્રીને વશ થઇ નિવૃત્ત થવાથી સુખરૂપ છે તો પણ જે વિદ્વાન્ પુરૂષ સુખબુદ્ધિવડે તેઓની ઇચ્છા કરતો નથિ તે પુરૂષ ગુણાતીત કહેવાય છે. આ શ્લોકનો અન્વય ॥ गुणातीतःसउच्यते ॥ એ ચોથા શ્લોકના વચનની સાથે કરવો. ૨૨

જે પુરૂષ ઉદાસીન પુરૂષની પેઠે રહે છે તથા સત્વાદિક ગુણોથી ચલાયમાન કરી શકાતો નથિ તથા તે ગુણોજ પરસ્પર વર્ત્તે છે એ પ્રકારના નિશ્ચયવડે જે રહે છે અને કાંઇ પણ વ્યાપાર કરતો નથિ તે પુરૂષ ગુણાતીત કહેવાય છે. 'ઉપલા શ્લોક પ્રમાણે આ શ્લોકનો ત્રીજા શ્લોકમાં રહેલા ॥ गुणातीतःसउच्यते ॥ એ વચન સાથે અન્વય કરવો. ૨૩

તત્વવેત્તા પુરૂષને દુઃખમાં દ્વેષ નથિ, સુખમાં રાગ નથિ અને તે દુઃખ સુખ અનાત્મરૂપ અન્તઃકરણના ધર્મ છે તથા સ્વપ્નની પેઠે મિથ્યા છે એમ જાણીને તે તત્વવેત્તા પુરૂષ દુઃખસુખને સમાન માને છે. દુઃખસુખને સમાન માનવાથી તે પુરૂષ પોતાના આનન્દસ્વરૂપ આત્મામાં રહ્યો છે. આનન્દસ્વરૂપ આત્મામાં રહ્યો છે માટે તેને મૃત્તિકાનો પિંડ, પાષાણ અને સુવર્ણ, એ સઘળું સરખું છે. એ બધું સરખું હોવાથી સુખના સાધનરૂપ પ્રિય અને દુઃખના સાધનરૂપ અપ્રિય તેને તુલ્ય છે. તે તત્વવેત્તા પુરૂષ ધીર છે માટે તેને નિન્દા અને સ્તુતિ પણ તુલ્ય છે માટે તે ગુણાતીત કહેવાય છે. ૨૪

જે તત્વવેત્તા માન અને અપમાનમાં તુલ્ય છે અ

જેને માનની પ્રાપ્તિ થાય તો હર્ષ થતો નથિ અને અપમાનની પ્રાપ્તિ થાય તો ખેદ થતો નથિ તથા જે તત્વવેતા મિત્રના પક્ષમાં અને શત્રુના પક્ષમાં તુલ્ય છે તથા કર્મરૂપ સર્વ આરંભનો જે ત્યાગ કરે છે તે તત્વવેત્તા પુરૂષ ગુણાતીત કહેવાય છે. ૨૫

જે અધિકારી પુરૂષ અનન્ય ભકિતયોગવડે મને નિરન્તર ચિન્તન કરે છે, તે પરમેશ્વરનો અનન્ય ભકત પ્રથમ કહેલા સત્વાદિક ત્રણ ગુણોનું અતિક્રમણ કરીને અર્થાત્ એ સત્વાદિક ત્રણ ગુણનો બાધ કરીને નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષમાટે સમર્થ થાય છે માટે સર્વ કાળમાં મારૂં ચિન્તન કરવું એજ ગુણાતીત થવાનો ઉપાય છે. ૨૬

જે કારણમાટે અમૃતરૂપ તથા અવ્યયરૂપ તથા શાશ્વતરૂપ તથા ધર્મરૂપ તથા એકાન્તિક સુખરૂપ સોપાધિક કારણ બ્રહ્મનું હું નિર્વિકલ્પ વાસુદેવ વાસ્તવરૂપ છું માટે મારી ભકિતથી મોક્ષની પ્રાપ્તિ થવી એ યોગ્યજ છે. ॥ तत्त्वमसि ॥ એ વાકયમાં રહેલું જે तत् પદ, તે तत् પદના વાચ્ય અર્થરૂપ તથા સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ તથા માયાવિશિષ્ટ જે છે તેનું નામ સોપાધિક બ્રહ્મ છે. ૨૭

———०*०———

# अध्याय १५ मो.

નિત્ય અને કારણરૂપ જે બ્રહ્મ તેનું નામ ઉર્ધ્વ છે તે ઉર્ધ્વ છે મૂલ એટલે કારણ જેનું તેનું નામ ऊर्ध्वमूल: છે. વળી એ સંસારવૃક્ષ अध:शाख: છે. આ ઠેકાણે अध: એ શબ્દવડે પછી ઉત્પન્ન થયેલા અને કાર્યરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભાદિકોનું ગ્રહણ કરવું અને જેમ આ લોકમાં પ્રસિદ્ધ દેખાતાં વૃક્ષ પૂર્વાદિક દિશાઓમાં પ્રસાર પામે છે તેમ તે હિરણ્યગર્ભાદિક પણ નાના પ્રકારની દિશાઓમાં પ્રસાર પામે છે. માટે તે હિરણ્યગર્ભાદિક આ પ્રસિદ્ધ શાખાઓની પેઠે જેની શાખા છે તેનું નામ अध:शाख છે. આ સંસારરૂપ વૃક્ષ अश्वत्थ છે. જે વસ્તુ આગલે દિવસે રહેશે, એ પ્રકારના વિશ્વાસને યોગ્ય ન હોય તેનું નામ અશ્વત્થ છે. એવી રીતે વિશ્વાસને અયોગ્ય હોવાથી આ સંસાર વૃક્ષ अश्वत्थ છે. વળી આ સંસારરૂપ વૃક્ષ અવ્યય છે અર્થાત્ અનાદિ અનન્તરૂપ જે આ દેહાદિકનો પ્રવાહ તેનો આશ્રય છે તથા આત્મજ્ઞાનવિના આ સંસારવૃક્ષનો ઉચ્છેદ થતો નથિ માટે અવ્યય છે. જે સંસારવૃક્ષનાં વેદો પાંદડાં છે તે સંસાર વૃક્ષને જે પુરૂષ જાણે છે તે પુરૂષ વેદ જાણનારો છે. ૧

તે શાખારૂપ જીવોમાં પણ જે નિષિદ્ધ આચરણવાળા જીવ છે તે આ સંસારવૃક્ષની નીચે પ્રસાર પામેલી શાખાઓ છે અને શાસ્ત્રપ્રમાણે આચરણવાળા જે ધર્માત્મા જીવ છે તે આ સંસારવૃક્ષની, ઉપર પ્રસાર પામેલી શાખાઓ છે. જે શાખાઓ સત્વાદિક ગુણવડે વૃદ્ધિ પામી છે તથા શબ્દાદિક વિષયોરૂપ પલ્લવોવાળી છે. તે સંસારરૂપ વૃક્ષનાં મૂલ નીચે તથા ઉપર અનુસ્યૂત થઇને રહેલાં છે અને તે અધિકારી એવા મનુષ્ય દેહમાં પુણ્ય પાપરૂપ કર્મ ઉત્પન્ન કરનારાં છે. ૨

સંસારમાં રહેલાં પ્રાણિયોથી સંસારવૃક્ષનું તે પ્રકારનું રૂપ જાણી શકાતું નથિ અને અવસાનરૂપ અન્ત પણ જાણી શકાતો નથિ અર્થાત્ આટલા કાળ પછી આ સંસારવૃક્ષ સમાપ્તિ "

મશે એમ અન્ત પણ જાણી શકાતો નથિ. એનો આદિ પણ જાણવામાં આવતો નથિ અર્થાત્ આ સંસારવૃક્ષ આ કાળથી લઇને પ્રવર્તેલો છે, એમ તેનો આદિ પણ જાણવામાં આવતો નથિ. આ સંસારવૃક્ષનું મધ્ય પણ જાણી શકાતું નથિ અર્થાત્ જેના આદિ અન્ત છે તેનું મધ્ય હોય છે પણ જેને આદિ અન્ત નથિ તેનું મધ્ય પણ સિદ્ધ થતું નથિ. એવી રીતે ઘણા દૃઢ મૂલવાળા અશ્વત્થરૂપ સંસારવૃક્ષને વૈરાગ્યરૂપ શસ્ત્રવડે છેદીને બ્રહ્મ જાણવા યોગ્ય છે. ૩

ત્યાર થકી અનન્તર તે બ્રહ્મરૂપ પદજ અધિકારી પુરૂષોને શ્રવણ મનનાદિકથી જાણવા યોગ્ય છે. ત્યાં શ્રુતિ. सोऽन्वेष्टव्यःसविजिज्ञासितव्यः ॥ અર્થ ॥ તે પરબ્રહ્મજ અધિકારી પુરૂષને ખોળવા યોગ્ય છે તથા તે પરબ્રહ્મજ અધિકારી પુરૂષને જાણવાની ઇચ્છા કરવા યોગ્ય છે. જે પદમાં રહેલા વિદ્વાન પુરૂષો ફરીને જન્મ પામતા નથિ તથા જે પુરૂષથી સંસારવૃક્ષની પ્રવૃત્તિ અનાદિથી પ્રસરેલી તે આદ્યપુરૂષનેજ હું શરણે પ્રાપ્ત થયેલો છું. અર્થાત્ એ આદ્ય પુરૂષને શરણે જવું એજ તે પદને જાણવાનો ઉપાય છે. ૪

જે પુરૂષોથી માન અને મોહ એ બેઉ નિકળી ગયેલાંછે અર્થાત્ અહંકાર અને અવિવેકથી જે રહિત થયા છે તથા જે પુરૂષોએ સંગ અને દોષને જીતેલા છે જે પુરૂષો પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં તત્પર છે તથા જે પુરૂષોએ વિવેકવૈરાગ્યદ્વારા સર્વ કર્મનો ત્યાગ કરેલો છે તથા જે પુરૂષો સુખ દુઃખના કારણ હોવાથી સુઃખદુખ નામવાળા શીત ઉષ્ણ ક્ષુધા પિપાસા આદિક દ્વન્દ્વથી છૂટેલા છે તે વિદ્વાન્ પુરૂષો તે અવિનાશી પદને પામે છે. ૫

જે પદને પામીને તત્વવેત્તા પુરૂષો પાછા જન્મ પામતા નથિ તે પદને સૂર્ય પ્રકાશ પમાડતો નથિ, ચન્દ્રમા પ્રકાશ પમાડતો નથિ, અગ્નિ પ્રકાશ પમાડતો નથિ કારણ કે મારૂં પદ સર્વોત્કૃષ્ટ સ્વયંપ્રકાશ સ્વરૂપ છે. ત્યાં શ્રુતિ. ॥ नतत्रसू-

र्योभातिनचन्द्रतारकंनेमाविद्युतोभान्तिकुतोऽयमग्निः ॥ तमेव-भान्तमनुभातिसर्वंतस्यभासासर्वमिदंविभाति ॥ અર્થ ॥ તે પરબ્રહ્મરૂપ પદને સૂર્ય પ્રકાશ કરી શકતો નથિ. તથા ચન્દ્રમા અને તારાગણ પણ પ્રકાશ કરી શકતા નથિ તથા વિજલિયો પણ પ્રકાશ કરી શકતી નથિ તો અલ્પ પ્રકાશવાળો અગ્નિ કેમ પ્રકાશ કરી શકશે? અર્થાત્ કરી શકશે નહિ. પરબ્રહ્મના પ્રકાશની પછવાડે આ સર્વ પ્રકાશમાન થાય છે તથા તે પરબ્રહ્મની પ્રકાશરૂપ દીપ્તિવડે આ સર્વ જગત્ પ્રતીત થાય છે. ૬

આ સંસારમાં મારોજ અંશ પ્રાણના ધારણરૂપ ઉપાધિવડે જીવભૂત થયો છે અર્થાત્ કર્તા, ભોક્તા, સંસારી, એ પ્રકારની મિથ્યા પ્રસિદ્ધિ પામેલો છે. તે જીવરૂપ અંશ સનાતન છે માટે આત્મજ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી પોતાના સ્વરૂપભૂત બ્રહ્મને પ્રાપ્ત થઇને ફરીથી જન્મ પામતો નથિ અને તે જીવ મન જેમાં છઠું છે એવી અને પ્રકૃતિમાં રહેલી શ્રોત્રાદિક ઇન્દ્રિયોનું આકર્ષણ કરે છે. ૭

દેહ ઇન્દ્રિયરૂપ સંઘાતનો સ્વામી હોવાથી ઇશ્વરરૂપ આ જીવાત્મા જે કાળમાં ઉત્ક્રમણ કરે છે અર્થાત્ આ દેહથી બહાર નિર્ગમન કરે છે તે કાળમાં તે દેહથકી મનસહિત શ્રોત્રાદિક ઇન્દ્રિયોનું આકર્ષણ કરે છે. કેવળ આકર્ષણ કરે છે એટલુંજ નહિ પણ જે કાળમાં આ પૂર્વ શરીરથી બીજા શરીરને પામે છે તે વખતે મનસહિત શ્રોત્રાદિક ઇન્દ્રિયોને ગ્રહણ કરીને જાય છે પણ તેને છોડીને જતો નથિ. ત્યાં દૃષ્ટાન્ત આવી રીતે જાણવું કે જેમ વાયુ પુષ્પાદિક સ્થાનમાંથી ગન્ધને ગ્રહણ કરીને જાય છે. ૮

આ જીવાત્મા શ્રોત્ર ઇન્દ્રિયોને તથા ચક્ષુ ઇન્દ્રિયને તથા ત્વક્ ઇન્દ્રિયને તથા રસન ઇન્દ્રિયને તથા ઘ્રાણ ઇન્દ્રિયને તથા મનને આશ્રય કરીનેજ શબ્દાદિક વિષયોને ભોગવે છે. આ ઠેકાણે ॥ घ्राणमेवच ॥ એ વચનમાં રહેલા ચકારવડેવાક્ આદિક પાંચ કર્મ ઇન્દ્રિયોનું તથા પ્રાણનું પણ ગ્રહણ કરવું અ

ને ॥ मनश्च ॥ એ વચનમાં રહેલા ચકારવડે બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એ ત્રણેનું પણ ગ્રહણ કરવું, અર્થાત્ પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય, પંચપ્રાણ ચતુષ્ટય અન્તઃકરણ એ સર્વેનો આશ્રય કરીને આ જીવાત્મા શબ્દાદિક વિષયો ભોગવે છે પણ તે ઇન્દ્રિયાદિકનો આશ્રય કર્યાવિના કેવળ શુદ્ધ આત્મા શબ્દાદિક વિષયોને ભોગવતો નથિ. ત્યાં શ્રુતિ. आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिण: ॥ અર્થ. શ્રોત્રાદિક ઇન્દ્રિયોવડે તથા મનવડે યુક્ત આત્મા ભોકતા થાય છે, એ પ્રકારે વેદવેત્તા બુદ્ધિમન્ત પુરૂષો કહે છે. ૯

વસ્તુતાથી જોતાં ગમનાદિક સર્વ વિકારોથી રહિત છતાં પણ અન્તઃકરણાદિક ઉપાધિના તાદાત્મ્ય અધ્યાસથી પૂર્વ શરીરનો પરિત્યાગ કરીને ગમન કરનારો જે આ આત્મા, અથવા તે પૂર્વનાજ શરીરમાં રહેલો જે આ આત્મા, અથવા તે બીજા શરીરમાં શબ્દાદિક વિષયોને ભોગવનારો જે આ આત્મા, તથા સુખદુઃખ મોહરૂપ સત્વ, રજ અને તમ, એ ગુણોવડે યુકત જે આત્મા છે તે આત્મા સર્વ અવસ્થાઓમાં દેખવાને યોગ્ય છતાં પણ વિમૂઢ પુરૂષો તેને દેખી શકતા નથિ અને જે પુરૂષો શ્રુતિના પ્રમાણથી ઉત્પન્ન થયેલા જ્ઞાનરૂપ ચક્ષુવાળા છે તે વિવેકી પુરૂષો તો ઉત્ક્રમણાદિક સર્વ અવસ્થાઓમાં આત્માને દેહાદિકોથી ભિન્ન કરીને દેખે છે. ૧૦

ધ્યાનાદિક ઉપાયોવડે પ્રયત્ન કરનારા અને શુદ્ધ અન્તઃકરણવાળા યોગી પુરૂષો પોતાની બુદ્ધિમાં રહેલા આ આનન્દસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે અને જે પુરૂષોએ યજ્ઞાદિક નિષ્કામ કર્મ કરીને પોતાના અન્તઃકરણને શુદ્ધ કર્યું નથિ તથા આત્માઅનાત્માના વિવેકથી રહિત છે તે અશુદ્ધ અન્તઃકરણવાળા અવિવેકી પુરૂષો તો પ્રયત્ન કરતાં છતાં પણ આત્માનો સાક્ષાત્કાર કરી શક્તા નથિ. ૧૧

આદિત્યમાં રહેલું જે ચૈતન્યાદિક જ્યોતિરૂપ તેજ છે તથા ચન્દ્રમામાં રહેલું જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ છે તથા અગ્નિમાં રહેલું જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ છે કે જે

ચૈતન્ય જ્યોતિરૂપ તેજ આ સર્વ જગત્‌ને પ્રકાશ કરે છે તે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજને તું મારૂં સ્વરૂપભૂતજ છે એમ જાણ. જો કે સ્થાવર જંગમરૂપ સર્વ પદાર્થોમાં તે ચૈતન્યરૂપ જ્યોતિ સમાનજ છે તો પણ સત્વગુણની ઉત્કર્ષતાવડે તે આદિત્યાદિ, સર્વથી ઉત્કૃષ્ટ છે માટે તે આદિત્યાદિકોમાંજ તે ચૈતન્યરૂપ જ્યોતિ અતિશય સ્પષ્ટપણું પામે છે. ૧૨

હું પૃથ્વીથી દેવતારૂપવડે આ પૃથ્વીને સર્વ તરફથી વ્યાપ્ત કરીને તથા ધૂળની મુઠીની પેઠે પોતાના બલવડે અત્યન્ત દૃઢ કરીને આ પૃથ્વી ઉપર રહેનારા સ્થાવર જંગમરૂપ સર્વ ભૂતોને ધારણ કરૂં છું. ત્યાં શ્રુતિ. येनद्यौरुग्रापृथिवीचदृढा सदाधारपृथिवी ॥ અર્થ ॥ જે પરમાત્માએ સ્વર્ગ લોક તથા આ પૃથિવિ દૃઢ કરેલ છે કે જે વડે ગુરૂત્વ ધર્મવાળાં છતાં પણ આ સ્વર્ગ અને પૃથ્વી નીચે પડતાં નથિ તથા સત્યપરમાત્માનેજ આધારે છે. સર્વ રસભાવવાળો સોમરૂપે થઇને હું વ્રીહિયવાદિક સર્વ ઔષધિયોને પોષણ કરૂં છું. ૧૩

હું જઠરાગ્નિરૂપે થઇ પ્રાણિયોના દેહોની અન્દર પ્રવિષ્ટ થઇ તથા તે જઠરાગ્નિને પ્રજ્વલિત કરનારા પ્રાણ અપાનવડે યુક્ત થઇ પ્રાણિયોએ ભોજન કરેલા ભક્ષ્યથી ભોજ્ય લેહ્ય અને ચોષ્ય. એ ચાર પ્રકારના અન્નને પાચન કરૂં છું જે વસ્તુ દાંતવડે કકડા કરીને ભક્ષણ કરી શકાય તેનું નામ ભક્ષ્ય છે, જેમ કે પુરી વગેરે તથા જે વસ્તુ દાંતના વ્યાપારવિના કેવળ જીભથી હલાવીને અન્દર ગળી જવાય તેનું નામ ભોજ્ય છે, જેમ કે દુધપાક અને દાળ વગેરે તથા જે વસ્તુ જીભને પ્રાપ્ત થયા છતાં રસના સ્વાદમાત્રથી અન્દર ગળી શકાય અને કાંઇ રસરૂપ હોય તે લેહ્ય કહેવાય છે, જેમકે ગોળ અને કેરીનો રસ વગેરે તથા જે વસ્તુ દાંતથી દાબીને તેનો રસ અન્દર ગળીને બાકી રહેલા અસાર ભાગનો પરિત્યાગ કરાય છે તે વસ્તુને ચોષ્ય કહેવાય છે, જેમ કે શેરડી વગેરે. ॥ पचाम्यन्नंचतुर्विधं ॥ એનો બીજો પણ આવો અર્થ છે

હું જઠરાગ્નિરૂપે થઇ મનુષ્યાદિક સર્વ પ્રાણિયોની અન્દર રહી પાર્થિવ, આપ્ય, તૈજસ, વાયવ્ય, એ ચાર પ્રકારના અન્નને પાચન કરૂં છું. તેમાં મનુષ્યાદિક પ્રાણિયોનું તો વ્રીહિયવાદિક 'પાર્થિવ' અન્ન છે અને ચાતકાદિક પ્રાણિયોનું તો જલરૂપ 'આપ્ય' અન્ન છે અને વાલખિલ્યાદિક પ્રાણિયોનું તો અગ્નિરૂપ 'તૈજસ' અન્ન છે અને સર્પાદિક પ્રાણિયોનું તો વાયુરૂપ 'વાયવ્ય' અન્ન છે. ૧૪

બ્રહ્માને આદિ લઇ સ્થાવર પર્યન્ત જેટલાં ઊંચનીચ પ્રાણિયો છે તે સર્વ પ્રાણિયોની બુદ્ધિમાં હું પ્રવિષ્ટ થયો છું ત્યાં શ્રુતિ. ॥ सएष इहप्रविष्टः अनेनजीवात्मना ऽनुप्रविश्य नामरूपेव्याकरवाणि ॥ અર્થ ॥ તે પરમાત્મા જીવાત્મારૂપ થઇ આ સંઘાતમાં પ્રવિષ્ટ થયો છે અને આ જીવાત્મા રૂપવડે આ સંઘાતમાં પ્રવેશ કરી હું પરમાત્મા આ નામરૂપને સ્પષ્ટ કરૂં. તે માટે મારાથકીજ તે સર્વ પ્રાણિયોની સ્મૃતિ, જ્ઞાન તથા તે સ્મૃતિ અને જ્ઞાનનો અભાવ થાય છે તથા સર્વ વેદોવડે હુંજ જાણવા યોગ્ય છું. વેદાન્ત અર્થના સંપ્રદાયનો પ્રવર્તક તથા હુંજ સર્વ વેદના અર્થનો જાણનાર છું. ૧૫

સંસારમાં આ બેજ પુરૂષ છે, તેમાં એકતો ક્ષર પુરૂષ છે અર્થાત્ ઉત્પત્તિ નાશવાળા જેટલા કાર્યસમૂહ છે તે, અને બીજો અક્ષર નામે પુરૂષ છે અર્થાત્ આત્મજ્ઞાનવિના વિનાશથી રહિત તથા ક્ષર નામના પુરૂષની ઉત્પત્તિનું બીજરૂપ જે ભગવત્‌ની માયાશક્તિ તે બીજો અક્ષર નામે પુરૂષ છે. તે કૂટસ્થ છે. યથાર્થ વસ્તુનું આચ્છાદન કરીને અયથાર્થ વસ્તુનો જે પ્રકાશ છે કે જેને વંચન અને માયા પણ કહે છે તેનું નામ કૂટ છે અને તે કૂટરૂપવડે જે રહે તેનું નામ કૂટસ્થ છે. તેમાં કાર્યરૂપ સર્વ ભૂત ક્ષરપુરૂષ કહેવાય છે અને કૂટસ્થ અક્ષર પુરૂષ કહેવાયછે. કોઇક ટીકામાં તો ક્ષર શબ્દવડે સર્વ અચેતન વર્ગનું ગ્રહણ કરીને (कूटस्थो ऽक्षरउच्यते) એ વચન વડે ક્ષેત્ર નામના જીવાત્માનું ગ્રહણ કર્યું છે. ૧૬

અને અત્યન્ત ઉત્કૃષ્ટ પુરૂષ તો અન્યજ છે અર્થાત ક્ષર શબ્દવડે કહેલો જે કાર્યસમૂહ તથા અક્ષર શબ્દવડે કહેલી જે માયારૂપ કારણ ઉપાધિ, તે બેઉ જડ ઉપાધિયોથી અત્યન્ત વિલક્ષણ તથા તે બે ઉપાધિયોનો પ્રકાશ કરનારો અને ત્રીજો છે. જે પુરૂષને વેદાન્તશાસ્ત્રમાં પરમાત્મા, એ નામવડે કહેલો છે તથા જે ત્રણ લોકને સ્વાશ્રિત કરીને ધારણ પોષણ કરે છે. તે પરમાત્મા અવ્યયરૂપ અને ઇશ્વરરૂપ છે. ૧૭

સ્વપ્નાદિકની પેઠે માયામય સંસારવૃક્ષરૂપ ક્ષરને જે કારણથી હું અતિક્રમણ કર્તા છું તથા માયા અવિદ્યા અજ્ઞાન અને ભગવતશક્તિ ઇત્યાદિક નામવડે પ્રસિદ્ધ તથા સર્વ જગત્ના કારણરૂપ માયા નામવાળું જે અક્ષર તે થકી પણ હું ઉત્તમ છું માટે આ લોકમાં તથા વેદમાં પુરૂષોત્તમ એવા નામવડે પ્રસિદ્ધ છું લોકમાં એટલે કવિપુરૂષોએ રચેલાં કાવ્યાદિરૂપ લોકમાં તો ॥ हरिर्यथैकः पुरुषोत्तमः ॥ ઇત્યાદિક વચનોવડે પુરૂષોત્તમ એવા નામથી પ્રસિદ્ધ છું અને વેદમાં તો ॥ सउत्तमः पुरुषः ॥ ઇત્યાદિક વચનોવડે હું પુરૂષોત્તમ એવા નામથી પ્રસિદ્ધ છું. ૧૮

હે અર્જુન ! જે પુરૂષ સંમોહથી રહિત થઇ અર્થાત્ આ કૃષ્ણ પણ કોઇ મનુષ્ય વિશેષજ છે, એ પ્રકારના સંમોહથી રહિત થઇ મને પુરૂષોત્તમ નામવડે અર્થજ્ઞાનપૂર્વક પુરૂષોત્ત જ જાણે છે તે અધિકારી પુરૂષ મને અપાર ભક્તિયોગવડે સેવન કરે છે તથા તે પુરૂષ સર્વવિત છે અર્થાત મને સર્વના આત્મારૂપે જાણનારો પુરૂષ સર્વજ્ઞ છે. ૧૯

હે અનઘ! અર્થાત્ હે સર્વ વ્યસનથી રહિત! હે ભારત ! મેં તને પ્રથમ કહેલા પ્રકારવડે અત્યન્ત રહસ્યરૂપ સંપૂર્ણ શાસ્ત્ર સંક્ષેપથી કહ્યું છે અર્થાત્ અષ્ટાદશ અધ્યાયરૂપ સર્વ ગીતાશાસ્ત્રનો જેટલો અર્થ છે તે સંપૂર્ણ અર્થ સંક્ષેપથી આ પંદરમાં અધ્યાયમાં તને કહ્યો છે માટે આ પંદરમા અધ્યાયના અર્થને બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી નિશ્ચય કરીને અધિકારી પુરૂષ બુદ્ધિમાન્ થાય છે અને કૃતાર્થ થાય છે. ૨૦

# अध्याय १६ मो.

શાસ્ત્રે ઉપદેશ કરેલા અર્થમાં સંશયરહિત થઇને તે અર્થ કરવામાં જે તત્પર રહેવું તેનું નામ અભય છે. અન્તઃકરણની જે સારી રીતે નિર્મલતા તેનું નામ સત્વસંશુદ્ધિ છે. અધ્યાત્મ શાસ્ત્રથી આત્મસ્વરૂપનો જે નિશ્ચય કરવો તેનું નામ જ્ઞાન છે. ચિત્તની એકાગ્રતાવડે તે સ્વરૂપનું પોતાને વિષે જે આરૂઢપણું તેનું નામ યોગ છે તે જ્ઞાનયોગમાં જે નિરન્તર તત્પર રહેવું તેનું નામ જ્ઞાનયોગવ્યવસ્થિતિ છે. એવી રીતે અભય, અન્તઃકરણની શુદ્ધિ, જ્ઞાનયોગમાં વ્યવસ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને આર્જવ અર્થાત્ વક્રભાવથી રહિત થવું; એ સર્વ દૈવી સંપદ્રૂપ છે. ૧

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, અર્થાત્ અન્તઃકરણમાં ઉપશમ, અપૈશુન અર્થાત્ પરોક્ષકાળમાં અન્ય પુરૂષના દોષોને અન્ય પુરૂષોની પાસે પ્રગટ કરવાથી રહિત થવું, દયા એટલે દુઃખી પ્રાણિયો ઉપર કૃપા, અલોલુપ્ત્વ અર્થાત્ વિષયો સમીપ પ્રાપ્ત થાય તોપણ અને ભોગનું સામર્થ્ય વિદ્યમાન હોય તોપણ ઇન્દ્રિયોનું અવિકારીપણું, માર્દવ એટલે ક્રૂર સ્વભાવથી રહિત થવું, હ્રી એટલે લોકલજ્જા, અચાપલ એટલે ચપલતારહિત થવું; એ પ્રથમ કહેલું સઘળું બ્રાહ્મણના દૈવીસંપદ્રૂપ અસાધારણ ધર્મ છે. ૨

સ્ત્રી બાલકાદિક મૂઢ જનોથી જે અભિભવને પ્રાપ્ત ન થવું તેનું નામ તેજ છે અને સામર્થ્ય વિદ્યમાન છતાં પણ જે પરિભવ કરનારા પુરૂષો ઉપર ક્રોધ ન કરવો તેનું નામ ક્ષમા છે અને વ્યાકુલતાને પ્રાપ્ત થયા છતાં પણ દેહ ઇન્દ્રિયોને સ્થિરતા કરવાનો કોઇ પ્રયત્ન કે જે કરવાથી સ્થિર કરેલાં શરીર ઇન્દ્રિય વ્યાકુલતા પામે નહિ તેનું નામ ધૃતિ છે. એ તેજ, ક્ષમા, અને ધૃતિ, ક્ષત્રિયોની દૈવીસંપદ્રૂપ અસાધારણ ધર્મ છે. ધનાદિક અર્થોને સંપાદન કરવામાં જે માયા અને અનૃત આદિકથી રહિત થવું તેનું નામ શૌચ છે. અને કોઇ પ્રાણીને દ્રુ-

ણવાની ઇચ્છાવડે જે શસ્ત્રાદિકનું ગ્રહણ તે દ્રોહ કહેવાય અને દ્રોહથી જે નિવૃત્ત થવું તેનું નામ અદ્રોહ છે. આ શૌચ અને અદ્રોહ એ બેઉ વૈશ્યના દૈવીસંપદ્રૂપ અસાધારણ ધર્મ છે. અત્યન્ત માનીપણાનું નામ અતિમાનિતા અર્થાત્ પોતાને વિષે અત્યન્ત પૂજ્યપણાની ભાવના, અને અતિમાનિતાથી જે રહિત થવું તેનું નામ નાતિમાનિતા છે. એ નાતિમાનિતા શૂદ્રને દૈવી સંપદ્રૂપ અસાધારણ ધર્મ છે. એ સર્વ સત્વગુણવાળી વાસનાને સંપાદન કરીને જન્મેલા પુરૂષને થાય છે. ૩

હે પાર્થ! પોતાનું મહાન્પણું સિદ્ધ કરવા માટે લોકોની સમીપે પોતાને અત્યન્ત ધર્માત્માપણે જે પ્રસિદ્ધ થવું તેનું નામ દંભ છે અને ધન વિદ્યાદિક છે નિમિત્ત જેમાં એવો જે શ્રેષ્ઠ પુરૂષના અપમાનનો કારણભૂત કોઇક ગર્વ તેનું નામ દર્પ છે અને પોતાને વિષે અત્યન્ત પૂજ્યત્વરૂપ અતિશયપણાનો જે આરોપ કરવો તેનું નામ અતિમાન છે અને પોતાના અનિષ્ટ કરવામાં તથા પારકું અનિષ્ટ કરવામાં જે પ્રવૃત્તિ કરાવનારો છે તેનું નામ ક્રોધ છે અને પ્રત્યક્ષ જે અત્યન્ત કઠોર વચનનું ઉચ્ચારણ કરવું તેનું નામ પારૂષ્ય છે. અને આ મારે કરવા યોગ્ય છે તથા આ મારે કરવા યોગ્ય નથિ એવી રીતના વિવેકનો જે અભાવ તેનું નામ અજ્ઞાન છે. આ શરીરના આરંભકાળમાં પૂર્વનાં પાપકર્મવડે અભિવ્યક્તિને પ્રાપ્ત થયેલો તથા અસુર પુરૂષોની પ્રીતિનો વિષય જે રજોગુણ તમોગુણમય અશુભ વાસનાઓનો સમૂહ છે, તે અશુભ વાસનાઓના સમૂહને પોતાના અન્તઃકરણમાં પ્રાદુર્ભાવ થયેલો દેખીને જન્મ પામેલો જે પુરૂષ તેને એ દંભને આદિ લઇ અજ્ઞાન પર્યન્ત સર્વદોષ પ્રાપ્ત થાય છે. ૪

દૈવીસંપત્ અધિકારી પુરૂષને કૈવલ્યમોક્ષની પ્રાપ્તિ કરે છે માટે પોતાનું શ્રેય ઇચ્છનારા પુરૂષોએ તે દૈવીસંપદ્ ગ્રહણ કરવા યોગ્ય છે અને આસુરી સંપત્ બન્ધનમાટે છે અર્થાત્ સર્વ શાસ્ત્રવેત્તા પુરૂષો આસુરી સંપદ્‌ને વારંવાર જન્મમરણરૂપ સંસારના બન્ધનનું કારણજ કહે છે માટે શ્રેયની પ્રાપ્તિની ઇચ્છાવા-

ળા પુરૂષોએ તે આસુરી સંપદ્ અવશ્ય ત્યાગ કરવા યોગ્યછે. હવે હું અર્જુન દૈવીસંપદ્થી યુકત આસુરી સંપદથીયુક્તછું,એ પ્રકારના સંશયયુકત અર્જુનપ્રત્યે શ્રીભગવાન્ કહે છે કે હે પાંડવ! હું આસુરી સંપદ્થી યુકત છું એ પ્રકારની શંકાવડે તું શોક પામ માં, કારણ કે આ જન્મથી પૂર્વે પણ તે કલ્યાણનુ સંપાદન કરેલું છે અને આગળ પણ તારૂં કલ્યાણ થવું છે માટે પોતાને વિષે આસુરી સંપદ્ની શંકા કરીને તારે શોક કરવો યોગ્ય નથિ. ૫

આ સંસારમાં બે પ્રકારનીજ મનુષ્યોની સૃષ્ટિ છે, તેમાં એક દૈવસર્ગ છે અને બીજો આસુરસર્ગ છે. એ બે સર્ગથી ત્રીજો કોઇ રાક્ષસસર્ગ અથવા માનુષ્યસર્ગ નથિ. જે મનુષ્ય જે વખતે શાસ્ત્રથી થયેલા સંસ્કારોની પ્રબલતાથી સ્વભાવસિદ્ધ રાગદ્વેષની પ્રબળતાવડે શાસ્ત્રથી થયેલા સંસ્કારોનો અભિભવ કરીને કેવળ ધર્મપરાયણ થાય છે તે મનુષ્ય તે વખતે દેવ કહેવાય છે અને જે મનુષ્ય જે કાળમાં સ્વભાવ સિદ્ધ રાગ દ્વેષની પ્રબલતાવડે શાસ્ત્રથી થયેલા સંસ્કારોનો અભિભવ કરીને કેવળ અધર્મ પરાયણ થાય છે તે મનુષ્ય તે વખતે અસુર કહેવાય છે. તેમાં દૈવસર્ગ તો મેં તને પ્રથમ વિસ્તારથી કહ્યો હવે બીજા આસુરસર્ગને તું મારાથી શ્રવણ કર. ૬

દંભદર્પઆદિક રૂપ અસુરસ્વભાવવાળાં મનુષ્યો પ્રવૃત્તિને પણ જાણતાં નથિ અર્થાત્ પ્રવૃત્તિના વિષયભૂત ધર્મને જાણતાં નથિ તથા તે અસુર મનુષ્યો નિવૃત્તિને પણ જાણતાં નથિ અર્થાત્ નિવૃત્તિના વિષયભૂત અધર્મને જાણતાં નથિ. તેમાટેજ તે આસુર મનુષ્યોમાં શૌચ રહેતું નથિ તથા આચાર પણ રહેતો નથિ અને સત્ય પણ રહેતું નથિ. ૭

તે આસુર પુરૂષો આ જગત્ને અસત્ય કહે છે, અપ્રતિષ્ઠ કહે છે અર્થાત્ ધર્મ અધર્મરૂપ વ્યવસ્થાનો હેતુ જેમાં નથિ તેનું નામ અપ્રતિષ્ઠ છે, તે અપ્રતિષ્ઠરૂપે કહે છે તથા તે આસુર પુરૂષો આ જગત્ને અનીશ્વર કહે છે. શુભ અશુભ કર્મના સુખ દુઃખરૂપ ફલ આપવામાં ઇશ્વર જેનો નિયન્તા નથિ

તેનું નામ અનીશ્વર છે. એવું અનીશ્વર આ જગત્‌ને કહે છે. તે આસુર પુરૂષો આ જગત્‌ને ઇશ્વરથી ઉત્પન્ન થયેલું માનતા નથિ પણ અપરસ્પરસંભૂત માને છે અર્થાત્ વિષય સુખના અભિલાષારૂપ કામવડે પ્રેરણા કરેલા પુરૂષ તથા સ્ત્રીના સંયોગથી આ જગત્ ઉત્પન્ન થયેલું છે માટે આ જગત્ કામહેતુક છે, અર્થાત્ આ જગતનું કારણ કામજ છે પણ બીજું કોઇ કારણ નથિ એમ તે આસુર પુરૂષો કહે છે. ૮

એ પ્રથમ કહેલી દૃષ્ટિનો આશ્રય કરીને તે આસુર પુરૂષો નષ્ટાત્મા થાય છે. કામ ક્રોધાદિકરૂપ રજતમદોષવડે જેની વિવેકબુદ્ધિ ઢંકાયેલી છે તે નષ્ટાત્મા છે તથા તે આસુર પુરૂષો અલ્પ બુદ્ધિવાળા છે અર્થાત્ અત્યન્ત તુચ્છ એવાં જે સ્રક્ ચન્દન વનિતા આદિક વિષયોના ભોગ તેનું નામ અલ્પ છે અને તે અલ્પમાં છે બુદ્ધિ જેઓની તેનું નામ અલ્પ બુદ્ધિવાળા છે. એવી રીતે અલ્પબુદ્ધિવાળા અને ઉગ્રકર્મવાળા શત્રુ પુરૂષો પ્રાણિયોના નાશમાટે વ્યાઘ્ર સર્પાદિક રૂપે ઉત્પન્ન થાય છે. ૯

શતકોટિ વર્ષપર્યન્ત પણ વિષયોના ભોગવડે પૂર્ણ જે ન થાય તેનું નામ દુષ્પૂર છે. એવા દુષ્પૂર કામનો આશ્રય કરીને દંભ માન તથા મદવડે યુક્ત થયેલા અને અપવિત્ર વ્રતવાળા તે આસુર પુરૂષો અવિવેકથી અશુભ નિશ્ચયોને ગ્રહણ કરીને વેદવિરૂદ્ધ કર્મોમાં પ્રવર્ત્તે છે. એવા આસુર પુરૂષો મરીને નરકમાં પડે છે. એવી રીતે આ શ્લોકનો ॥ પતન્તિ નરકેऽશુચૌ ॥ એ કહેવાશે એવા વચન સાથે અન્વય કરવો.

અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિરૂપ જે યોગ તથા પ્રાપ્ત વસ્તુનું પરિરક્ષણરૂપ જે ક્ષેમ તથા પોતાના યોગ ક્ષેમના ઉપાયના ચિન્તનરૂપ જે ચિન્તા તે અપરિમેય છે અર્થાત્ આટલી સંખ્યાવાળી છે એ પ્રકારનો નિશ્ચય કરવાને અશક્ય છે અને તે ચિન્તા જીવત્કાળપર્યન્ત વર્તમાન છે. એવી અપરિમેય તથા પ્રલયાન્ત ચિન્તાનો તે આસુર પુરૂષો આશ્રય કરે છે. તેમ

સુર પુરૂષો સર્વકાળમાં અનન્ત ચિન્તાઓથી યુક્ત છે પણ કોઇ વખતે પરલોકની ચિન્તાથી યુક્ત હોતા નથિ અને શબ્દાદિક વિષયોને પરમ પુરૂષાર્થરૂપ જાણનારા છે તથા આ વિષયજન્ય સુખની કામનાવાળા છે. ૧૧

જે વસ્તુની પ્રાપ્તિનો ઉપાય કરવાને અશક્ય હોય તે વસ્તુની પ્રાપ્તિની જે પ્રાર્થના તેનું નામ આશા છે તે આશા લોકપ્રસિદ્ધ પાશલાની પેઠે પુરૂષને બન્ધનનું કારણ હોવાથી પાસરૂપ છે. એવા આશારૂપ પાશલાઓનાં અનેક શતવડે અર્થાત અનેક સમૂહવડે તે આસુરપુરૂષો બંધાયલા છે તથા તે પુરૂષો કામ અને ક્રોધનો આશ્રય કરનારા છે અર્થાત્ પરસ્ત્રિયોના સંભોગની અભિલાષાવડે તથા પારકું અનિષ્ઠ કરવાની અભિલાષાવડે નિરન્તર યુક્ત છે. એવા તે આસુરપુરૂષો વિષય ભોગ માટે અન્યાયવડે ધનાદિક પદાર્થોને ઇચ્છે છે. ૧૨

તે આસુરપુરૂષો ધનની તૃષ્ણાવડે યુક્ત છે તે માટેજ તેઓ એવું મનોરાજ્ય કરે છે કે આ ધન હમણાં મેં આ ઉપાયવડે મેળવ્યું છે અને આ ધનથી બીજું પણ મનની પ્રસન્નતા કરનારૂં ધન હું હમણાંજ પામીશ અને આ આટલું ધન તો મારા ઘરમાં મેં પ્રથમથીજ એકઠું કર્યું છે અને તે પણ આ ઉપાયવડે આગલા વર્ષમાં ઘણું વૃદ્ધિ પામશે. આ પ્રકારે મનની તૃષ્ણાવાળા પુરૂષો અપવિત્ર નરકમાં પડે છે એવી રીતે આ શ્લોકનો ॥ पतन्तिनरकेऽशुचौ ॥ એ કહેવાશે એવા શ્લોક સાથે અન્વય કરવો. ૧૩

અત્યન્ત દુર્જય એવો જે મારો શત્રુ હતો તેને મેં હણી નાંખ્યો માટે હવે પ્રયાસવિનાના બીજા પણ શત્રુઓને હણી નાખીશ. મારાથી કોઇ પણ શત્રુ હવે જીવન પામશે નહિ. હું ઇશ્વર છું કેવળ મનુષ્ય નથિ કે જે મનુષ્યપણાવડે મારી તુલ્ય અથવા અધિક કોઇ થઇ શકે. આ અત્યન્ત તુચ્છબલવાળાં હીનમનુષ્યો મારી શું હાનિ કરી શકશે. સર્વ પ્રકારે મારી તુલ્ય કોઇ નથિ. હું ભોગી છું અર્થાત્ વિષયભોગનાં સઘળાં સાધનથી યુક્ત છું તથા સિદ્ધ છું અર્થાત્ ભ્રાતા પુત્ર અને

ભૃત્ય આદિકના સહાયથી યુક્ત છું અને હું પંડે પણ બલવાન્ છું તથા સુખી છું. ૧૪

હું ધનવાન છું તથા કુલવાન્ છું માટે આ લોકમાં ધનવડે તથા કુલવડે મારી સમાન બીજું કોઇ નથિ. કોઇ એમ કહે કે ધનવડે તથા કુલવડે તમારી તુલ્ય કોઇ ભલે ન થાઓ પણ યાગવડે તથા દાનવડે તમારી તુલ્ય કોઇ થશે, તો હું કહું છું કે મારી પ્રતિષ્ઠામાટે હું મહાન્ યાગ કરીશ અને તે યાગવડે બીજા સર્વ યાગ કરનારા પુરૂષોનો પરાભવ કરીશ માટે યાગવડે પણ કોઇ મારી તુલ્ય નથિ અને મારી સ્તુતિ કરનારા જે નટ ભાટ અને નર્ત્તકી આદિક છે, તેઓને હું ઘણું ધન આપીશ અને ધન આપવાથી નર્ત્તકી આદિકની સાથે ઘણો હર્ષ પામીશ માટે દાનવડે પણ મારી તુલ્ય કોઇ પુરૂષ નથિ. આવી રીતે અવિવેકવડે તે આસુરપુરૂષો મોહ પામેલા છે. ૧૫

ચિત્તના અનેક પ્રકારના દુષ્ટ સંકલ્પોવડે જેઓને વિવિધ પ્રકારની ભ્રાન્તિ થયેલી છે એવા તે આસુરપુરૂષો મોહજાલથી ઢંકાયેલા છે અને તે પુરૂષો સર્વ પ્રકારે વિષયભોગમાંજ અત્યન્ત આશકત થયા છે અને તે વિષયભોગથી અત્યન્ત આશકિતવડે ક્ષણ ક્ષણમાં પાપનો સંચય કરીને અશુચિ એવા નરકમાં પડે છે. અર્થાત્ વિષ્ટા મૂત્ર શ્લેષ્મ રૂધિર, ઇત્યાદિક મલિન પદાર્થથી પૂર્ણ જે વૈતરણી આદિક નરક, તેમાંજ તેઓ પડે છે. ૧૬

તે પુરૂષો આત્મસંભાવિત છે અર્થાત્ અમે સર્વગુણસંપન્ન હોવાથી અત્યન્ત શ્રેષ્ટ છિયે એ પ્રકારે પોતે પોતાવડેજ પૂજ્યપણું પામેલા છે પણ કોઇ શ્રેષ્ઠ પુરૂષોવડે પૂજ્યપણું પામેલા નથિ તથા તે પુરૂષો સ્તબ્ધ છે અર્થાત્ નમ્રભાવથી રહિત છે કારણ કે તેઓ ધન માન અને મદવડે યુકત છે. એવી રીતે રહેલા તે આસુરપુરૂષો નામમાત્ર યજ્ઞોને પણ વિધિઅપૂર્વક કરતા નથિ. અને વેદોએ કહેલાં જેદ્રવ્ય દેવતા મંત્ર દ

ક્ષિણા, ઇત્યાદિક અંગ તે અંગોની સંપૂર્ણતાનો ત્યાગ કરીને તથા શ્રદ્ધારહિત થઇને દંભવડે કરે છે. ૧૭

અહંકાર, બલ, દર્પ, કામ, અને ક્રોધનો આશ્રય કરીને રહેલા તથા પોતાના દેહ અને પરદેહમાં રહેલો જે હું તેને દ્વેષ કરનારા અને અસૂયાદોષવાળા તે આસુરપુરૂષો નરકમાં પડે છે. જે ગુણ પોતાનામાં ન હોય તે ગુણોનું પોતાને વિષે આરોપણ કરીને તે આરોપિત ગુણોવડે જે પોતાના મહાન્‌પણાનું અભિમાન તેનું નામ અહંકાર છે તથા અન્ય પ્રાણિયોનો પરાભવ કરવામાટે શરીરમાં રહેલું જે સામર્થ્ય તેનું નામ બલ છે. એવી રીતે આ ઠેકાણે અહંકાર અને બલ શબ્દનો અર્થ જાણવો. ૧૮

શાસ્ત્રે પ્રતિપાદન કરેલા સત્યમાર્ગના વિરોધી પુરૂષો મારો તથા શ્રેષ્ઠ પુરૂષોનો દ્વેષ કરનારા છે તથા તે ક્રૂર મનુષ્યોમાં અધમ અને નિરન્તર અશુભ કર્મ કરનારા તે આસુરપુરૂષોને સંસારમાર્ગોમાં હું નાખુંછું અને પછી અત્યન્ત ક્રૂર એવી વ્યાઘ્ર સર્પાદિક યોનિયોમાંજ નાખું છું.ત્યાં શ્રુતિ.॥ अथक पूयचरणा अभ्यासोहयत्तेकपूयांयोनिमापद्येरन्श्वयोनिंवाशूकरयोनिंवाचाण्डालयोनिंवा॥ અર્થ ॥ શાસ્ત્રનિષિદ્ધ એવાં પાપકર્મોને કરનારા પુરૂષો તત્કાળ નીચ યોનિને પામે છે, કોઇ વખતે શ્વાનયોનિને પામે છે, કોઇ વખતે શૂકરયોનિને પામે છે, કોઇ વખતે ચાંડાલયોનિને પામે છે તથા એ વગેરે બીજી અનેક નીચ યોનિને પામે છે. ૧૯

હે અર્જુન! જે પુરૂષ કોઇ પણ વખતે આસુરીયોનિને પ્રાપ્ત થયાછે તે પુરૂષો જન્મજન્મમાં ઘણા તમોગુણથી વિવેકશૂન્ય થઇ તથા મને ન પ્રાપ્ત થઇને અર્થાત્ મેં ઉપદેશ કરેલા વેદ માર્ગને ન પ્રાપ્ત થઇને તે થકી પણ અત્યન્ત નિકૃષ્ટ ગતિને પામે છે. આ ઠેકાણે मामप्राप्यैव એ વચનનાઅન્તમાં રહેલો एव શબ્દ સ્થાવરાદિક યોનિયોમાં વેદમાર્ગની પ્રાપ્તિની અયોગ્યતાનો બોધ કરે છે. ૨૦

નરકની પ્રાપ્તિનું આ ત્રણ પ્રકારનું દ્વાર છે અને તે દ્વાર પ્રથમ કહેલી સર્વ આસુરી સંપદનું મૂલભૂત છે તથા આત્માનું નાશ કરનારૂં છે અર્થાત્ ધર્મમોક્ષાદિક સર્વ પુરૂષાર્થોના અયોગ્યતા સંપાદન કરીને અત્યન્ત અધમ યોનિયોની પ્રાપ્તિ કરનારૂં છે. એ ત્રણ પ્રકારનું દ્વાર કામ ક્રોધ અને લોભ, એ ત્રણ છે અને તે વ્યાઘ્ર, સર્પ, કીટ, પતંગ, અને વૃક્ષઆદિક અત્યન્ત અધમ યોનિયોની પ્રાપ્તિ કરનારૂં છે તે માટે અધિકારી પુરૂષે એ ત્રણેનો અવશ્ય પરિત્યાગ કરવો. ૨૧

હે અર્જુન! નરકની પ્રાપ્તિના સાધનભૂત તથા અત્યન્ત અધમ યોનિની પ્રાપ્તિના સાધનભૂત જે કામ ક્રોધ અને લોભ, તે ત્રણેથી રહિત થયેલો પુરૂષ પોતાના શ્રેયને સિદ્ધ કરે છે પણ તે કામાદિકથી બંધાયેલો પુરૂષ તે શ્રેયને સિદ્ધ કરી શકતો નથિ પણ ઉલટો પોતાનું અશ્રેય સંપાદન કરે છે કે જેવડે એ પુરૂષને નરકમાંજ પડવું થાય છે. એવી રીતે શ્રેયને સિદ્ધ કરનારો પુરૂષ તે શ્રેયથી પરમ ગતિને પામે છે. ૨૨

જે પુરૂષ શાસ્ત્રના વિધિનો અશ્રદ્ધાથી પરિત્યાગ કરીને પોતાની ઇચ્છામાત્રથી વર્તે છે અર્થાત્ શાસ્ત્રવિહિત કર્મ કરતો નથિ પણ શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરે છે, તે શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરનારો પુરૂષ પુરૂષાર્થની પ્રાપ્તિની યોગ્યતારૂપ અન્તઃકરણની શુદ્ધિને પામતો નથિ તથા આ લોકના સુખને પણ પામતો નથિ તથા સ્વર્ગરૂપ ઉત્કૃષ્ટ ગતિને તથા મોક્ષરૂપ ઉત્કૃષ્ટ ગતિને પણ પામતો નથિ પણ ઉલટો પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય છે. ૨૩

તેમાટે શ્રેયની ઇચ્છાવાન્ એવા તને કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં કેવળ શાસ્ત્રજ પ્રમાણરૂપ છે અર્થાત મારે શું કરવા યોગ્ય છે અને શું કરવા યોગ્ય નથિ એવી રીતે જે કર્ત્તવ્ય અને અકર્ત્તવ્ય અર્થની વ્યવસ્થા તેને વિષે શ્રુતિ સ્મૃતિ અને ઇતિહાસાદિરૂપ શાસ્ત્રનું પ્રમાણ બોધક છે પણ પોતાની બુદ્ધિ તથા નાસ્તિકાદિકોનાં વાકય તે વ્યવસ્થામાં પ્રમાણરૂપ નથિ માટે આ કર્મની અધિકાર ભૂમિમાં શાસ્ત્રવિધાને કહેલું કર્મ જાણીને તું પોતાનું યુદ્ધાદિક કર્મ કરવામે યોગ્ય છે. ૨૪

# अध्याय १७ मो.

હે કૃષ્ણ! જે પુરૂષો શ્રુતિ સ્મૃતિરૂપ શાસ્ત્રના વિધિનો ત્યાગ કરીને વર્ત્તે છે તથા જેમ અસુર પુરૂષો શ્રદ્ધારહિત હોય છે તેમ જેઓ શ્રદ્ધાથી રહિત હોતા નથિ પણ પોતાના પિતા અને પિતામહાદિક વૃદ્ધ પુરૂષોને અનુસરવા માત્રથી શ્રદ્ધાયુક્ત થઇ યજન કરે છે તે પુરૂષોની યજનાદિક ક્રિયાની વ્યવસ્થિતિ કેવા પ્રકારના છે? સાત્વિકી છે અથવા રાજસી-તામસી છે? જો કદાચિત્ સાત્વિકી હોય તો સાત્વિક સ્વભાવવાળા હોવાથી તે પુરૂષો દેવરૂપેજ થવા જોઇએ અને જો તે નિષ્ઠા કદાચિત્ રાજસીતામસી હોય તો તે પુરૂષો અસુરજ થવા જોઇએ. ૧

જે શ્રદ્ધાથી યુક્ત થયેલા પુરૂષો શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરીને યજનાદિક કર્મ કરે છે તે દેહાભિમાની પુરૂષોની સ્વભાવજન્ય શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે. અન્ય જન્મોમાં સંપાદન કરેલા ધર્મ અધર્માદિક સંસ્કારોવડે આ જન્મનો આરંભ કર્યો છે તે સંસ્કારોનુ નામ સ્વભાવ છે. તે જીવોનો સ્વભાવ સાત્વિક, રાજસ, અને તામસ એ ત્રણ પ્રકારનો છે. તે ત્રણ પ્રકારના સ્વભાવથી ઉત્પન્ન થયેલી શ્રદ્ધા પણ સાત્વિકી રાજસી અને તામસી, એવા ભેદવડે ત્રણ પ્રકારની છે. તે ત્રણ પ્રકારની શ્રદ્ધાને તું શ્રવણ કર. તે શ્રદ્ધાને સાંભળીને તે પુરૂષોમાં દેવભાવનો અથવા આસુરભાવનો તું પોતાની મેળે નિશ્ચય કરીશ. ૨

હે ભારત! સર્વ પ્રાણીમાત્રને પોત પોતાના અન્તઃકરણને અનુસારેજ શ્રદ્ધા થાય છે અર્થાત્ તે અન્તઃકરણની વિચિત્રતાથી શ્રદ્ધા પણ વિચિત્ર થાય છે. સત્વગુણ છે પ્રધાન જેમાં એવું જે અન્તઃકરણ તેને વિષે સાત્વિકી શ્રદ્ધા થાય છે તથા રજોગુણ છે પ્રધાન જેમાં એવા અન્તઃકરણમાં રાજસી શ્રદ્ધા થાય છે તથા તમોગુણ છે પ્રધાન જેમાં એવા અન્તઃક-

રણમાં તામસી શ્રદ્ધા થાય છે. એ પ્રમાણે અધિકારી પુરૂષ શ્રદ્ધામય થાય છે અને જે પુરૂષ જેવી શ્રદ્ધાવાળો થાય છે તે પુરૂષ તત્સદૃશજ થાય છે અર્થાત્ જે સાત્વિકી શ્રદ્ધાવાળો છે અથવા રાજસી શ્રદ્ધાવાળો છે અથવા તામસી શ્રદ્ધાવાળો છે તે પુરૂષ પોતાની શ્રદ્ધાને અનુસારે સાત્વિક કહેવાય છે અથવા રાજસ કહેવાય છે અથવા તામસ કહેવાય છે. માટે શ્રદ્ધાવડે તે નિષ્ઠા જાણી શકાય છે. ૩

તે શ્રદ્ધાવડે જે પુરૂષો સાત્વિક દેવતાઓનું યજન કરે છે તે અન્ય પુરૂષો સાત્વિક જાણવા અને શાસ્ત્રથી થયેલા વિવેકના જ્ઞાનથી રહિત એવા જે પુરૂષો તે સ્વભાવથી થયેલા જ્ઞાનવડે કુબેરાદિક યક્ષોનું તથા નૈર્ઋત આદિક રાક્ષસોનું યજન કરે છે ને અન્ય પુરૂષ રાજસ જાણવા તથા જે પુરૂષો તમોગુણવાળા પ્રેતોનું તથા ભૂતગણોનું યજન કરે છે તે અન્ય પુરૂષો તામસ જાણવા. ॥ भूतगणांश्चान्ये ॥ એ વચનના અન્તમાં રહેલું જે अन्ये એવું પદ તે પદનો ॥ सात्त्विकाःराजसाः तामसाः॥ એ ત્રણે પદ સાથે સમ્બન્ધ કરવો. તે થકી સાત્વિક રાજસ અને તામસ એ ત્રણ પ્રકારના પુરૂષો વિષે પરસ્પર વિલક્ષણતા સિદ્ધ થાય છે. ૪

જે પુરૂષો શાસ્ત્રમાં નહિ કહેલું ઘોર તપ કરે છે તથા જે પુરૂષો દંભ અને અહંકારથી સંયુકત છે તથા જે પુરૂષો કામરાગ બલવડે યુકત છે અર્થાત્ શબ્દાદિક વિષયોરૂપી કામ અને તે વિષયરૂપ કામમાં અત્યન્ત આસકિતરૂપ રાગ અને તે રાગરૂપ નિમિત્તવાળા અત્યન્ત દુઃખના સહન કરવારૂપી બલથી નિરન્તર યુકત છે તથા શરીરમાં રહેલા ભૂતોના સમૂહને કૃશ કરે છે તથા અન્તર્યામિરૂપવડે આ શરીરમાં રહેલો અને બુદ્ધિ તથા બુદ્ધિની વૃત્તિયોને સાક્ષીરૂપ જે હું તેને પણ શાસ્ત્રરૂપ આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જે કૃશ કરે છે અને તેથકીજ જે વિવેકશૂન્ય છે તે પુરૂષોને આસુરનિશ્ચયવાળા છે એમ તું જાણ. તે પુરૂષો જો કે મનુષ્યરૂપે જણાય છે તો પણ

અસુરોનાં કર્મ કરે છે માટે તેઓને તું અસુરરૂપજ જાણ અર્થાત્ તેઓને અસુરરૂપ જાણીને ઉપેક્ષા કર. ૫ ૬

પ્રથમ કહેલી શ્રદ્ધાજ કેવળ ત્રણ પ્રકારની છે એટલુંજ નહિ પરન્તુ સર્વ પ્રાણિયોને પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો છે. તેવી રીતે ધર્મની ઉત્પત્તિદ્વારા સ્વર્ગાદિક અદૃષ્ટ અર્થની સિદ્ધિ કરનારા જે યજ્ઞ તપ અને દાન તે પણ સાત્વિક રાજસ અને તામસ એવા ભેદવડે ત્રણ પ્રકારના છે તે આહારાદિકનો સાત્વિકાદિક ભેદ હુ તને કહું છું તે તું સાવધાન થઇને શ્રવણ કર. ૭

ઘણા કાળ સુધી જે જીવવું તેનું નામ આયુષ્ છે, બલવાન્ દુઃખ પ્રાપ્ત થાય તો પણ નિર્વિકારપણે જે ચિત્તમાં ધૈર્ય રાખવું તેનું નામ સત્વ છે, પોતાને યોગ્ય કામ કરવામાં પરિશ્રમ પડવા ન આપે એવું જે શરીરનું સામર્થ્ય તેનું નામ બલ છે, જ્વર અને શૂલ આદિક વ્યાધિયોનો જે અભાવ તેનું નામ આરોગ્ય છે, ભોજન પછી જે પોતાની અન્દર તૃપ્તિ તેનું નામ સુખ છે, ભોજનવિષે ઇચ્છાનું જે ઉત્કૃષ્ટપણું તેનું નામ પ્રીતિ છે, એવી રીતે આયુષ્ય સત્વ બલ આરોગ્ય સુખ અને પ્રીતિ એ સર્વનો જે આહાર વૃદ્ધિ પમાડનારા છે તથા જે આહાર રસ્ય છે અર્થાત્ મધુર રસની પ્રધાનતાવડે અત્યન્ત સ્વાદુ છે તથા જે આહાર સ્નિગ્ધ છે અર્થાત્ જે સ્વભાવ સિદ્ધ સ્નેહવડે તથા આગન્તુક એવા ઘૃતાદિકરૂપી સ્નેહવડે યુક્ત છે તથા જે આહાર સ્થિર છે અર્થાત્ રસાદિક અંશવડે શરીરમાં ચિરકાળપર્યન્ત રહેનારા છે તથા જે આહાર હૃદ્ય છે અર્થાત્ દુર્ગન્ધાદિક દોષથી રહિત હોવાથી જે પોતાને જોવામાત્રથીજ હૃદયની પ્રસન્નતા આપે છે તે આહાર સાત્વિક પુરૂષોનેજ પ્રિય છે અને તે આહાર પણ સાત્વિક છે. ૮

આ ઠેકાણે ॥ अति उष्ण ॥ એ શબ્દમાં રહેલા अति શબ્દનો કટુ આદિક સાત શબ્દોની સાથે અન્વય કરવો, તે થકી આવો અર્થ સિદ્ધ થાય છે કે જે આહાર અતિ કટુ છે, અતિ ખાટા છે, અતિ ખારા છે, અતિ ઉના છે, અતિ તીખે

ક્ષ્ણ છે, અતિ રૂક્ષ છે, તથા અતિ દાહ કરનારા છે, તથા દુઃખ શોક અને રોગ એ ત્રણેની પ્રાપ્તિ કરનારા છે તે આહાર રાજસ પુરૂષને પ્રિય છે. તેમાં નિમ્બઆદિકનો આહાર અતિ કટુ કહેવાય છે, લીંબુ આદિકનો આહાર અતિ અમ્લ કહેવાય છે, સૈન્ધવાદિકનો આહાર અતિ લવણ કહેવાય છે, જે આહાર કર્યા પછી મુખ તથા હાથને દાહ થાય તે આહાર અતિ ઉષ્ણ કહેવાય છે, મરચાંઆદિક આહાર અતિ તીક્ષ્ણ કહેવાય છે, કાંગ અને કોદરા આદિકનો આહાર તે અતિ રૂક્ષ કહેવાય છે, અત્યન્ત સન્તાપની પ્રાપ્તિ કરનારો જે આહાર તે અતિ વિદાહી કહેવાય છે, એવી રીતે તેનાં લક્ષણ છે. એ આહાર રાજસપુરૂષને પ્રિય છે. ૯

જે આહાર યાતયામ છે અર્થાત્ અર્દ્ધ પક્વ છે અથવા જે ભાતઆદિક આહાર પ્રહરાદિક કાળના વ્યવધાનથી શીતલતા પામેલો છે તે આહારનું નામ યાતયામ છે તથા જે આહારનો સારભાગ કહાડી લીધો છે તે આહારનું નામ ગતરસ છે તથા જે આહાર દુર્ગન્ધિવાળો છે તથા અગ્નિવડે પક્વ થયેલો છે તે એક રાત્રિના વ્યવધાનથી ભોજન કરનારા પુરૂષને તત્કાળ ઉન્માદની પ્રાપ્તિ કરનારો છે તથા જે આહાર કોઇના ભોજન થયા પછી ઉચ્છિષ્ટ થયો છે તથા જે આહાર યજ્ઞને અયોગ્ય અને માંસ મત્સ્યાદિક રૂપે છે, તે સઘળા આહાર તામસ પુરૂષોને પ્રિય છે માટે સાત્વિક પુરૂષોએ તેનો ત્યાગ કરવો. ૧૦

અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ, અને જ્યોતિષ્ટોમ, ઇત્યાદિકનું નામ યજ્ઞ કહેવાય છે. તે યજ્ઞ બે પ્રકારનો હોય છે એક કામ્યયજ્ઞ અને બીજો નિત્યયજ્ઞ. સ્વર્ગાદિ ફલના સંયોગવડે વિધાન કરેલો જે યજ્ઞ તેનું નામ કામ્યયજ્ઞ કહેવાય છે. તે કામ્યયજ્ઞ સર્વ અંગની સંપૂર્ણતાપૂર્વક પોતાથીજ કરાય છે પણ બ્રાહ્મણાદિક પ્રતિનિધિ દ્વારા કરાતો નથી. ॥ યાવજ્જીવમગ્નિહોત્રંજુહોતિ ॥ ઇત્યાદિક વચનોવડે ફલના સંયોગ વિના કેવળ જીવનાદિક નિમિત્તના સંયોગવડે કહેલો જે ય-

જ્ઞ સર્વ અંગોની પૂર્ણતાનો અભાવ છતે બ્રાહ્મણાદિક પ્રતિનિધિવડે પણ કરાય છે તે યજ્ઞ નિત્યયજ્ઞ કહેવાય છે. એ નિત્યયજ્ઞ અવશ્ય કરવા યોગ્ય છે એ પ્રકારે મનમાં નિશ્ચય કરીને જે શાસ્ત્રવિહિત યજ્ઞ કરાય છે. તે યજ્ઞ સાત્વિક કહેવાય છે. ૧૧

હે ભરતકુલમાં શ્રેષ્ઠ અર્જુન ! પુરૂષોની કામનાનાં વિષયભૂત જે સ્વર્ગાદિક ફલ તેના ઉદ્દેશ કરીને જે યજ્ઞ કરાય પણ અન્તઃકરણની શુદ્ધિના ઉદ્દેશ માટે જે કરાતો નથિ તથા લોકમાં અમે ધર્માત્મા છિયે એમ દંભનેમાટે પણ જે યજ્ઞ કરાય છે તે યજ્ઞને તું રાજસયજ્ઞ છે એમ જાણ. આ ઠેકાણે ॥ભરતશ્રેષ્ઠ॥ એ સમ્બોધનવડે શ્રીભગવાને અર્જુનમાં તે રાજસકર્મનો પરિત્યાગ કરવાની યોગ્યતા સૂચન કરી. ૧૨

જે યજ્ઞ વિધિહિન છે અર્થાત્ જે પ્રકારે શાસ્ત્રે તે યજ્ઞ કરવામાટે કહ્યું હોય તે શાસ્ત્રોકત રીતિથી જે યજ્ઞ વિપરીત છે તથા જે યજ્ઞમાં બ્રાહ્મણાદિકોને અન્નદાન કરાતું નથિ તથા જે યજ્ઞ ઉદાત્તાદિક સ્વરોવડે તથા કકારાદિક વર્ણોવડે બરોબર યુક્ત એવા મંત્રોથી રહિત છે તથા જે યજ્ઞ દક્ષિણાથી રહિત છે તથા જે યજ્ઞ ઋત્વિક્ અને બ્રાહ્મણાદિકના દ્વેષાદિક થવાથી શ્રદ્ધારહિત છે તે યજ્ઞને વેદ જાણનારા શિષ્ટ પુરૂષો તામસયજ્ઞ કહે છે. ૧૩

બ્રહ્માદિક દેવોનું પૂજન, સદાચારયુકત ઉત્તમ બ્રાહ્મણોનું પૂજન, પિતા માતા અને આચાર્ય વગેરે વૃદ્ધ પુરૂષોરૂપી ગુરૂઓનું પૂજન, વેદના અર્થ જાણનારા પ્રાજ્ઞ પુરૂષોનું પૂજન, શરીરની શુદ્ધિ, આર્જવ, બ્રહ્મચર્ય તથા અહિંસા, એ સર્વ શરીરસમ્બન્ધી તપ કહેવાય છે. એ પ્રકારે દેવપૂજનમે આદિ લઇ અહિંસાપર્યન્ત સર્વ શારીર તપ છે. ૧૪

જે વાકય કોઇ પણ સાંભળનાર પ્રાણીને દુઃખની પ્રાપ્તિ કરતું નથિ તથા જે વાકય સત્ય છે તથા જે વાકયનો અર્થ કોઇ અન્ય પ્રમાણવડે બાધ પામતો નથિ તથા જે વાક્ય પોતાના ઉચ્ચારણ કાળમાંજ બોલતા પુરૂષોની શ્રોત્રઇન્દ્રયને સુખ પ્રાપ્તિ કરનારૂં છે તથા જે વાકય આગળ જતાં પરિણામમાં

પણ શ્રોતા પુરૂષને સુખકારક છે. એવી રીતે જે વાકયનો ઉચ્ચાર કરવો તેનું નામ વાઙમય તપ છે અર્થાત્ વાચિક તપ કહેવાય છે અને શાસ્ત્રે વેદોના અધ્યયન કાળમાં જે જે નિયમ કહેલા છે તે શાસ્ત્રોક્ત નિયમપૂર્વક જે ઋગાદિક વેદોનો અભ્યાસ તે પણ વાચિક તપ કહેવાય છે. ૧૫

વિષયોની ચિન્તાથી રહિતપણારૂપી જે મનની સ્વસ્થતા તેનું નામ મનઃપ્રસાદ છે અને સર્વ લોકોના હિત્તની ઇચ્છા કરવી તથા શાસ્ત્રનિષિદ્ધ પદાર્થોનું ચિન્તન ન કરવું, એમ જે સારૂં મન રાખવું તેનું નામ સૌમ્યત્વછે અને વાક્ ઇન્દ્રિયના સંયમ ભૂત જે મનનો સંયમ તેનું નામ મૌન છે. મનની સર્વ વૃત્તિયોનો જે વિશેષે કરીને નિગ્રહ કરવો તેનું નામ આત્માવિનિગ્રહ છે. હૃદયમાં કામ ક્રોધાદિરૂપ અશુદ્ધિને જે ન ઉત્પન્ન કરવી તેનું નામ ભાવસંશુદ્ધિ છે અથવા વ્યવહારકાળમાં અન્ય પુરૂષોની સાથે જે છલકપટરૂપ માયાથી રહિત થવું તેનું નામ ભાવસંશુદ્ધિ છે અથવા વ્યવહારકાળમાં અન્ય પુરૂષાની સાથે જે છલકપટરૂપ માયાથી રહિત થવું તેનું નામ ભાવસંશુદ્ધિ છે. એ પ્રકારે મનઃપ્રસાદને આદિ લઇ ભાવસંશુદ્ધિ પર્યન્ત સર્વ માનસતપ કહેવાય છે. ૧૬.

ફલની ઇચ્છાથી રહિત જે યુકતપુરૂષો અર્થાત્ કાર્યની સિદ્ધિ અસિદ્ધિમાં વિષાદરૂપ વિકારભાવથી રહિત એકાગ્ર ચિત્તવાળા પુરૂષો છે તેઓએ આસ્તિકય બુદ્ધિરૂપ શ્રદ્ધાવડે અનુષ્ઠાન કરેલું જે શારીર વાચિક અને માનસ એ ત્રણ પ્રકારનું તપ, તેને વેદ જાણનારા શિષ્ટપુરૂષો સાત્વિકતપ કહેછે.

આ તપસ્વી પુરૂષ ઘણો શ્રેષ્ઠ છે એ પ્રકારે અવિવેકી પુરૂષોએ કરેલી જે સ્તુતિ તેનું નામ સત્કાર છે અને અવિવેકી પુરૂષોએ કરેલું જે અભ્યુત્થાનાદિક તેનું નામ માન છે અને અવિવેકી પુરૂષોએ કરેલું જે પાદપ્રક્ષાલન અર્ચન અને ધનનું દાન તેનું નામ પૂજા છે. એવી રીતે સત્કારમાન તથા પૂજા માટે કેવળ દંભવડે જે તપ કરાય તેનું નામ શાસ્ત્રવેત્તાઓ-

એ રાજસતપ કહ્યું છે. તે તપ આ લોકમાંજ કેવલ ફલ આ-પનારૂં છે ને અલ્પ અકાળસુધી રહેનારા ફલને આપનારૂં છે તથા અધ્રુવ છે અર્થાત્ ફલનાં કારણતાના નિયમથી રહિત છે કારણ કે રાજસતપ કરનારા પુરૂષોને નિયમથી ફલ પ્રાપ્ત થતું નથિ. ૧૮

ઘણા અવિવેકથી કરેલા દુરાગ્રહવડે દેહ ઇન્દ્રિયરૂપ સંઘાતની પીડા કરીને જે તપ કરાય છે અથવા બીજા કોઇ પ્રાણિયોના વિનાશમાટે જે તપ કરાય છે તે તપને શાસ્ત્રવેત્તા શિષ્ટપુરૂષોએ તામસ તપ કહેલું છે. ૧૯

આ દાન મારે અવશ્ય કરવા યોગ્ય છે એ પ્રકારના નિશ્ચયવડે તથા તે દાનના ફલની ઇચ્છાથી રહિત થઇને સુવર્ણ અન્ન ભૂમિ, ગાય, ઇત્યાદિક પદાર્થોનું દાન ઉત્તમ દેશ તથા ઉત્તમ કાળમાં અનુપકારી પાત્રને આપવામાં આવે તે દાન શાસ્ત્ર જાણનારા પુરૂષોએ સાત્વિક કહ્યું છે. કુરૂક્ષેત્રાદિક તીર્થભૂમિનું નામ ઉત્તમ દેશ છે અને સૂર્યગ્રહણાદિક કાળનું નામ ઉત્તમ કાળ છે અને જે પુરૂષ પોતાની ઉપર કોઇ વખતે પણ ઉપકાર કરતો નથિ તેનું નામ અનુપકારી છે. વિદ્યાદિક ગુણવડે જે બ્રાહ્મણયુકત હોય તેનું નામ પાત્ર છે. ૨૦

જે દાન પ્રતિઉપકારમાટે દેવાય છે અર્થાત્ આ બ્રાહ્મણને જો હું દાન આપીશ તો આ બ્રાહ્મણ કોઇપણ વખતે મારી ઉપર ઉપકાર કરશે, એ પ્રકારની બુદ્ધિવડે કેવળ દૃષ્ટ પ્રયોજનની સિદ્ધિમાટેજ જે દાન દેવાય છે અથવા આ દાનવડે મને સ્વર્ગાદિક ફલ મળશે એ પ્રકારે સ્વર્ગાદિક ફલના ઉદ્દેશવડે જે દાન દેવાય છે તથા આટલું બધું ધન મેં શામાટે ખરચ્યું, એ પ્રકારે પશ્ચાત્તાપવાળુ થઇને જે દાન દેવાય છે તે દાન શાસ્ત્રવેત્તા શિષ્ટપુરૂષોએ રાજસ કહ્યું છે. આ ઠેકાણે ॥ યત્તુ ॥ એ વચનમાં રહેલો તુશબ્દ પ્રથમ કહેલા સાત્વિકદાનથી આ રાજસદાનમાં વિલક્ષપણું જણાવવામાટે છે. ૨૧

સ્વભાવથી અથવા દુર્જન પુરૂષોના સમ્બન્ધથી પાપનું

કારણરૂપ જે અપવિત્ર સ્થાન તેનું નામ અદેશ છે અને પુ-ણ્યના કારણરૂપવડે અપ્રસિદ્ધ જે કોઇક કાળ તેનું નામ અ-કાળ છે અથવા અશૌચ કાળનું નામ અકાળ છે એવા અદે-શ તથા અકાળમાં વિદ્યા અને તપથી રહિત પુરૂષોને જે સુ-વર્ણાદિક પદાર્થોનું દાન દેવાય તે દાન શાસ્ત્રવેત્તા શિષ્ટપુરૂષો-એ તામસ કહેલું છે. ઉત્તમ દેશ ઉત્તમ કાળ અને ઉત્તમ પાત્ર આ ત્રણે પ્રાપ્ત હોય પણ જે સત્કારરહિત અને અવજ્ઞા પૂર્વક દેવાય તે દાનને શિષ્ટપુરૂષોએ તામસ કહેલું છે. ૨૨

જેમ अकार उकार અને मकार એ ત્રણ અવયવોવાળું એકજ પ્રણવ નામ પરબ્રહ્મનું છે તેમ ॐ तत् અને सत् એ ત્રણ અવયવવાળું એ એક પરબ્રહ્મનું નામ વેદાન્ત જાણનારા પુરૂષોએ સ્મરણ કર્યું છે. તે માટે હમણાં પણ વેદાન્ત જાણ-નારાઓએ ॐतत्सत् એ પરબ્રહ્મનું નામ અવશ્ય સ્મરણ કરવું. એ નામ સ્મરણ કરવાથી પુરૂષને યજ્ઞ તપ અને દાનાદિક ક-ર્મોમાં વિગુણતા દોષની પ્રાપ્તિ થતી નથિ. તે નામવડે સૃ-ષ્ટિના આદિકાળમાં પ્રજાપતિયે બ્રાહ્મણાદિક કર્ત્તા, કારણરૂપ વેદ તથા કર્મોરૂપ યજ્ઞો ઉત્પન્ન કર્યા છે. ૨૩

તેમાટે ॐ એ શબ્દના ઉચ્ચારણવડેજ વેદવેત્તા શિષ્ટપુ-રૂષોની વિધિશાસ્ત્રબોધિત યજ્ઞ દાન અને તપરૂપ સર્વ ક્રિયા-ઓ નિરન્તર પ્રવર્તે છે અર્થાત્ તે પુરૂષો શાસ્ત્રવિહિત જે જે યજ્ઞ તપ દાનાદિરૂપ ક્રિયા કરે છે તે તે ક્રિયાથી પૂર્વે ॐ એ શબ્દનો ઉચ્ચાર કરીનેજ તે તે ક્રિયા કરે છે. તે ॐકારના ઉ-ચ્ચારણના પ્રભાવથી વેદવેત્તા પુરૂષોની યજ્ઞદાનાદિકરૂપ ક્રિયા-ઓ ત્રિગુણતા દોષથી રહિત થઇને સમાપ્ત થાય છે. ૨૪

મોક્ષની ઇચ્છાવાળા પુરૂષોએ तत् એ નામનું ઉચ્ચારણ કરીને તથા ફલની ઇચ્છારહિત થઇ જે પોતાના અન્તઃકરણ-ની શુદ્ધિમાટે નાનાપ્રકારની યજ્ઞરૂપ ક્રિયાઓ કરાય છે તથા નાનાપ્રકારની તપરૂપ ક્રિયાઓ કરાય છે તથા નાનાપ્રકારની દાનરૂપ ક્રિયાઓ કરાય છે. તે तत् શબ્દના ઉચ્ચારણના પ્રભાવથી મુમુક્ષુજનોની યજ્ઞ તપ અને દાનાદિરૂપ સર્વ

ક્રિયા નિર્વિઘ્ન સમાપ્ત થાય છે માટે तत् શબ્દ પણ અત્યન્ત શ્રેષ્ઠ છે. ૨૫

હે અર્જુન! સત્ એવું જે બ્રહ્મનું નામ છે તેને શાસ્ત્રવેત્તા શિષ્ટપુરૂષો સદ્ભાવમાં ઉચ્ચારણ કરે છે અર્થાત્ જે વસ્તુની અવિદ્યમાનપણાની શંકા હોય તે વસ્તુના વિદ્યમાનપણામાં તે સત્ શબ્દ ઉચ્ચારણ કરાય છે તથા શિષ્ટપુરૂષો સાધુભાવમાં પણ તે સત્ શબ્દનો ઉચ્ચાર કરે છે અર્થાત્ જે વસ્તુની અસાધુપણાની શંકા હોય તે વસ્તુના સાધુપણામાં પણ તે શબ્દ ઉચ્ચારણ કરાય છે માટે આ સત્ શબ્દ વિગુણતા દોષની નિવૃત્તિ કરીને તે યજ્ઞાદિક કર્મોનું સાધુપણું કરવામાટે તથા તે યજ્ઞાદિક કર્મોના ફલની વિદ્યમાનતા કરવાને સમર્થ છે અને તેથી શ્રેષ્ઠ કર્મમાં તે જોડાય છે. ૨૬

તથા યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે સ્થિતિ છે તેને પણ વિદ્વાન્ પુરૂષોએ સત્ એવા નામવડે કહેલી છે. તથા તદર્થીય કર્મ પણ સત્ એવા નામવડે કહેલું છે. તેમાં યજ્ઞ તપ અને દાનરૂપ અર્થોમાં ઉત્પન્ન થયેલો જે તે યજ્ઞાદિકોને અનુકૂલ કર્મવિશેષ તેનું નામ તદર્થીય કર્મ છે. અથવા જે બ્રહ્મનું સત્ એવું નામ કહેલું છે તે બ્રહ્મ છે વિષય જેનો તેનું નામ તદર્થ છે અને એવું તદર્થરૂપ શુદ્ધ બ્રહ્મવિષયક જ્ઞાન છે. તે બ્રહ્મજ્ઞાનને અનુકૂલ જે કર્મ તેનું નામ તદર્થીય કર્મ છે. એવા તદર્થીય કર્મને પણ વિદ્વાન્ પુરૂષો સત્ એવા નામથી કહે છે. ૨૭

હે પાર્થ! પુરૂષે અશ્રદ્ધાવડે જે અગ્નિમાં હોમેલું છે તથા બ્રાહ્મણોને સુવર્ણાદિક પદાર્થોનું દાન આપેલું છે તથા શારીર તપ, વાચિક તપ, માનસ તપ, એ ત્રણ પ્રકારનું જે તપ કરાયેલું છે તથા એથકી પણ અન્ય જે સ્તુતિ નમસ્કારાદિક કર્મ કરાયેલું છે; તે અશ્રદ્ધાવડે કરેલાં હવનાદિક સર્વ કર્મ અસત્ એ પ્રકારના નામવડે કહેવાય છે માટે શ્રદ્ધાવિના કરેલાં તે કર્મોનો ॥ ॐ तत्सत् ॥ એ નામવડે તે સાધુભાવ કરી શકતો નથિ. ૨૮

# अध्याय १८ मो.

હે મહાબાહો! હે ઇન્દ્રિયોના ઇશ! હે કેશિદૈત્યને નાશ કરનારા! સંન્યાસ તથા ત્યાગનું સ્વરૂપ હું પૃથક્ પૃથક્ જાણવાને ઇચ્છું છું તે મને કૃપા કરીને કહો. મહોટા જેના બે હાથ છે તેનું નામ મહાબાહુ છે અને કેશિ નામના દૈત્યનો જેણે નાશ કર્યો છે તે કેશિનિષૂદન છે. એ બે સમ્બોધનવડે અર્જુને શ્રીભગવાન્‌માં બાહ્ય ઉપદ્રવ નિવૃત કરવાનું સામર્થ્ય સૂચન કર્યું. હૃષીક એવું નામ ઇન્દ્રિયોનું છે તે ઇન્દ્રિયોનો જે ઇશ હોય અર્થાત્ પ્રવર્તક હોય તેનું નામ હૃષીકેશ છે. એ સમ્બોધનવડે અર્જુને શ્રીભગવાન્‌માં અન્દરના કામ ક્રોધાદિક ઉપદ્રવો નિવૃત્ત કરવાનું સામર્થ્ય સૂચન કર્યું. ૧

॥ स्वर्गकामोयजेत । पुत्रकामोयजेत ॥ ઇત્યાદિક વિધિવચનોએ સ્વર્ગાદિકની ફલની કામનાવાળા પુરૂષોપ્રત્યે વિધાન કરેલાં જે જ્યોતિષ્ટોમાદિક કામ્યકર્મ કે જે અન્તઃકરણની શુદ્ધિ કરવામાં કિંચિત્‌માત્રપણ ઉપયોગ આવતાં નથિ, એવાં કામ્યકર્મોનો જે ત્યાગ તેને કેટલાક સૂક્ષ્મદર્શી પુરૂષો સંન્યાસરૂપ જાણે છે. આ એક પ્રથમ મત જાણવું. સર્વ કામ્યકર્મોના તથા સર્વ નિત્યકર્મોના ફલનો જે ત્યાગ અર્થાત્ અન્તઃકરણની શુદ્ધિની ઇચ્છાવડે અને જ્ઞાનની પ્રાપ્તિ માટે તે કામ્ય અને નિત્યરૂપ સર્વ કર્મનું અનુષ્ઠાન છે તે સર્વ કર્મના ફલના ત્યાગને વિચારમાં કુશળ પુરૂષો ત્યાગરૂપ કહે છે. આ બીજું મત જાણવું. ૨

દોષવાળું સઘળું કર્મ મનુષ્યોને ત્યાગ કરવા યોગ્ય છે, એ પ્રકારે કોઇક બુદ્ધિમન્ત પુરૂષો કહે છે. આ શ્લોકના પૂર્વાર્દ્ધથી એક પક્ષ થયો, હવે શ્લોકના ઉત્તરાર્ધવડે બીજો પક્ષ કહે છે કે હે અર્જુન! અન્તઃકરણની શુદ્ધિથી રહિત જે કર્મના અધિકારી પુરૂષો તેઓએ અન્તઃકરણની શુદ્ધિદ્વારા જીજ્ઞાસાની ઉત્પત્તિમાટે યજ્ઞ દાન અને તપરૂપ કર્મ કોઇ વખતે પણ ત્યાગ કરવું નહિ, એમ બીજા બુદ્ધિમન્ત પુરૂષો કહે છે. ૩

હે ભરતકુલમાં શ્રેષ્ઠ! અન્તઃકરણની શુદ્ધિથી રહિત એવા કર્મના અધિકારી પુરૂષો જેના કર્ત્તા છે તથા સંન્યાસ અને ત્યાગ એ બે શબ્દવડે જે ત્યાગનું સ્વરૂપ તેં મને પુછેલું છે તે ત્યાગમાં પૂર્વ આચાર્યોએ જે નિશ્ચય કરેલો છે તે નિશ્ચયને તું મારાથી શ્રવણ કર. હે પુરૂષવ્યાઘ્ર! તે ત્યાગ ત્રણ પ્રકારનો નિશ્ચે કહેલો છે અર્થાત્ તામસ રાજસ અને સાત્વિક, એ ભેદવડે કહેલો છે. ૪

અગ્નિહોત્રાદિકરૂપ જે યજ્ઞ તથા શાસ્ત્રવિધિ પ્રમાણે ઉત્તમ દેશકાળમાં સુપાત્રને ગાય સુવર્ણ અને અન્નાદિક પદાર્થોનું જે દાન તથા કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિક જે તપ, તે સર્વે બુદ્ધિમન્ત પુરૂષોને પવિત્ર કરનારાં છે અર્થાત્ જ્ઞાનના પ્રતિબન્ધક પાપરૂપ મલની નિવૃત્તિ કરીને તથા જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતારૂપ પુણ્ય ગુણનું આધાન કરીને ફલની ઇચ્છાથી રહિત પુરૂષોને પવિત્ર કરનારાં છે માટે બુદ્ધિમન્ત પુરૂષોએ તે યજ્ઞ દાન અને તપરૂપ કર્મ અવશ્ય કરવાં જોઇએ. ૫

હે પાર્થ! જો કે કામ્યકર્મ પણ પોતાના ધર્મસ્વભાવથી આ પુરૂષના અન્તઃકરણની શુદ્ધિ કરે છે તોપણ તે કામ્યકર્મથી થયેલી અન્તઃકરણની શુદ્ધિ તે કામ્યકર્મોના સુખરૂપ ફલના ભોગમાત્રમાં ઉપયોગી થાય છે પણ આત્મજ્ઞાનમાં કાંઇ ઉપયોગી થતી નથિ માટે મુમુક્ષુઓએ ફલની ઇચ્છાપૂર્વક યજ્ઞાદિક કર્મ કરવાં નહિ પણ કર્તૃત્વઅભિમાનનો ત્યાગ કરીને તથા ફલની ઇચ્છાનો ત્યાગ કરીને તે યજ્ઞદાનાદિક કર્મ અવશ્ય કરવા યોગ્ય છે માટે યજ્ઞદાનાદિક કર્મ ત્યાગ કરવા યોગ્ય છે કે ત્યાગ કરવા યોગ્ય નથિ એ બે પ્રકારના મતમાં તે કર્મ ત્યાગ કરવા યોગ્ય નથિ એ પ્રકારનું મારૂં અત્યન્ત શ્રેષ્ઠ મત છે.

નિત્યકર્મનો ત્યાગ કરવો એ સંભવતું નથિ અને નિત્ય કર્મનો મોહથી જે પરિત્યાગ તે તામસત્યાગ વિદ્વાનોએ કહેલો છે. શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રે અગ્નિહોત્ર અને સન્ધ્યોપાસનાદિક નિત્યકર્મ કહેલાં છે. એવાં નિત્યકર્મોનો જે ત્યાગ કરવો તે અન્તઃકરણની શુદ્ધિની ઇચ્છાવાળા મુમુક્ષુ પુરૂષોને શા-

અવડે તથા યુક્તિવડે સંભવતો નથિ માટે તે નિત્યકર્મ અવશ્ય કરવા યોગ્ય છે અને જો તેનો મોહથી ત્યાગ થાય તો તે તામસત્યાગ કહેવાય છે. ૭

અગ્નિહોત્ર અને સન્ધ્યોપાસનાદિક સર્વ નિત્યકર્મ દુઃખરૂપ છે એમ માનીને તથા તે નિત્યકર્મ કરવાથી શરીરમાં કલેશ થાય છે એમ કલેશનો ભય માનીને જે નિત્યકર્મનો પરિત્યાગ કરવો તે રાજસત્યાગ કહેવાય છે માટે પ્રથમ કહેલા મોહથી રહિત રાજસપુરૂષ હોય તોપણ તે પુરૂષ તે રાજસત્યાગના ફલને કોઇ વખતે પણ પામે નહિ અર્થાત્ સાત્વિકત્યાગનું જે જ્ઞાનનિષ્ઠારૂપી ફલ છે તેને તે પામે નહિ. ૮

અગ્નિહોત્ર અને સન્ધ્યોપાસન ઇત્યાદિક નિત્ય કર્મોનું વિધાન કરનારાં જે आग्निहोत्रंजुहोति॥अहरहःसन्ध्यामुपासीत ઇત્યાદિક વચનો છે, તેઓમાં જો કે તે નિત્યકર્મનું ફલ કહેલું નથિ તોપણ વેદવિહિત હોવાથી આ નિત્યકર્મ મારે અવશ્ય કરવા યોગ્ય છે એપ્રકારના નિશ્ચયવડે સંગ તથા ફલનો ત્યાગ કરીને જે નિત્યકર્મ કરાય છે તે ત્યાગ શિષ્ટપુરૂષોએ સાત્વિક માનેલો છે. ૯

જે ત્યાગી પુરૂષ સાત્વિક ત્યાગવડે યુક્ત છે અર્થાત્ કર્ત્તાપણાના અભિનિવેશને તથા સ્વર્ગાદિક ફલની ઇચ્છાને પરિત્યાગ કરીને અન્તઃકરણની શુદ્ધિમાટે વેદવિહિત નિત્યકર્મ કર્યા કરે છે તે ત્યાગીપુરૂષ જે કાળમાં સત્વવડે વ્યાપ્ત થાય છે ત્યારે તત્વજ્ઞાનવાળો થાય છે અને સર્વ સંશયથી રહિત થાય છે. પછી તે અશોભન કર્મનો દ્વેષ કરતો નથિ અને શોભન કર્મમાં પ્રીતિ કરતો નથિ. ૧૦

કર્મના અધિકારનું કારણભૂત એવું દેહાભિમાન જેને નિવૃત્ત થયું નથિ તેનું નામ દેહભૃત્ છે. એવા દેહાભિમાની પુરૂષથી, અવશેષ ન રહે એવી રીતે સર્વ કર્મ ત્યાગ કરવાને શક્તિમાન થવાતું નથિ માટે જે પુરૂષ કર્મના ફલનો ત્યાગ કરે છે તે પુરૂષ ત્યાગી એવા નામથી કહેવાય છે. આ ઠેકાણે

॥ यस्तु ॥ એ વચનમાં રહેલો तु શબ્દ તે કર્મફલત્યાગીની દુર્લભતા જણાવવા માટે છે અર્થાત્ ફલની ઇચ્છાનો ત્યાગ કરીને અન્તઃકરણની શુદ્ધિ માટે નિત્યકર્મ કરનારો પુરૂષ પણ દુર્લભ છે. ૧૧

કર્મના સ્વર્ગાદિક ફલોને ત્યાગ કરનારા છતાં પણ કર્મનું અનુષ્ઠાન કરનારા જે આત્મજ્ઞાનથી રહિત ગૌણ સંન્યાસિયો તેનું નામ અત્યાગી છે. એવા અત્યાગી પુરૂષો મરણથી અનન્તર પ્રથમ કરેલાં કર્મનું શરીરગ્રહણરૂપી ફલ અવશ્ય પામે છે. તે ફલ કારણરૂપી કર્મના ત્રિવિધપણાથી અનિષ્ટ ઇષ્ટ અને મિશ્રિત એ ત્રણ પ્રકારે થાય છે. તેમાં પાપનું અનિષ્ટ ફલ થાય છે, પુણ્ય કર્મનું ઇષ્ટ ફલ થાય છે અને પુણ્ય પાપ એ બેઉ મિશ્રિત કર્મથી મિશ્ર ફલ થાય છે. અને મુખ્ય સંન્યાસિયોને તો કોઇ વખતે તે ત્રણ પ્રકારનું ફલ પ્રાપ્ત થતું નથિ. ૧૨

હે મહોટા હાથવાળા અર્જુન! જેટલાં લૌકિક અને વૈદિકકર્મ છે તે સર્વ કર્મની સિદ્ધિને માટે આ હવે કહેવાશે તે અધિષ્ઠાનાદિક પાંચ કારણોને મારા વચનથી નિશ્ચય કર અર્થાત્ તે અધિષ્ઠાનાદિક પાંચનું સ્વરૂપ જાણવાને સાવધાન થા. જે પાંચ કારણ સર્વ કર્મોની સમાપ્તિવાળાં વેદાન્તશાસ્ત્રમાં કહ્યાં છે. અધિકારી પુરૂષને જાણવા યોગ્ય જે જીવબ્રહ્મનું સ્વરૂપ તેના બોધને માટે શ્રવણ મનનાદિક પદાર્થ જેમાં પ્રતિપાદન કરેલા છે તે શાસ્ત્રનું નામ સાંખ્ય છે. એવું સાંખ્ય નામવાળું ઉપનિષદ્રૂપ વેદાન્તશાસ્ત્ર છે. કૃતાન્ત શબ્દનો અર્થ આવી રીતે છે કે ॥ निष्कलंनिष्क्रियंशान्तं ॥ ઇત્યાદિક વચનો વડે કૃત એટલે સ્પષ્ટ કર્યો છે અન્ત એટલે આત્મ અનાત્મનો તત્વનિશ્ચય જે શાસ્ત્રમાં તેનું નામ કૃતાન્ત છે. ૧૩

ઇચ્છા દ્વેષ સુખદુઃખ અને ચેતના ઇત્યાદિક ધર્મોની અભિવ્યકિતના આશ્રયરૂપ જે આ પંચીકૃત ભૂતોનું કાર્યરૂપ સ્થૂલ શરીર છે તેનું નામ અધિષ્ઠાન છે. હું કર્ત્તા છું એ પ્રકારના અભિમાનવાળો અને અન્તઃકરણ બુદ્ધિ વિજ્ઞાન ઇત્યાદિકરૂપે કહેવાતો તથા પોતાની અન્દર રહેલા કર્તૃત્વાદિક ધર્મોને

આત્મામાં આરોપણ કરનારો જે અહંકાર તેનું નામ કર્તા છે. અપંચીકૃત મહાભૂતોથી ઉત્પન્ન થયેલાં તથા શબ્દાદિક વિષયોની ઉપલબ્ધિમાં સાધનરૂપ જે શ્રોત્રાદિક ઇન્દ્રિયો તેનું નામ કરણ છે. તે કરણ નાનાપ્રકારનું છે અર્થાત્ શ્રોત્રાદિક પંચ જ્ઞાનઇન્દ્રિય તથા વાક્આદિક પંચ કર્મઇન્દ્રિય તથા મન, બુદ્ધિ, એ બારભેદવડે નાનાપ્રકારનું છે. ક્રિયારૂપ પ્રાણાદિકોનું નામ ચેષ્ટા છે. તે ચેષ્ટા નાનાપ્રકારની છે અર્થાત્ પ્રાણ અપાન વ્યાન ઉદાન અને સમાન એ ભેદવડે પાંચ પ્રકારની છે અથવા નાગ કૂર્મ કૃકલ દેવદત્ત અને ધનંજય એ પાંચ મેળવીને દશ પ્રકારની છે. તે પ્રાણરૂપ ચેષ્ટા પૃથક્ છે અર્થાત્ કાર્યના ભેદથી ભિન્ન ભિન્ન છે. પૂર્વોકત શરીરરૂપ અધિષ્ઠાન, અહંકારરૂપ કર્તા, બાર પ્રકારનું કરણ, પ્રાણાદિરૂપ ચેષ્ટા, એ સર્વ ઉપર યથાક્રમથી અનુગ્રહ કરનારા જે દેવતાઓ તેનું નામ દૈવ છે. તે દૈવ આ કારણ વર્ગમાં પાંચમું છે. ૧૪

આ અધિકારી પુરૂષ શરીરવડે અથવા વાણીવડે અથવા મનવડે જે ન્યાય્યરૂપ કર્મનો અથવા વિપરીત કર્મનો પ્રારંભ કરે છે તે સર્વ કર્મનાં આ પ્રથમ કહેલાં અધિષ્ઠાનાદિક પાંચજ કારણો છે. શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રે કહેલાં જે અગ્નિહોત્રાદિક ધર્મ તેનુ નામ ન્યાય્ય છે અને તે શ્રુતિસ્મૃતિયે નિષિદ્ધ કરેલા જે હિંસાદિક અધર્મ તેનું નામ વિપરીત છે. ૧૫

પ્રથમ કહેલાં ધર્મ અધર્મરૂપ સર્વ કર્મમાં પૂર્વોકત અધિષ્ઠાનાદિક પાંચ કારણોવડે જન્યતા સિદ્ધ થાય તોપણ વસ્તુતાથી અસંગ અને ઉદાસીનરૂપ આત્માને જે મૂઢપુરૂષ કર્તારૂપે દેખે છે તે દુર્મતિ પુરૂષ શાસ્ત્રજન્ય વિવેકબુદ્ધિથી રહીત હોવાથી દેખતો નથી. વિવેકને પ્રતિબન્ધ કરનારાં પાપકર્મવડે જેની બુદ્ધિ મલિન થયેલી છે તેનું નામ દુર્મતિ છે. એવો દુર્મતિ હોવાથી તે ભ્રાન્ત પુરૂષ બ્રહ્મવેત્તા ગુરૂની પાસે જઇને વેદાન્ત વાકયોનો વિચાર કરતો નથિ. ૧૬

જે પુરૂષને હું કર્તા છું એ પ્રકારની વૃત્તિ થતી નથિ તથા જે પુરૂષની બુદ્ધિ લેપાતી નથિ તે વિદ્વાન્ પુરૂષ આ લો-

કોને હણીને પણ હણતો નથિં તથા બન્ધન પામતો નથિ. ત્યાં શ્રુતિ. ॥नैनंकृताकृतेतपतः। एषनित्योमहिमाब्राह्मणस्यनवर्द्ध तेकर्मणानोकनीयान्।तंविदित्वानलिप्यतेकर्मणापापकेन। यथापुष्करपलाशआपोनश्लिष्यन्तएवमेवंविदिपापंकर्मनश्लिष्यते॥ અર્થ ॥ કરેલું પાપકર્મ તથા નહિ કરેલું પુણ્યકર્મ જેમ અજ્ઞાની પુરૂષને તપાયમાન કરે છે તેમ બ્રહ્મવેત્તા પુરૂષને કરેલું પાપકર્મ તથા નહિ કરેલું પુણ્યકર્મ તપાયમાન કરતું નથિ અને બ્રહ્મવેત્તા વિદ્વાન પુરૂષનો આ મહાન્ પ્રભાવ છે કે જે પુણ્યકર્મવડે હર્ષ ન પામવું અને પાપકર્મવડે પરિતાપ ન પામવો અને હું બ્રહ્મ છું એ પ્રકારે પ્રત્યગભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને તત્વવેત્તા પુરૂષ પુણ્યપાપકર્મથી લેપાતો નથિ અને જેમ જલમાં રહેલા કમલના પત્ર ઉપર જલ સ્પર્શ કરતું નથિ તેમ તત્વવેત્તા પુરૂષને પુણ્યપાપકર્મ સ્પર્શ કરતાં નથિ. ૧૭

વસ્તુનું યથાર્થ સ્વરૂપ જે થકી પ્રકાશમાન થાય તેનું નામ જ્ઞાન છે અર્થાત્ પ્રત્યક્ષાદિક પ્રમાણોવડે ઉત્પન્ન થનારી જે ઘટાદિક વિષયોની પ્રકાશરૂપ ક્રિયા તેનું નામ જ્ઞાન છે. તે જ્ઞાનરૂપ ક્રિયાને કર્મભૂત જે ઘટાદિક પદાર્થ તેનું નામ જ્ઞેય છે. તે જ્ઞાનરૂપ ક્રિયાનો આશ્રયભૂત તથા અન્તઃકરણ ઉપાધિવડે પરિકલ્પિત એવો જે ભોક્તા તેનું નામ પરિજ્ઞાતા છે. જ્ઞાન જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણ પ્રકારે કર્મની પ્રેરણા છે અને કરણ કર્મ તથા કર્તા એ ત્રણ પ્રકારનો કર્મનો આશ્રય છે.૧૮

સત્વ રજ અને તમ, એ ત્રણે ગુણ કાર્યના ભેદવડે જે શાસ્ત્રમાં પ્રતિપાદન કરાય તે શાસ્ત્રનું નામ ગુણસંખ્યાન છે. એવું કપિલમુનિકૃત સાંખ્યશાસ્ત્ર છે. તે સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન કર્મ અને કર્તા એ ત્રણે સત્વાદિક ગુણોના ભેદવડે સાત્વિક રાજસ અને તામસ એ ત્રણ પ્રકારે કહેવાય છે. તે જ્ઞાનાદિક ત્રણેને તથા સત્વાદિ ગુણકૃત તે જ્ઞાનાદિકોના ભેદને તું યથાવત્ શ્રવણ કર અર્થાત્ શાસ્ત્રમાં જે પ્રકારે તેઓનું સ્વરૂપ કહેલું છે તે પ્રકારના તેઓના સ્વરૂપને શ્રવણ કરવા માટે તું

સાવધાન થા. ૧૯

પરસ્પર ભેદવાળાં સર્વ ભૂતોમાં સત્તારૂપ ભાવને જે વેદાન્તવાકયોના વિચારથી ઉત્પન્ન થયેલા જ્ઞાનવડે આ અધિકારી પુરૂષ સાક્ષાત્કાર કરેછે અર્થાત્ તે સર્વ ભૂતોમાં પરમાર્થ સત્તારૂપ સ્વપ્રકાશ આનંદ આત્માને જે જ્ઞાનવડે સાક્ષાત્કાર કરે છે તે જ્ઞાનને તું સાત્વિક જાણ. તે પરમાર્થ સત્તારૂપ ભાવ એક છે અર્થાત્ સર્વ ભેદથી રહિત છે અને અવ્યય છે અર્થાત્ ઉત્પત્તિ નાશાદિક સર્વ વિકારોથી રહિત છે અને તે અવિભક્ત છે અર્થાત્ સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપવડે સર્વત્ર વ્યાપક છે. ૨૦

પરસ્પર ભેદવડે રહેલાં દેહાદિક સર્વ ભૂતોમાં પરસ્પર વિલક્ષણ એવા નાનાપ્રકારના આત્માને જે દેખે છે તે જ્ઞાનને રાજસ જાણ. આ ઠેકાણે આવું તાત્પર્ય છે કે આ લોકમાં કોઇ પ્રાણી સુખી છે, કોઇ દુઃખી છે, કોઇ પંડિત છે, કોઇ મૂર્ખ છે, ઇત્યાદિક અનેક પ્રકારની વિલક્ષણતા દેખવામાં આવે છે. જો કદાચિત સર્વ દેહમાં એકજ આત્મા હોય તો પછી એક પ્રાણી સુખી થવાથી સર્વ પ્રાણી સુખી થવાં જોઇએ અને એક પ્રાણી દુઃખી થવાથી સર્વ પ્રાણી દુઃખી થવાં જોઇએ. પણ એવી રીતે દેખવામાં આવતું નથિ માટે સર્વ દેહમાં એક આત્મા નથિ કિન્તુ દેહ દેહમાં ભિન્ન ભિન્ન આત્મા છે. એ પ્રકારનું જે જ્ઞાન છે તેને તું રાજસ જાણ. ૨૧

આ ઠેકાણે ॥ યત્તુ ॥ એ વચનમાં રહેલો તુ શબ્દ પૂર્વ શ્લોકમાં કહેલા રાજસજ્ઞાનથી આ તામસજ્ઞાનમાં વિલક્ષણતા જણાવવા માટે છે. તે આવી રીતે કે આકાશાદિક પંચભૂતનાં ઘણાં કાર્ય વિદ્યમાન છતાં પણ કોઇ એક દેહાદિકરૂપ કાર્યમાં આ દેહ જેટલોજ આત્મા છે પણ એથકી પર કોઇ આત્મા નથિ એવો આગ્રહ કરીને જે જ્ઞાન તે દેહાદિકરૂપ કોઇ કાર્યમાં આસકત થાય છે તે જ્ઞાન તામસ કહ્યું છે તથા યુકિતથી રહિત, પરમાર્થ આલમ્બનથી રહિત, તથા જે અલ્પ છે તે જ્ઞાન પણ તામસ કહ્યું છે. ૨૨

ફલની ઇચ્છાથી રહિત એવા પુરૂષે જે કર્મ સંગરહીત થઇને કરાય છે અર્થાત્ અભિમાનરૂપ રાજસગર્વનો ત્યાગ કરીને જે કરાય છે તથા જે કર્મ રાગદ્વેષથી રહિત થઇને કરાય છે તે સાત્વિક છે. આ ઠેકાણે આ પ્રમાણે સમજવું કે આ કર્મવડે હું રાજસન્માનને પ્રાપ્ત થઈશ, એ પ્રકારના અભિપ્રાયનું નામ રાગ છે અને આ કર્મવડે હું શત્રુનો પરાજય કરીશ, એ પ્રકારના અભિપ્રાયનું નામ દ્વેષ છે. તે રાગદ્વેષવડે જે કર્મ કરાતું નથિ તે યજ્ઞદાનાદિકરૂપ નિત્યકર્મ ફલની ઇચ્છારહિત એવા નિષ્કામ પુરૂષે સ્વધર્મ જાણીને કરાય છે અને તે સાત્વિક કહેવાય છે. ૨૩

સ્વર્ગાદિક ફલની ઇચ્છાવાળા સકામ પુરૂષે તથા સંગરૂપ ગર્વયુક્ત પુરૂષે ઘણા પ્રયાસ સહિત જે કામ્યકર્મ કરાય છે તેને શિષ્ટપુરૂષોએ રાજસ કહ્યું છે. સર્વ અંગની સમ્પૂર્ણતાપૂર્વક કરેલું કામ્યકર્મ ફલની પ્રાપ્તિ કરે છે પણ કાંઇક અંગની વિગુણતા થવાથી ફલનું કારણ થતું નથિ. માટે સર્વ અંગની પરિપૂર્ણતા કરવામાટે કામ્યકર્મ કર્તાપુરૂષને ઘણા ક્લેશની પ્રાપ્તિ કરનારૂં છે. ॥ વાપુનઃ ॥ એ વચનમાં રહેલો પુનઃ શબ્દ આ રાજસકર્મમાં અનિયતપણાનો બોધ કરે છે કારણ કે જેમ નિત્યકર્મમાં નિરન્તર કર્તવ્યતા રહે છે તેમ આ કામ્યકર્મમાં નિરન્તર કર્તવ્યતા રહેતી નથિ. ૨૪

આગળ થનારૂં જે અશુભ ફલ તેનું નામ અનુબન્ધ છે. શરીરનું સામર્થ્ય ધન તથા સેનાનો જે વિનાશ તેનું નામ ક્ષય છે. પ્રાણિયોને જે પીડા કરવી તેનું નામ હિંસા છે. પોતાનું જે સામર્થ્ય તેનું નામ પૌરૂષ છે. એવા અનુબન્ધ, ક્ષય, હિંસા તથા પૌરૂષને કર્મના પ્રારંભથી પૂર્વે ન વિચારીને કેવળ અવિવેકરૂપ મોહને આધીન થઇને જે કર્મનો આરંભ કરાય છે તે તામસકર્મ કહેવાય છે. ૨૫

જે પુરૂષ મુક્તસંગ છે અર્થાત્ કર્મફલની ઇચ્છાનો ત્યાગ કરનારો છે તથા જે પુરૂષ અનહંવાદી છે અર્થાત્ હું કર્તા છું એ પ્રકારના અભિમાનપૂર્વક વચનને જે ઉચ્ચારણ કરતો

નથિ તથા જે પુરૂષ ધૈર્ય અને ઉત્સાહથી યુકત છે તથા જે પુરૂષ કરેલાં કર્મના ફલની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં હર્ષશોકથી રહિત છે તથા જે પુરૂષ કેવળ શાસ્ત્રપ્રમાણવડેજ કર્મમાં પ્રવર્ત્તલો છે પણ ફલ અથવા રાગવડે પ્રવર્ત્તલો નથિ તે કર્ત્તાપુરૂષ સાત્વિક કહેવાય છે. ૨૬

જે પુરૂષ રાગી છે અર્થાત્ કામાદિકયુકત ચિત્તવાળો છે તથા જે પુરૂષ કર્મના સ્વર્ગાદિક ફલની ઇચ્છાવાળો છે તથા જે પુરૂષ લુબ્ધ છે અર્થાત્ પારકા ધનાદિક પદાર્થની ઇચ્છા કરનારો છે અથવા ધનવાન્ છતાં પણ ધર્મ માટે ખરચ કરવામાં અસમર્થ છે તથા જે પુરૂષ હિંસા કરવાના સ્વભાવવાળો છે તથા જે પુરૂષ અશુચિ છે અર્થાત્ શાસ્ત્રે કહેલા બહાર અને અન્દરની પવિત્રતાથી રહિત છે તથા જે પુરૂષ કર્મફલની સિદ્ધિમાં અને અસિદ્ધિમાં હર્ષ શોકયુકત છે તે પુરૂષને શિષ્ટપુરૂષોએ રાજસકર્ત્તા કહ્યો છે. ૨૭

જે પુરૂષ અયુકત છે અર્થાત્ સર્વકાળમાં વિષયોને વિષે ચિત્ત લાગવાથી કરવા યોગ્ય કામમાં ચિત્તની સાવધાનતાથી રહિત છે તથા જે પુરૂષ પ્રાકૃત છે અર્થાત્ મૂઢ બાલકની પેઠે શાસ્ત્રના સંસ્કારથી રહિત બુદ્ધિવાળો છે તથા જે પુરૂષ સ્તબ્ધ છે અર્થાત્ ગુરૂઆદિકોની પાસે પણ નમ્ર ભાવથી રહિત છે તથા જે પુરૂષ શઠ છે અર્થાત્ અન્ય પુરૂષોને છેતરવામાટે અન્યપ્રકારે અર્થ જાણતાં છતાં પણ તે અર્થને અન્યપ્રકારે કહે છે તથા જે પુરૂષ નૈકૃતિક છે અર્થાત્ આ અમારો ઘણો ઉપકારી છે એ પ્રકારનો ઉપકારીપણાનો ભ્રમ પોતાનેવિષે બીજા પુરૂષનો ઉત્પન્ન કરી અને તે પુરૂષની જીવિકા છેદન કરી પોતાના સ્વાર્થની સિદ્ધિ કરનારો છે તથા જે પુરૂષ અલસ છે અર્થાત્ અવશ્ય કરવાયોગ્ય કામમાં પ્રવૃત્તિ કરતો નથિ તથા જે પુરૂષ વિષાદી છે અર્થાત્ અસન્તુષ્ટ સ્વભાવવાળો હોવાથી નિરન્તર અનુશોચન સ્વભાવવાળો છે તથા જે પુરૂષ દીર્ઘસૂત્રી છે અર્થાત્ નિરન્તર હજારો શંકાયુકત અન્તઃકરણવાળો હોવાથી અત્યન્ત શિથિલ પ્રવૃત્તિવાળો છે તે કર્ત્તા

પુરૂષ તામસ કહેવાય છે. ૨૮

હે અર્જુન! નિશ્ચયાદિરૂપ વૃત્તિયોવાળી બુદ્ધિનો તથા તે બુદ્ધિની કોઇક વૃત્તિરૂપ ધૃતિનો સત્વ રજ અને તમ, એ ત્રણ ગુણોના ભેદવડે સાત્વિક રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનો ભેદ થાય છે. તે ત્રણ પ્રકારનો ભેદ સમગ્ર પૃથક્પણાવડે કહેવાય છે અર્થાત્ સમગ્ર રૂપવડે તથા આ ગ્રહણ કરવા યોગ્ય છે અને આ ગ્રહણ કરવાયોગ્ય નથિ એ પ્રકારના વિવેકવડે કહેવાય છે તે બુદ્ધિના ત્રણ પ્રકારના ભેદને તથા ધૃતિના ત્રણ પ્રકારના ભેદને શ્રવણ કર અર્થાત્ તે સાંભળવાને તું સાવધાન થા. ૨૯

કર્મ માર્ગનું નામ પ્રવૃત્તિ અને સંન્યાસમાર્ગનું નામ નિવૃત્તિ છે. તે પ્રવૃત્તિમાર્ગમાં રહીને જે કર્મ કરવું તેનું નામ કાર્ય છે અને તે નિવૃત્તિમાર્ગમાં રહીને જે કર્મ ન કરવું તેનું નામ અકાર્ય છે. તે પ્રવૃત્તિમાર્ગમાં જે ગર્ભવાસાદિક દુઃખ તેનુ નામ ભય છે અને તે નિવૃત્તિમાર્ગમાં જે ગર્ભવાસાદિક દુઃખોનો અભાવ તેનું નામ અભય છે. તે પ્રવૃત્તિમાર્ગમાં મિથ્યા જ્ઞાનકૃત જે કર્તૃત્વાદિક અભિમાન તેનું નામ બન્ધ છે અને તે નિવૃત્તિમાર્ગમાં જે તત્વજ્ઞાનકૃત અજ્ઞાન અને તેના કાર્યનો અભાવ તેનું નામ મોક્ષ છે. એ પ્રમાણે પ્રવૃત્તિ, નિવૃત્તિ, કાર્ય, અકાર્ય, ભય, અભય, બન્ધ અને મોક્ષને જે બુદ્ધિ જાણે છે તે બુદ્ધિ સાત્વિકી કહેવાય છે. ૩૦

શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રે કહેલાં અગ્નિહોત્રાદિક કર્મનું નામ ધર્મ છે અને તે શ્રુતિ સ્મૃતિરૂપ શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં જે હિંસાદિક કર્મ તેનું નામ અધર્મ છે. એ ધર્મ અને અધર્મ અદૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારા છે. કાર્ય અને અકાર્ય એ બેઉ દૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારા છે. તે ધર્મ અધર્મને તથા કાર્ય અકાર્યને પુરૂષ જે બુદ્ધિવડે અયથાવત્ જાણે છે અર્થાત્ આ શું છે એ પ્રકારના અનિશ્ચયને અથવા આ વસ્તુ આ પ્રકારની છે કે અન્ય પ્રકારની છે એ પ્રકારના સંશયને જે બુદ્ધિવડે

પામે છે તે બુદ્ધિ રાજસી કહેવાય છે. ૩૧

હે પાર્થ! તમરૂપ દોષવડે આવૃત થયેલી જે બુદ્ધિ અધર્મને ધર્મરૂપવડે માને છે અર્થાત્ અદૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારાં સર્વ કામમાં જે બુદ્ધિ અવળી થાય છે તથા દૃષ્ટ પ્રયોજનવાળા સર્વ જ્ઞેય પદાર્થોને પણ જે બુદ્ધિ વિપરીતજ માને છે અર્થાત્ સુખાદિક હેતુભૂત પદાર્થોને પણ જે દુઃખાદિકના હેતભૂતજ માને તે વિપર્યયવાળી બુદ્ધિ તામસી કહેવાય છે. ૩૨

સમાધિરૂપ યોગવડે વ્યાપ્ત એવી જે ધૃતિ કે જે ધૃતિવડે મન પ્રાણ અને ઇન્દ્રિયોની ચેષ્ટારૂપ ક્રિયાઓને ધારણ કરે છે અર્થાત્ શાસ્ત્રનિષિદ્ધ માર્ગથી રૂંધે છે તથા જે ધૃતિવડે અધિકારી પુરૂષને અવશ્ય સમાધિ થાય છે તથા જે ધૃતિવડે ધારણ કરેલી મન પ્રાણ અને ઇન્દ્રિયાદિકોની ક્રિયા શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન ન કરીને શાસ્ત્ર પ્રતિપાદિત અર્થથી અન્ય અર્થને વિષય કરતી નથિ, એ પ્રકારની વૃત્તિ સાત્વિકી કહેવાય છે. ૩૩

હે અર્જુન! કર્તૃત્વાદિક અભિનિવેશવડે સ્વર્ગાદિક ફલની ઇચ્છા કરનારો આ પુરૂષ જે ધૃતિવડે ધર્મ કામ તથા અર્થને ધારણ કરે છે અર્થાત્ તે ધર્મ કામ અને અર્થ મારે અવશ્ય સંપાદન કરવા યોગ્ય છે એ પ્રકારે તે ધર્માદિકને નિત્ય કર્ત્તવ્યતા રૂપવડે નિશ્ચય કરે છે પરન્તુ કદાચિત્ પણ મોક્ષ સમ્પાદન કરવાનો નિશ્ચય કરતો નથિ હે પાર્થ! એ પ્રકારની ધૃતિ રાજસધૃતિ કહેવાય છે. આ ઠેકાણે ॥ યયાતુ ॥ એ વચનમાં રહેલો તુ શબ્દ પ્રથમ કહેલી સાત્વિકી ધૃતિથી આ રાજસી ધૃતિમાં ભિન્નપણું જણાવે છે. ૩૪

આ ઠેકાણે નિદ્રાનું નામ સ્વપ્ન છે તથા પ્રતિકૂલ વસ્તુને જોવાથી થયેલો જે ત્રાસ તેનું નામ ભય છે તથા પોતાને ઇષ્ટ એવી વસ્તુના વિયોગથી ઉત્પન્ન થયેલો જે સન્તાપ તેનું નામ શોક છે તથા ઇન્દ્રિયોની જે વ્યાકુલતા તેનું નામ વિષાદ છે તથા શાસ્ત્રનિષિદ્ધ વિષયોને સેવન કરવામાં

જે અભિમુખ થવું તેનું નામ મદ છે. એવી રીતે હે પાર્થ ! સ્વપ્ન, શોક, ભય, વિષાદ તથા મદને દુષ્ટ બુદ્ધિવાળો અવિવેકી પુરૂષ જે ધૃતિવડે કોઇ વખતે પણ ત્યાગ કરતો નથિ તે ધૃતિ તામસી કહેવાય છે. ૩૫

હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! હમણાં તું મારા વચનથી સાત્વિક રાજસ અને તામસ એ ભેદવડે સુખના ત્રિવિધિપણાને શ્રવણ કર અર્થાત્ આ સુખ પરિત્યાગ કરવા યોગ્ય છે અને આ સુખ ગ્રહણ કરવા યોગ્ય છે એ પ્રકારના વિવેકવાસથી અન્ય સંકલ્પોના પરિત્યાગ કરીને તે શ્રવણમાં પોતાના મનને સ્થિર કર કારણ કે યમનિયમાદિક સાધનથી સમ્પન્ન પુરૂષ જે સમાધિસુખમાં અભ્યાસથી રમણ કરે છે, અર્થાત્ અત્યન્ત પરિચયથી તૃપ્ત થાય છે તથા જે દુઃખના અવસાનરૂપ અન્તને પામે છે. ૩૬

જે સમાધિસુખ પ્રથમ વિષની પેઠે થાય છે અર્થાત્ જ્ઞાનવૈરાગ્યવડે ધ્યાન સમાધિના આરંભકાળમાં અત્યન્ત પ્રયાસવડે સાધ્ય હોવાથી પ્રસિદ્ધ વિષની પેઠે કોઇક દૂષની પ્રાપ્તિ કરનારૂં છે તથા જે સુખ પરિણામમાં અમૃતની તુલ્ય છે અર્થાત્ તે જ્ઞાન વૈરાગ્યના પરિપાકમાં અમૃતની પેઠે અત્યન્ત પ્રીતિ કરનારૂં છે તથા જે સુખ આત્મવિષયક બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થાય છે તે સુખને યોગી પુરૂષોએ સાત્વિક કહેલું છે. ૩૭

જે સુખ શબ્દાદિક વિષયોના તથા શ્રોત્રાદિક ઇન્દ્રિયોના સમ્બન્ધથી ઉત્પન્ન થાય છે તથા જે સુખ પ્રથમ આરંભમાં મન ઇન્દ્રિયાદિકોના સંયમાદિરૂપ કલેશના અભાવથી ભોકતા પુરૂષને અમૃતની સમાન થાય છે તથા જે સુખ પરિણામ કાળમાં ભોકતા પુરૂષને આ લોકના દુઃખોનું તથા પરલોકના દુઃખોનું પ્રાપક હોવાથી વિષની સમાન એવું જે સ્રક્ ચન્દન વનિતા સગાદિકથી ઉત્પન્ન થયેલું વિષયસુખ છે તેને શિષ્ટપુરૂષોએ રાજસસુખ કહેલું છે. ૩૮

જે સુખ પ્રથમ આરંભમાં તથા પરિણામમાં બુદ્ધિને મોહની પ્રાપ્તિ કરનારૂં છે તથા જે સુખ નિદ્રા આલસ્ય અને પ્રમાદ એ ત્રણેથી ઉત્પન્ન થયેલું છે પણ સાત્વિક સુખની પેઠે આત્મવિષયક બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું નથિ તથા રાજસસુખની પેઠે વિષય ઇન્દ્રિયના સંયોગથી પણ ઉત્પન્ન થયેલું નથિ તે સુખને શિષ્ટ પુરૂષોએ તામસ કહેલું છે. આ ઠેકાણે નિદ્રા અને આલસ્ય એ બેઉ શબ્દનો અર્થ તો પ્રસિદ્ધ છે અને કરવા યોગ્ય અર્થનો નિશ્ચય કર્યાવિના જે કેવળ મનોરાજ્ય માત્ર છે તેનું નામ પ્રમાદ છે. ૩૯

સત્વ રજ અને તમ એ ત્રણ ગુણની સામ્ય અવસ્થારૂપ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જે સત્વાદિક પૂર્વોકત ગુણ તે થકી રહિત હોય એવો પદાર્થ આ પૃથ્વીમાં રહેલા મનુષ્યાદિકોમાં તથા સ્વર્ગમાં રહેલા દેવોમાં નથિ અર્થાત્ કોઇ પણ લોકમાં સત્વાદિક ત્રણ ગુણોથી રહિત કોઇ પણ અનાત્મ વસ્તુ નથિ અર્થાત્ સર્વ અનાત્મ વસ્તુ તે ગુણોવડે યુકત છે. ૪૦

હે પરન્તપ! અર્થાત્ હે અન્તરબાહ્ય શત્રુઓને સન્તાપની પ્રાપ્તિ કરનારા અર્જુન! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણેનાં તથા શૂદ્રોનાં બ્રાહ્મણત્વ ક્ષત્રિયત્વાદિકરૂપ સ્વભાવોના કારણભૂત એવા સત્વાદિક ગુણોવડે તે ચાર વર્ણનાં કર્મ પરસ્પર ભિન્ન ભિન્ન રહેલાં છે, તે તું શ્રવણ કર. આ ઠેકાણે ગૌતમ મુનિનું વચન છે. ॥ द्विजातीनामध्ययनमीज्यादानं ब्राह्मणस्याधिकाप्रवचनयाजनप्रतिग्रहाः पूर्वेषुनियमस्तुराज्ञोऽधिकं रक्षणं सर्वभूतानांन्याय्यदण्डत्वं वैश्यस्याधिकंकृषिवाणिज्य पशुपाल्यंकुसीदंच शूद्रश्चतुर्थोवर्ण एकजातिस्तस्यापिसत्यम क्रोधः शौचमाचमनार्थपाणिपादप्रक्षालनमेवैकश्राद्धकर्मभृत्य भरणंस्वदारवृत्तिःपरिचर्योत्तरेषां इति॥ અર્થ ॥ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય એ ત્રણ વર્ણોનું નામ દ્વિજાતિ છે. તે દ્વિજાતિ પુરૂષોને તો વેદોનું અધ્યયન, અગ્નિહોત્રાદિક કર્મ અને દાન એ ત્રણ સા-

ધારણ ધર્મ છે, વેદોનું અધ્યયન કરાવવું, યજ્ઞ કરાવવો, તથા દાન લેવું એ ત્રણ બ્રાહ્મણને અધિક છે. ક્ષત્રિય અને વૈશ્યના એ ત્રણ ધર્મ નથિ. પ્રથમ કહેલા જે અધ્યયન ઇજ્યા અને દાન એ ત્રણે ધર્મની આવશ્યકતા તથા સર્વ ભૂતોનું રક્ષણ, દુષ્ટ પ્રાણિયોને નીતિપૂર્વક દંડ કરવો એ ધર્મ ક્ષત્રિયના અધિક છે. કૃષિ, વાણિજ્ય, ગૌઆદિક પશુઓનું પાલન, તથા વૃદ્ધિમાટે ધનના પ્રયોગરૂપ કુસીદ એ ધર્મ વૈશ્યના અધિક છે. એક જન્મવાળા શૂદ્રના તો સત્ય, અક્રોધ, શૌચ, આચમનમાટે હાથ પગનું પ્રક્ષાલન એક શ્રાદ્ધકર્મ, ભૃત્યોનું પોષણ, સ્વસ્ત્રીમાં વૃત્તિ, ત્રણ વર્ણોની સેવા ઇત્યાદિક ધર્મ છે. ૪૧

અન્તઃકરણનો જે નિગ્રહ તેનું નામ શમ છે. શ્રોત્રાદિક બાહ્યઇન્દ્રિયોનો જે નિગ્રહ તેનું નામ દમ છે. આગળ કહેલું જે શારિર, વાચિક, અને માનસ એ ત્રણ પ્રકારનું તપ તે આ ઠેકાણે તપ શબ્દવડે ગ્રહણ કરવું. મૃતિકાં અને જલવડે જે બહારની શુદ્ધિ તેને બાહ્યશૌચ કહે છે અને અન્તઃકરણની શુદ્ધિને અન્તરશૌચ કહે છે, એ બે પ્રકારનું શૌચ આ ઠેકાણે શૌચ શબ્દવડે ગ્રહણ કરવું. કોઇએ કઠોર વચન કહ્યા છતાં તથા તાડન કર્યા છતાં પણ ક્રોધથી જે રહિત થવું તેનું નામ ક્ષમા છે. તે ક્ષમાનું આ ઠેકાણે ક્ષાન્તિ શબ્દવડે ગ્રહણ કરવું. કુટિલતાથી જે રહિત થવું તેનું નામ આર્જવ છે. ષટ્ અંગસહિત વેદને તથા વેદના અર્થને વિષય કરનારી જે અન્તઃકરણની વૃત્તિ તેનું નામ જ્ઞાન છે. કર્મકાંડમાં યજ્ઞાદિક કર્મોની જે કુશલતા તથા જ્ઞાનકાંડમાં જે બ્રહ્માત્માનો અનુભવ તેનું નામ વિજ્ઞાન છે. પ્રથમ કહેલી જે સાત્વિક શ્રદ્ધા તેનું નામ આસ્તિક્ય છે. એ પ્રકારે શમ, દમ, તપ, શૌચ, ક્ષાન્તિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય એ સત્વગુણના સ્વભાવકૃત નવ ધર્મ કહેવાય છે અર્થાત્ બ્રાહ્મણ જાતિનાં કર્મ કહેવાય છે. ૪૨

અત્યન્ત બલવાન્ પુરૂષોને પણ પ્રહાર કરવામાં પ્રવૃત્તિ રૂપ જે વિક્રમ તેનું નામ શૌર્ય છે. અન્ય શત્રુઓથી પરાભવ

ન પામવારૂપી જે પ્રબલતા તેનું નામ તેજ છે. મ્હોટી વિપત્તિ પ્રાપ્ત થાય તોપણ દેહ ઇન્દ્રિયરૂપ સંઘાતને જે વ્યાકુલ ન કરવો તેનું નામ ધૃતિ છે. એકદમ ઉત્પન્ન થયેલાં કાર્યોમાં પણ વ્યામોહથી રહીત થઇને પ્રવૃત્તિરૂપ જે ડહાપણ તેનું નામ દાક્ષ્ય છે. યુદ્ધમાં મ્હોટાં શસ્ત્રોનો પ્રહાર થતો હોય તોપણ તે યુદ્ધથી જે પાછું ન હટવું તેનું નામ અપલાયન છે. સંકોચથી રહીત થઇને સુવર્ણ, ગાય, ગૃહ, અન્ન અને ભૂમિઆદિક ધનમાં પોતાના મમત્વનો ત્યાગ કરીને બ્રાહ્મણોને જે આપવું તેનું નામ દાન છે. પ્રજાનું પાલન કરવા માટે પોતાના ભૃત્યોની સમીપે પોતાની પ્રભુ શક્તિનું જે પ્રગટ કરવું તેનું નામ ઇશ્વર ભાવ છે, અથવા શાસ્ત્રે નિષિદ્ધ કરેલા માર્ગમાં પ્રવર્ત્તનારા દુષ્ટ પ્રાણિયોને નિયમ કરવાની જે શક્તિ તેનું નામ ઇશ્વરભાવ છે. આ શૌર્યને આદિ લઇ ઇશ્વરભાવપર્યન્ત સઘળાં કર્મ ક્ષત્રિયોનાં છે અને તે કર્મ ક્ષત્રિયોને સ્વભાવથીજ ઉત્પન્ન થનારાં છે. ૪૩

વ્રીહિયવાદિક અન્નોની ઉત્પત્તિ માટે જે ભૂમિનું વિલેખન તેનું નામ કૃષિ છે. ગાય આદિક પશુઓનું જે પાલન તેનું નામ ગૌરક્ષ્ય છે. અન્નાદિક પદાર્થોનો ક્રયવિક્રયરૂપ જે વ્યાપાર તેનું નામ વાણિજ્ય છે. વૃદ્ધિમાટે ધનના પ્રયોગરૂપ જે કુસીદ તેનો પણ આ વાણિજ્યમાં અન્તર્ભાવ જાણવો. આ ત્રણે વૈશ્યજાતિનાં સ્વભાવજન્ય કર્મ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણોની શુશ્રૂષારૂપ જે કર્મ તે શૂદ્ર જાતિને સ્વભાવજન્ય કર્મ છે. ૪૪

શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રે વર્ણાશ્રમપ્રત્યે જે જે કર્મ કહેલાં છે તે પોતપોતાના કર્મમાં સારી રીતે તત્પર થયેલો અને વર્ણાશ્રમના અભિમાનવાળો પુરૂષ સંસિદ્ધિને પામે છે અર્થાત્ દેહ ઇન્દ્રિયરૂપ સંઘાતની અશુદ્ધિનો ક્ષય કરીને સમ્યક્ જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતા પામે છે અને શાસ્ત્રે કહેલાં પોતાના વર્ણાશ્રમના કર્મમાં નિષ્ઠાવાળો થઇને જે પ્રકારે તે સંસિદ્ધિને પામે છે તે પ્રકારને તું હમણાં શ્રવણ કર અર્થાત્ શ્ર-

વણ કરી તે પ્રકારનો નિશ્ચય કર. ૪૫

જે ઇશ્વરથકી આ આકાશાદિક સર્વ ભૂતની ઉત્પત્તિ થાયછે તથા જે ઇશ્વરે આદૃશ્ય પ્રપંચ ત્રણ કાળમાં વ્યાપ્ત કર્યો છે તે ઇશ્વરને શાસ્ત્રવિહિત પોતાના વર્ણ આશ્રમના કર્મવડે સન્તુષ્ટ કરીને તે અન્તર્યામી ઇશ્વરના પ્રસાદથી મનુષ્ય સિદ્ધિ પામે છે. અન્તર્યામી ઇશ્વરથી સર્વ જગતની ઉત્પત્તિ સ્થિતિ લયાદિક થાય છે એવાત શ્રુતિમાં પ્રસિદ્ધ છે. ત્યાં શ્રુતિ. यतोवाइमानिभूतानिजायन्ते येनजातानिजीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति ॥ અર્થ ॥ જે કારણરૂપ વસ્તુથકી આ આકાશાદિક સર્વ ભૂત ઉત્પન્ન થાય છે તથા ઉત્પન્ન થયેલાં તે સર્વ ભૂત જે કારણરૂપ વસ્તુવડે જીવે છે તથા વિનાશને પ્રાપ્ત થયેલાં તે સર્વ ભૂત જે જે કારણરૂપ વસ્તુમાં લય પામે છે તે કારણરૂપ વસ્તુને તું બ્રહ્મરૂપ જાણ અને એવા કારણરૂપ બ્રહ્મનો વિચાર કર. ૪૬

મંત્ર દ્રવ્ય આદિક સર્વ અંગોની સમ્પૂર્ણતાપૂર્વક સારી રીતે કરેલા પરધર્મથકી કિંચિત્ મંત્રાદિક અંગોથી રહિત અને સારી રીતે ન અનુષ્ઠાન કર્યા છતાં પણ સ્વધર્મ અત્યન્ત શ્રેષ્ઠ છે. માટે આ યુદ્ધાદિરૂપ ધર્મ જો કે હિંસાવડે યુક્ત છે અને ભિક્ષાટનાદિરૂપ ધર્મ તે હિંસાદિ દોષથી રહિત છે તો પણ તને ક્ષત્રિયને તે યુદ્ધાદિરૂપ સ્વધર્મજ અનુષ્ઠાન કરવા યોગ્ય છે પણ ભિક્ષાટનાદિરૂપ પરધર્મ અનુષ્ઠાન કરવા યોગ્ય નથિ અને હે અર્જુન ! પ્રથમ (शौर्यंतेजोधृतिर्दाक्ष्यं) ઇત્યાદિક વચનવડે કહેલો જે ક્ષત્રિયરાજાનો ગુણકૃત સ્વભાવ, તે વડે ઉત્પન્ન થયેલાં યુદ્ધાદિક કર્મ કરનારો ક્ષત્રિયરાજા બાન્ધવોની હિંસાનિમિત્ત પાપને પામતો નથિ.

હે અર્જુન ! પૂર્વોક્ત સ્વભાવથી ઉત્પન્ન થયેલું જે સ્વવર્ણાશ્રમનું કર્મ તે દોષસહિત હોય તો પણ તારે અથવા બીજા કોઇ પુરૂષને ત્યાગ કરવું ન જોઇએ, કારણ કે આત્મજ્ઞાનથી રહિત એવો કોઇ પણ અજ્ઞાની પુરૂષ એક ક્ષણમાત્ર ક-

મે ન કરીને રહેવાને સમર્થ થતો નથિ તથા સ્વધર્મનો પરિત્યાગ કરીને પરધર્મને અનુષ્ઠાન કરનારો પુરૂષ પણ દોષથી મુક્ત થતો નથિ કારણ કે આ લોકપ્રસિદ્ધ અગ્નિ જેમ ધૂમાડાવડે ઢંકાયેલો છે તેમ જેટલા સ્વધર્મ અને પરધર્મ છે તે સર્વ ધર્મ તે સત્વાદિક ત્રણ ગુણરૂપ સામાન્ય દોષવડે ઢંકાયેલા છે માટે તે સર્વ ધર્મ દોષયુક્ત છે તો પછી સ્વધર્મનો ત્યાગ શા માટે કરવો જોઇએ. ૪૮

હું આ ધનાદિક પદાર્થોનો છું અને આ ધનાદિક પદાર્થ મારાં છે એ પ્રકારના અભિષ્વંગથી રહિત જેની બુદ્ધિ છે તેનું નામ અસક્તબુદ્ધિ છે. આ ઠેકાણે આત્મા શબ્દવડે અન્તઃકરણનું ગ્રહણ કરવું. તે અન્તઃકરણને સર્વ વિષયોથી નિવૃત્ત કરીને જેણે વશ કરેલું છે તેનું નામ જીવાત્મા છે નિष्कलंनिष्क्रियंशान्तं ॥ એ શ્રુતિયે બ્રહ્મને ક્રિયારૂપ કર્મથી રહિત કહેલું છે માટે બ્રહ્મનું નામ નિષ્કર્મ છે. તે નિષ્કર્મને વિષય કરનારૂં જે વેદાન્ત વિચારથી ઉત્પન્ન થયેલું આત્મજ્ઞાન તેનું નામ નૈષ્કર્મ્ય છે. એવી જે નૈષ્કર્મ્યરૂપ સિદ્ધિ તેનું નામ નૈષ્કર્મ્યસિદ્ધિ છે. ૪૯

હે કૌન્તેય! પોતાનાં વર્ણાશ્રમ કર્મવડે અન્તર્યામી ઇશ્વરનું આરાધન કરવાથી જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતારૂપ સિદ્ધિને પામેલો પુરૂષ જેવી રીતે બ્રહ્મને પામે છે તે પ્રકારે તું મારા વચનથી સંક્ષેપવડેજ નિશ્ચય કર તથા સિદ્ધિ અને અસિદ્ધિને પ્રાપ્ત થયેલા પુરૂષની જે જ્ઞાનની નિષ્ઠા છે તેને પણ તું નિશ્ચય કર. તે નિષ્ઠા પર છે અર્થાત્ અત્યન્ત શ્રેષ્ઠ છે અથવા સાક્ષાત્ મોક્ષનું કારણ હોવાથી તે નિષ્ઠા સર્વના અન્તમાં રહેલી છે. ૫૦

સર્વ સંશયોથી રહિત હોવાથી વિશુદ્ધ એવી બુદ્ધિની વૃત્તિવડે યુક્ત થયેલો અધિકારી પુરૂષ ધૈર્યરૂપ ધૃતિવડે શરીર અને ઇન્દ્રિયના સંઘાતરૂપ આત્માને નિયમમાં રાખીને અર્થાત્ તે સંઘાતને શાસ્ત્રનિષિદ્ધ માર્ગની પ્રવૃત્તિથી નિવૃત્ત કરીને

તથા શબ્દાદિક વિષયોનો પરિત્યાગ કરીને તથા રાગદ્વેષનો પરિત્યાગ કરીને વિવિક્તસેવી ઇત્યાદિક વિશેષણોવડે યુક્ત થાય તે અધિકારી પુરૂષ બ્રહ્મસાક્ષાત્કાર માટે સમર્થ થાય છે. આવી રીતે આ શ્લોકનો તથા આગલા શ્લોકનો ॥ ब्रह्मभूयायकल्पते ॥ એ ત્રીજા શ્લોકના વચનની સાથે અન્વય કરવો. ૫૧

મનુષ્યોના સંસર્ગથી રહિત એવું કોઇ વન અથવા પર્વતની ગુફા આદિકનું નામ વિવિક્ત દેશ છે અને એવા વિવિક્તદેશને સેવન કરવાનો જેનો સ્વભાવ છે તેનું નામ વિવિક્તસેવી છે. પરિમિત અને પવિત્ર અન્નનું ભોજન કરવાનો જેનો સ્વભાવ હોય તેનું નામ લધ્વાશી છે. બહિર્મુખ પ્રવૃત્તિથી વાણી શરીર અને મન એ ત્રણેને જેણે રૂંધેલાં છે તેનું નામ યતવાક્કાયમાનસ છે. ચિત્તમાં આત્માકાર વૃત્તિયોની જે આવૃત્તિ તેનું નામ ધ્યાન અને તે ધ્યાનવડે ચિત્તની સર્વ વૃત્તિયોથી રહિતપણાનું જે સંપાદન તેનું નામ યોગ અને તે ધ્યાન તથા યોગમાં જે નિરન્તર તત્પર રહે તેનું નામ ધ્યાન યોગપર છે. એવી રીતે જે પુરૂષ વિવિક્તસેવી, લધ્વાશી, યતવાક્કાયમાનસ, ધ્યાનયોગપર થયેલો, તથા વૈરાગ્યને આશ્રય કરીને રહેલો છે તે પુરૂષ બ્રહ્મરૂપ થવાને યોગ્ય થાય છે. ૫૨

હું મહોટા કુળમાં ઉત્પન્ન થયો છું તથા મહાન્ પુરૂષોનો હું શિષ્ય છું તથા હું અતિવિરક્ત છું તથા મારી સમાન બીજો કોઇ નથિ એ પ્રકારનું જે અભિમાન તેનું નામ અહંકાર છે. શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રથી વિરૂદ્ધ એવો જે અસત્ય આગ્રહ તેનું નામ બલ છે. ઘણું કરીને શરીરના સામર્થ્યનું નામ બલ કહેવાય છે તોપણ આ ઠેકાણે બલશબ્દેકરીને શરીરનું બલ ગ્રહણ કરવું નહિ કારણકે સ્વાભાવિક હોવાથી શરીરનું બલ ત્યાગ કરવાને અશકય છે તથા આત્મજ્ઞાનના સાધનો સંપાદન કરવામાં અનુકૂલ છે. હર્ષથી ઉત્પન્ન થયેલો

અને ધર્મનું અતિક્રમણ કરવામાં કારણરૂપ જે મદ તેનું નામ દર્પ છે. આ લોક અથવા પરલોકના વિષયોની જે અભિલાષા તેનું નામ કામ છે. દ્વેષનું નામ ક્રોધ છે. સ્પૃહાનો અભાવ છતાં પણ શરીરના રક્ષણમાટે બીજા લોકોએ પ્રાપ્ત કરેલાં જે બાહ્યભોગનાં સાધન તેનું નામ પરિગ્રહ છે. એવા અહંકારનો, બલનો, દર્પનો, કામનો, ક્રોધનો, પરિગ્રહનો તથા મમતાનો પરિત્યાગ કરીને વિક્ષેપથી રહિત થયેલો શાન્તપુરૂષ બ્રહ્મસાક્ષાત્કાર માટે સમર્થ થાય છે. ૫૩

જે અધિકારી પુરૂષ બ્રહ્મભૂત છે અર્થાત્ વેદાન્તશાસ્ત્રના શ્રવણ મનનના અભ્યાસથી अहंब्रह्मास्मि એ પ્રકારના દૃઢ નિશ્ચયવાળો છે તથા જે પુરૂષ પ્રસન્નાત્મા છે અર્થાત્ શમ દમાદિક સાધનોના અભ્યાસથી શુદ્ધ ચિત્તવાળો છે અને તે કારણમાટેજ જે પુરૂષ નાશ પામેલા પદાર્થનો શોક કરતો નથિ તથા ન પ્રાપ્ત થયેલા પદાર્થની ઇચ્છા કરતો નથિ અને સર્વ ભૂતોઉપર સમદૃષ્ટિવાળો છે તે પુરૂષ પર એવી મારી ભક્તિને પામે છે. ૫૪

હું જે પરિમાણવાળો તથા જે સ્વરૂપવાળો છું તેવી રીતે મને ભક્તિવડે જે પુરૂષ તત્વથકી સાક્ષાત્કાર કરે છે તે પુરૂષ તે ભક્તિવડે મને તત્વથી જાણીને દેહપાતથી અનન્તર મારે વિષે પ્રવેશ કરે છે. (तदनन्तरं) એ વચનનો "જ્ઞાનથી અનન્તર" એ પ્રકારનો અર્થ કોઇ ટીકાકારે કરેલો છે તથાપિ તે અર્થ બરોબર સંભવતો નથિ કારણ કે આત્મજ્ઞાન અને બ્રહ્મમાં પ્રવેશ એ બેઉનો પૂર્વ ઉત્તર ભાવ તો (ज्ञात्वा) એ વચનમાં રહેલા क्त्वा નામના પ્રત્યયવડેજ સિદ્ધ થાય છે તો પછી (तदनन्तरं) એ પદ વ્યર્થ થવું જોઇએ માટે એ પદનો "દેહપાતથી અનન્તર" એ અર્થજ ઠીક દેખાય છે. આ શ્લોકમાં શ્રીભગવાને ॥ तस्यतावदेवचिरंयावन्नविमोक्षेऽथसंपत्स्ये ॥ એ શ્રુતિનો અર્થ કહી દેખાડયો છે. એ શ્રુતિનો અર્થ આવો છે કે, તે બ્રહ્મવેત્તા પુરૂષને વિદેહમોક્ષની પ્રાપ્તિમાં જેટલા

કાલપર્યન્ત પ્રારબ્ધ કર્મના ભોગવડે આ દેહપાત ન થાય તેટલા કાળપર્યન્તજ વિલમ્બ છે પણ દેહપાત થયા પછી સર્વ ઉપાધિયોથી રહિત થયેલો તે બ્રહ્મવેત્તા પુરૂષ નિર્ગુણ અદ્વિતિય બ્રહ્મની પ્રાપ્તિરૂપ વિદેહમોક્ષને પામે છે. ૫૫

સર્વ કર્મોને નિરન્તર કરનારો પણ મારો શરણાંગત પુરૂષ મારા અનુગ્રહથી મારા પદને પામે છે. ॥ मद्व्यपाश्रयः ॥ એ પદનો અર્થ આવી રીતે છે કે, હું વાસુદેવ છું વ્યપાશ્રય એટલે શરણ જેનું તેનું નામ મદ્વ્યપાશ્રય છે અર્થાત્ કેવળ મારે શરણે થઇને મારે વિષે અર્પણ કરેલો છે સર્વાત્મભાવ જેણે તેનું નામ મદ્વ્યપાશ્રય છે. તે મારૂં પદ શાશ્વત છે અર્થાત્ ઉત્પત્તિ વિનાશથી રહિત છે તથા અવ્યય છે અર્થાત્ પરિણામભાવથી રહિત છે. ૫૬

આ લોકના દૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારાં તથા સ્વર્ગાદિક લોકના અદૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારાં લૈકિક વૈદિક સર્વ કર્મોને વિવેકયુકત બુદ્ધિવડે મારે વિષે અર્પણ કરીને તથા મત્પરાયણ થઇને તથા બુદ્ધિનો સ્વીકાર કરીને નિરન્તર મારામાં ચિત્ત રાખનારો થા. કોઇ મૂળ પુસ્તકમાં ॥ बुद्धियोगमपाश्रित्य॥ એ પ્રકારનો પણ પાઠ છે. તેમાં પણ પ્રથમ કહેલો અર્થ જાણવો. ૫૭

મારે વિષે ચિત્ત રાખનારો તું મારા પ્રસાદથી સર્વ દુર્ગને તરી જઇશ. તેમાં સંસારદુઃખના સાધનરૂપ જે અતિદુસ્તર કામ ક્રોધાદિક છે તેઓનું નામ દુર્ગ છે. એવા કામ ક્રોધાદિરૂપ સર્વ દુર્ગોને તું પોતાના પ્રયત્નવિનાજ કેવળ મારા અનુગ્રહથી સુખે કરીને અતિક્રમણ કરીશ. અને જો કદાચિત્ તું મારા વચનોમાં અવિશ્વાસ કરીને હું પંડિત છું એ પ્રકારના ગર્વરૂપ અહંકારથી મારાં વચન સાંભળીશ નહિ અર્થાત્ મારા વચન પ્રમાણે કરીશ નહિ તો નાશ પામીશ અર્થાત્ પોતાની ઇચ્છાથી યુદ્ધાદિક સ્વધર્મનો પરિત્યાગ કરીને સંન્યાસાદિકપરધર્મના અનુષ્ઠાનથી તું સર્વ પુરૂષોથી ભ્રષ્ટ થઇશ. ૫૮

હું ધર્માત્મા છું માટે આ યુદ્ધરૂપ ક્રૂર કર્મ કરીશ નહિ, એ પ્રકારના મિથ્યા અભિમાનનો આશ્રય કરીને આ યુદ્ધ હું નહિ કરૂં એમ જો તું માનતો હોય તો તે તારો નિશ્ચય નિષ્ફલજ છે કારણ કે ક્ષત્રિય જાતીનો આરંભ કરનારી અને રજોગુણરૂપવાળી જે પ્રકૃતિ છે તે તને આ યુદ્ધરૂપ કર્મમાં અવશ્ય પ્રવર્ત્તાવશે. ૫૯

પૂર્વ ઉક્ત ક્ષત્રિય સ્વભાવથી થયેલા જે શૌર્યાદિકના આગન્તુક કર્મ, તેને વશ થયેલો તું મોહને આધીન થઇ યુદ્ધ કરવાને ઇચ્છતો નથી, અર્થાત્ હું સ્વતંત્ર છું માટે જે જે અર્થની ઇચ્છા કરીશ તે તે અર્થને સમ્પાદન કરીશ એ પ્રકારના ભ્રમરૂપ મોહને આધીન થઇ જો તુ બન્ધુવધાદિકના નિમિત્તભૂત એવા આ યુદ્ધને કરવાને ઇચ્છતો નથી તે યુદ્ધરૂપ કર્મને તું પરવશ થઇને જરૂર કરીશ. ૬૦

હે અર્જુન! અન્તર્યામી ઇશ્વર પોતાની માયાવડે તે સર્વ પ્રાણિયોને પોતપોતાના પુણ્ય પાપ કર્મોને અનુસારે તથા પૂર્વના સંસ્કારોને અનુસારે જયાં ત્યાં શુભ અશુભ કર્મમાં પ્રવર્ત્તાવીને તે સર્વ પ્રાણિયોના હૃદયદેશનેવિષે રહે છે. આ અર્થમાં આવી રીતે દૃષ્ટાંન્ત જાણવું કે જેમ યંત્રઉપર બેસારેલી કાષ્ટની અશ્વાદિક પ્રતિમાઓ અત્યન્ત પરતંત્ર છે અને તે પ્રતિમાઓને જેમ માયાવી પુરૂષ ભ્રમણ કરાવે છે, તેમ આ અન્તર્યામી ઇશ્વર પણ પોતાની માયાવડે તે સર્વ પ્રાણિયોને જયાં ત્યાં ભ્રમણ કરાવે છે માટે તું તે યુદ્ધ કરવાની ઇચ્છા નહીં કરીશ તોપણ તે અન્તર્યામી ઇશ્વરની પ્રેરણાથી અવશ્ય યુદ્ધ કરીશ. ૬૧

જે અન્તર્યામી ઈશ્વર સર્વ પ્રાણિયોના હૃદયદેશમાં રહીને તેઓને શુભ અશુભ કાર્યોમાં પ્રવર્ત્તાવે છે તે સર્વના આશ્રયરૂપ ઇશ્વરને આ સંસાર સમુદ્ર ઉતરવા માટે સર્વ ભાવવડે આશ્રય કર. એવી રીતે જો તું સર્વ પ્રકારે તે ઇશ્વરનો આશ્રય કરીશ તો તે ઇશ્વરના અનુગ્રહથી પર શાન્તિને પામીશ તથા

ઉત્પત્તિ નાશરહીત એવું જે સ્થાન તેને પામીશ. ૬૨

મેં તને પ્રથમ કહ્યા પ્રમાણે મોક્ષના સાધનરૂપ આત્મ-વિષયક જ્ઞાન કહ્યું છે. તે જ્ઞાન ગુહ્ય પદાર્થથી પણ અત્યન્ત ગુહ્ય છે, અર્થાત્ પરમ રહસ્યરૂપ એવો જે સંન્યાસપર્યન્ત નિષ્કામ કર્મયોગ તેથકી પણ આ જ્ઞાન અત્યન્ત રહસ્યરૂપ છે કારણ કે તે સંન્યાસપર્યન્ત કર્મયોગનું આ જ્ઞાન ફુલરૂપજ છે અથવા આ વાકયનો આવો પણ અર્થ થાય છે કે મંત્ર તંત્ર મણિ અને રસાયનાદિક ગુહ્ય પદાર્થોથી પણ આ જ્ઞાન ગુહ્ય છે કારણ કે મંત્ર તંત્રાદિક સઘળું આ પુરૂષને કેવળ સાંસારિક અનિત્ય સુખ પ્રાપ્ત કરે છે અને આ જ્ઞાન તો બ્રહ્માનન્દરૂપી નિત્ય સુખની પ્રાપ્તિ કરે છે માટે તે મંત્રતંત્રાદિકોથી આત્મજ્ઞાનમાં અત્યન્ત ગુહ્ય રૂપતા યુકત છે માટે આ ગીતારૂપ શાસ્ત્રને આદિ અન્તપર્યન્ત વિચાર કરીને જે પ્રકારે તારી ઇચ્છા હોય તેમ તું કર પણ આ ગીતારૂપ શાસ્ત્રનો આદિ અન્તપર્યન્ત વિચાર કર્યાવિના કેવળ પોતાની ઇચ્છામાત્રથી તારે કાંઇ પણ કાર્ય કરવાને યોગ્ય નથિ. ૬૩

સર્વથી અત્યન્ત ગુહ્ય એવું મારૂં પરમવચન તું ફરીને પણ શ્રવણ કર, અર્થાત્ પ્રથમ તે તે પ્રસંગમાં વિસ્તારથી કહેલું તે વચન કેવળ તારા અનુગ્રહ માટે હું ફરીને સંક્ષેપવડે કહું છું તેને તું શ્રવણ કર. ગુહ્ય પદાર્થથી જે અતિગુહ્ય હોય તેનું નામ ગુહ્યતર છે અને તે ગુહ્યતર પદાર્થથી પણ જે અતિગુહ્ય થાય તેનું નામ ગુહ્યતમ છે. હે અર્જુન! કોઇ પદાર્થના લાભમાટે અથવા પોતાની પૂજા માટે અથવા પોતાની ખ્યાતિ માટે તે વચન હું તને કહેતો નથિ પણ તું મને અત્યન્ત પ્રિય છે માટે પુછ્યાવિના પણ તને હું કૃપા કરીને પરમશ્રેયરૂપ હિત કહું છું. ૬૪

મારે વિષે મન રાખનારો થા અર્થાત્ સર્વ કાળમાં મારૂં તું ચિન્તન કર તથા મારો ભક્ત થા અને મને યજન કરનારો થા તથા મને નમસ્કાર કર. એમ કરવાથી મનેજ પામી-

શ અને તારે સમીપ હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે તું અને પ્રિય છે માટે તારી સાથે મારે વંચના કરવી એ યોગ્ય નથિ. અથવા ॥ सत्यन्ते ॥ એ વચનમાં॥ सति अन्ते॥ એ પ્રકારનો પદચ્છેદ કરીને આવો અર્થ કરવો કે પ્રારબ્ધ કર્મનો નાશ થયે છતે તું મને પ્રાપ્ત થઇશ. આ બીજા વ્યાખ્યાનથી પ્રથમ વ્યાખ્યાનજ શ્રેષ્ઠ છે. ૬૫

કોઇક વર્ણ ધર્મ હોય છે અને કોઇક આશ્રમ ધર્મ હોય છે અને કોઇક સામાન્ય ધર્મ હોય છે. તેમાં શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રે બ્રાહ્મણાદિક વર્ણપ્રત્યે જે ધર્મ કહેલા છે તે વર્ણધર્મ કહેવાય છે અને તે શાસ્ત્રે બ્રહ્મચર્યાદિક આશ્રમમાત્રપ્રત્યે જે ધર્મ કહેલા છે તે આશ્રમ ધર્મ કહેવાય છે અને તે શાસ્ત્રે વર્ણાશ્રમપ્રત્યે સાધારણરૂપથી જે ધર્મ કહેલા છે તે સામાન્યધર્મ કહેવાય છે તે સર્વનો પરિત્યાગ કરીને અથવા જેટલા વિદ્યમાન અને અવિદ્યમાન ધર્મ છે તે સર્વનો પરિત્યાગ કરીને અર્થાત્ આ ધર્મજ અમારૂં શરણ છે પણ ઇશ્વર અમારૂં શરણ નથિ એ પ્રકારે સ્વશરણતારૂપે તે ધર્મોનો સ્વીકાર નહિ કરીને તું સર્વ ધર્મોના અધિષ્ઠાનરૂપ તથા સર્વ ધર્મના ફલ પ્રદાતારૂપ એવા મને શરણ પ્રાપ્ત થા. સર્વ ધર્મ કાર્યોનો પ્રવર્તક એવો હું તને બન્ધુવધાદિ નિમિત્તક તથા સંસારના કારણરૂપ સર્વ પાપથી પ્રાયશ્ચિત્તવિનાજ મુક્ત કરીશ. આ ઠેકાણે આવું તાત્પર્ય છે કે ॥ धर्मेणपापमपनुदति ॥ એ શ્રુતિમાં ધર્મને પાપની નિવૃત્તિનો હેતુભૂત કહેલો છે તે ધર્મરૂપ હુંજ છું માટે પ્રાયશ્ચિત્તવિનાજ હું ધર્મરૂપ પરમેશ્વર તને સર્વ પાપથી મુક્ત કરીશ માટે તું શોક કર માં અર્થાત્ આ બન્ધુ વધાદિક નિમિત્તથી થયેલા પ્રત્યવાયથી કેવી રીતે નિસ્તાર થશે એ પ્રકારનો શોક કરવાને તું યોગ્ય નથિ. ૬૬

સર્વ શાસ્ત્રોના અર્થના રહસ્યરૂપ જે આ ગીતાશાસ્ત્રનો મેં ઉપદેશ કર્યો છે તે ઉપદેશ ઇન્દ્રિયોના નિગ્રહથી રહિત પુરૂષને કોઇ વખતે પણ ઉપદેશ કરવા યોગ્ય નથિ. આ ઠેકાણે

॥ કદાચન ॥ એ પદનો હવે કહેવાશે એવા ત્રણે પર્યાયોમાં સમ્બન્ધ કરવો. હે અર્જુન ! જે પુરૂષ ઇન્દ્રિયોના નિગ્રહવાળો તો છે પણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારા ગુરૂમાં તથા ઇશ્વરમાં ભક્તિથી રહિત છે તે અભક્ત પુરૂષને આ ગીતાશાસ્ત્ર કોઇ વખતે પણ ઉપદેશ કરવા યોગ્ય નથિ તથા જે પુરૂષ ઇન્દ્રિયોના નિગ્રહવાળો હોય અને ભક્તિવાળો હોય પરન્તુ ગુરૂના પાદપ્રક્ષાલનાદિ સેવારૂપ શુશ્રૂષાથી રહિત હોય તે પુરૂષને આ ગીતાશાસ્ત્ર કોઇ વખતે પણ ઉપદેશ કરવા યોગ્ય નથિ તથા જે પુરૂષ ઇન્દ્રિયના નિગ્રહવાળો હોય ભક્તિવાળો હોય અને શુશ્રૂષાવાળો હોય પરન્તુ મને મનુષ્ય માનીને તથા અસર્વજ્ઞત્વાદિ ગુણોવાળો માનીને અસૂયા (ગુણમાં દોષ આરોપણ કરવા) કરે છે. એવા પુરૂષને આ ગીતાશાસ્ત્ર કોઇ વખતે પણ ઉપદેશ કરવા યોગ્ય નથિ કિન્તુ જે પુરૂષ મનસહિત શ્રોત્રાદિક ઇન્દ્રિયોના નિગ્રહરૂપ તપવાળો છે તથા ગુરૂમાં ભક્તિવાળો છે તથા ગુરૂની સેવારૂપ શશ્રૂષાવાળો છે તથા મારે વિષે અનુરાગવાળો છે તે અધિકારી પુરૂષનેજ આ ગીતાશાસ્ત્ર ઉપદેશ કરવા યોગ્ય છે. આ શ્લોકમાં એક ન કાર કહેવાથી પણ ઉપર કહેલા અર્થની સિદ્ધિ થઇ શકે છે તથાપિ શ્રીભગવાને અહિં ચાર નકાર કહેલા છે તે એક એક વિશેષણનો અભાવ છતાં પણ આ ગીતાશાસ્ત્રના ઉપદેશની તેઓમાં અયોગ્યતા જણાવવા માટે કહેલા છે. આ શ્લોકમાં શ્રીભગવાને વિદ્યોપદેશના સંપ્રદાયનો પ્રકાર કહેલો છે અને તે શ્રુતિમાં પણ છે. ત્યાં શ્રુતિ. ॥ विद्याहवैब्राह्मणमाजगाम गोपायमाशेवधिष्टेहमस्मि असूयकायानृजवेऽयताय नमाब्रूया अवीर्यवती तथास्याम् ॥ કોઇ એક વખતે અનધિકારી પુરૂષોને પ્રાપ્ત થઇને ખેદ પામેલી વેદવિદ્યા, વિદ્યાના ઉપદેશ કરનારા બ્રાહ્મણોની સમીપે જઇને આ પ્રમાણે વચન કહેવા લાગી કે હે બ્રાહ્મણો તમે મને ગુપ્ત રાખો અને તેથી હું તમને ભોગ અને મોક્ષ એ બેઉની પ્રાપ્તિ કરીશ અને જે પુરૂષ ગુણોમાં દોષોના આરોપણ

કરવારૂપી અસૂયા દોષવાળો છે તથા ઋજુભાવથી રહિત છે તથા મનસહિત ઇન્દ્રિયોના નિગ્રહથી રહિત છે તથા ગુરૂની સેવાભક્તિથી રહિત છે એવા અનધિકારી પુરૂષોપ્રત્યે તમોએ કોઇ વખતે પણ મારો ઉપદેશ કરવો નહિ અને જો કદાચિત્ એવા અનધિકારી પુરૂષો માટે મારો ઉપદેશ કરશો તો વન્ધ્યાસ્ત્રીની પેઠે નિષ્ફળ થઇશ માટે જે પુરૂષ અસૂયા દોષથી રહિતહોય, ઋજુભાવવાળો હોય, ઇન્દ્રિયોના નિગ્રહરૂપ તપવાળો હોય, ગુરૂની સેવા ભક્તિવાળો હોય તથા ઇશ્વરમાં અનુરાગવાળો હોય તે અધિકારી પુરૂષને તમોએ મારો ઉપદેશ કરવો. ૬૭

તારા અને મારા સંવાદરૂપ આ ગીતાશાસ્ત્ર, મોક્ષરૂપ પુરૂષાર્થનું સાધન હોવાથી સર્વોત્કૃષ્ટ છે તથા આ ગીતાશાસ્ત્ર ગુહ્ય છે અર્થાત્ સર્વ શાસ્ત્રોના રહસ્ય અર્થનું પ્રતિપાદન કરનાર હોવાથી જેવા તેવા પુરૂષને ઉપદેશ કરવાયોગ્ય નથિ. એવી રીતનું જે આ શાસ્ત્ર તેને જે વિદ્વાન્ પુરૂષ મારા ભક્તોને વિષે સ્થાપન કરે છે અર્થાત્ મારે વિષે અનુરાગરૂપ ભકિતવાળા પુરૂષોમાં આ શાસ્ત્રને પાઠરૂપથી તથા અર્થરૂપથી સ્થાપન કરશે તે પુરૂષ જન્મમરણરૂપ સંસારથી તત્કાલ મુક્ત થઇ મનેજ પામશે એ અર્થમાં તારે કોઇ વખતે પણ સંશય કરવો નહિ. ॥ यइदंपरमंगुह्यं ॥ એ વચનના સ્થાનવિષે કોઇ પુસ્તકમાં ॥ यइमंपरमंगुह्यं ॥ એ પ્રકારનો પણ પાઠ છે. તેમાં પણ પ્રથમ કહેલોજ અર્થ જાણવો. ૬૮

મારા ભકતોમાં આ ગીતાશાસ્ત્રના સંપ્રદાયની પ્રવૃત્તિ કરનાર વિદ્વાન્ પુરૂષથી સર્વ મનુષ્યોમાં બીજો કોઇ પણ પુરૂષ મારેવિષે અતિશય પ્રીતિવાળો હમણાં વિદ્યમાન નથિ તથા પૂર્વે કોઇ થયો નથિ અને આગળ જતાં કોઇ થનારો નથિ કિન્તુ તે ગીતાના સંપ્રદાયને પ્રવર્ત્તાવનારો વિદ્વાન્ પુરૂષજ મારેવિષે અતિશય પ્રીતિવાળો છે અને મારે પણ તે સંપ્રદાય પ્રવર્ત્તક પુરૂષથી બીજો કોઇ પણ પુરૂષ અતિશય પ્રીતિ કરવા યોગ્ય પૂર્વે થયો નથિ અને હમણાં વિદ્યમાન

નથિ તથા આગળ થનારો નથિ કિન્તુ ગીતાનો સંપ્રદાય પ્રવર્તાવનારો પુરૂષજ મને અતિશય પ્રીતિ કરવા યોગ્ય છે. ૬૯

ધર્મથી અવિરૂદ્ધ હોવાથી ધર્મીરૂપ એવું જે આ તારા અને મારા સંવાદરૂપ ગીતાશાસ્ત્ર છે તેને જે અધિકારી પુરૂષ અધ્યયન કરશે અર્થાત્ જપરૂપવડે પાઠ કરશે તો તે પાઠ કરનારા પુરૂષવડે હું જ્ઞાનયજ્ઞથી પૂજિત થઇશ એ પ્રકારનો મારો નિશ્ચય છે. હવે જો કે પાઠ કરનારો પુરૂષ ગીતાશાસ્ત્રના અર્થને જાણતો નથિ અને કેવળ પાઠજ કરે છે તોપણ તે પાઠવડેજ મારૂંજ ચિન્તન કરે છે માટે જ્ઞાનયજ્ઞના ફલરૂપમોક્ષને અન્તઃકરણની શુદ્ધિદ્વારાએ પામે છે. હવે જો કે ગીતાશાસ્ત્રના પાઠમાત્રથી પણ પરંપરાવડે મોક્ષરૂપ ફલ પામે છે તો પછી આ ગીતાશાસ્ત્રના અર્થના અનુસન્ધાનપૂર્વક પાઠ કરનારો મોક્ષરૂપ ફલ પામે તેમાં શું કહેવું! ૭૦

લોકો ઉપર કરૂણા કરીને ઊંચે સ્વરે આ ગીતાશાસ્ત્રનો પાઠ કરનારા પુરૂષના મુખથી કોઇ બીજો પુરૂષ આસ્તિકય બુદ્ધિરૂપ શ્રદ્ધાવાળો થઇને તથા અસૂયા દોષથી રહિત થઇને કેવળ શ્રવણમાત્રજ કરે છે તે કેવળ પાઠમાત્રનો શ્રોતા પુરૂષ પણ સર્વ પાપથી મુકત થઇ પુણ્ય કર્મ કરનારા ધર્માત્મા પુરૂષોના શુભ લોકોને પામે છે અર્થાત્ જે ઉત્તમ લોકોને અશ્વમેધાદિક કર્મ કરનારા પુરૂષો પામે છે તે ઉત્તમ લોકોનેજ ગીતાનો પાઠ માત્ર શ્રવણ કરનારા પુરૂષો પણ પામે છે. આ ઠેકાણે ॥शृणुयादपि सोऽपि એ વચનમાં રહેલા अपि શબ્દ વડે શ્રીભગવાને કૈમુતિકન્યાય સૂચન કર્યો કે આ ગીતાશાસ્ત્રના અર્થજ્ઞાનથી રહિત કેવળ અક્ષરમાત્રનું શ્રવણ કરનાર પુરૂષ પણ જ્યારે ઉત્તમ લોકોને પામે છે તો પછી અર્થજ્ઞાનપૂર્વક ગીતાશાસ્ત્રનું શ્રવણ કરનારા પુરૂષો ઉત્તમ લોકોને પામે એમાં શું કહેવું! ૭૧

હે પાર્થ! મેં તને જે આ બ્રહ્મવિદ્યારૂપ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કર્યો તે તેં એકાગ્રચિત્તવડે સાંભળ્યો કે કેમ! અને હે

ધનંજય! આ ગીતાશાસ્ત્રનું શ્રવણ કરીને તારો અજ્ઞાનકૃત વિપર્યયરૂપ સંમોહ અજ્ઞાનરૂપ કારણ સહિત નાશ પામ્યો કે કેમ? આ ઠેકાણે આવું તાત્પર્ય છે કે જો કદાચિત્ હજી સુધી પણ અજ્ઞાનકૃત સંમોહ જો નાશ ન પામ્યો હોય તો હું તને ફરીને પણ ઉપદેશ કરૂં માટે તું તારા ચિત્તનો વૃતાન્ત મારી પાસે કહી દેખાડ. આ ઠેકાણે ॥ कच्चित् ॥ એ બે શબ્દ પ્રશ્નના વાચક છે. અનાત્મારૂપ દેહાદિકમાં જે આત્મત્વ છે તથા સ્વધર્મરૂપ યુદ્ધમાં જે અધર્મત્વ બુદ્ધિ છે તે વિપર્યયજ આ ઠેકાણે અજ્ઞાનકૃત સંમોહ જાણવો. ૭૨

હે અચ્યુત! મારો મોહ નાશ પામ્યો કારણ કે આ બ્રહ્મવિદ્યારૂપ તમારો ઉપદેશ મેં સાંભળ્યો અને તેથી સર્વ સંશયરહિત થઇ હું આત્મજ્ઞાનરૂપી સ્મૃતિ પામ્યો છું. તે સ્મૃતિની પ્રાપ્તિથી સર્વ સન્દેહરહિત થઇને હું યુદ્ધની કર્ત્તવ્યતારૂપ તમારી આજ્ઞામાં રહ્યો છું અને જ્યાંપર્યન્ત મારૂં જીવન છે ત્યાંપર્યન્ત હું તમારૂં વચન સત્ય કરીશ અર્થાત્ પરમ ગુરૂરૂપ એવા આપની આજ્ઞાને અવશ્ય પાલન કરીશ. આ ઠેકાણે ॥ गतसन्देहः ॥ એ વચનવડે અર્જુને દેહાદિક અનાત્મ પદાર્થોમાં આત્મત્વ બુદ્ધિરૂપ મોહનો નાશ દેખાડયો અને ॥ करिष्येवचनंतव ॥ એ વચનવડે અર્જુને સ્વધર્મરૂપ યુદ્ધમાં અધર્મત્વ બુદ્ધિરૂપ મોહનો નાશ દેખાડયો. ૭૩

હે ધૃતરાષ્ટ્ર! મેં મહાત્મા એવા વાસુદેવનો તથા અર્જુનનો આ સંવાદ સાંભળ્યો છે. તે સંવાદ અદ્‌ભુત છે અર્થાત ચિત્તને અત્યન્ત વિસ્મય પમાડનારો છે અને રોમહર્ષણ છે અર્થાત્ લોકોમાં અસંભાવ્યમાન હોવાથી અને અદ્‌ભુત રસવાળો હોવાથી શરીરનાં રૂવાડાંને ઉભાં કરનારો છે. ૭૪

હે ધૃતરાષ્ટ્ર! વ્યાસ ભગવાને મને જે દિવ્યચક્ષુ અને શ્રોત્રાદિક આપેલું છે તે મારા ઉપર વ્યાસ ભગવાન્‌નો પ્રસાદ છે. તે પ્રસાદથી મેં આ સંવાદ પોતે કહેતા એવા અને સર્વ યોગિયોના ઇશ્વરરૂપ એવા શ્રીકૃષ્ણભગવાન્‌થકી સાક્ષાત્ શ્ર-

વર્ણ કર્યો છે પણ કોઇ પરંપરાથી કાંઇ શ્રવણ કરેલો નથિ. તે સંવાદ ગુહ્ય છે અર્થાત્ સર્વ શાસ્ત્રોના રહસ્યરૂપ હોવાથી જેવા તેવા પુરૂષને આપવા યોગ્ય નથિ. વળી તે સંવાદ પર છે અર્થાત્ મોક્ષનું સાધન હોવાથી સર્વથી શ્રેષ્ઠ છે. વળી તે સંવાદ યોગ છે અર્થાત્ જ્ઞાનયોગરૂપ છે. ॥ श्रुतवानिमं ॥ એ વચનના સ્થાનનેંવિષે કોઇ મૂલપુસ્તકમાં ॥ श्रुतवानेतत् ॥ એ પ્રકારનો પણ પાઠ છે, તે પણ બરોબર છે. ૭૫

હે ધૃતરાષ્ટ્ર! શ્રીકૃષ્ણભગવાન્નો તથા અર્જુનનો આ ગીતાશાસ્ત્રરૂપ સંવાદ અદ્‌ભુત છે અર્થાત્ ચિત્તને વિસ્મયની પ્રાપ્તિ કરનારો છે તથા પુણ્ય છે અર્થાત્ કેવળ શ્રવણમાત્રવડે પણ સર્વ પાપ નાશ કરનારો છે. તે સંવાદનું પુનઃ પુનઃ સ્મરણ કરીને વારંવાર હું હર્ષ પામું છું અથવા ॥ हृष्यामि ॥ એ પદનો આવી રીતે અર્થ કરવો કે તે સંવાદને પુનઃ પુનઃ સ્મરણ કરીને વારંવાર મારા શરીરમાં રૂવાડાં ઉભાં થાય છે. આ ઠેકાણે તાત્પર્ય આવું છે કે પૂર્વે મેં અનેક જન્મમાં એવું શું પુણ્ય કર્યું છે તથા એવું શું તપ કર્યું છે તથા એવું શું દાન કર્યું છે કે જેનાથી આ શ્રીકૃષ્ણભગવાન્નો અને અર્જુનનો સંવાદ મારા સાંભળવામાં આવ્યો, તે પુણ્યને હું જાણી શકતો નથિ. ૭૬

શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનપ્રત્યે ધ્યાન કરવામાટે જે પોતાનું વિશ્વરૂપ દેખાડ્યું છે તે અતિ અદ્‌ભુત વિશ્વરૂપને પુનઃ પુનઃ સ્મરણ કરીને મને મહોટો વિસ્મય થાય છે અને તે માટેજ હું વારંવાર હર્ષ પામું છું. ૭૭

હે ધૃતરાષ્ટ્ર! તું પોતાના દુર્યોધનાદિક પુત્રોની વિજયાદિક આશાનો પરિત્યાગ કરીને આ પાંડવો સાથે મેળાપ કર, એ અર્થને સંજય હવે ધૃતરાષ્ટ્રપ્રત્યે કહે છે.

જે યુધિષ્ઠિરના પક્ષમાં સર્વ યોગસિદ્ધિયોના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ રહેલા છે તથા જે યુધિષ્ઠિરના પક્ષમાં ગાંડીવ

નામના ધનુષને ધારણ કરનારા અર્જુન રહેલા છે તે યુધિષ્ઠિરના પક્ષમાં શ્રી, વિજય, ભૂતિ, અને નીતિ એ ચારે અવશ્ય પ્રાપ્ત થશે. એ પ્રકારનો મારો નિશ્ચય યથાર્થ છે માટે તું તારા દુર્યોધનાદિક પુત્રોના વિજયથી વ્યર્થ આશાનો પરિત્યાગ કરીને લક્ષ્મી વિજયાદિકોથી યુક્ત એવા પાંડવો સાથે મેળાપ કર. રાજ્યલક્ષ્મીનું નામ શ્રી છે. શત્રુઓના પરાજય નિમિત્તક જે ઉત્કર્ષ તેનું નામ વિજય છે. ઉત્તરોત્તર રાજ્યલક્ષ્મીની જે વૃદ્ધિ તેનું નામ ભૂતિ છે. ન્યાય પ્રમાણે જે વર્તવું તેનું નામ નીતિ છે. ૭૮

॥ श्रीमद्भगवद्गीतासम्पूर्ण ॥



ૐ

# वाजसनेयसंहितोपनिषद्.

"इशावास्य" આ મંત્રને આદિ લઇને જે વેદના મંત્રો છે તેનો કર્મમાં સમ્બન્ધ નથિ કારણ કે તે વેદમન્ત્રો કર્મમાં અનુપયોગી એવા સ્વભાવને પ્રકાશ કરનારા છે. આત્માનો સ્વભાવ જે શુદ્ધત્વ, નિષ્પાપત્વ, એકત્વ નિત્યત્વ, અશરીરત્વ અને સર્વગતત્વ, એને આદિ લઇ આગળ કહેવાશે તે સ્વભાવ કર્મથી વિરૂદ્ધ છે માટે એ મંત્રાનો કર્મમાં અસમ્બન્ધ યુકતજ છે. સર્વના ઇશ્વર જે પરમાત્મા છે તે સર્વ પ્રાણિના આત્મા થઇ સર્વ પ્રત્યે સ્વામીપણું ધારણ કરનારા છે. પૃથ્વીમાં જે કાંઇ જગત્ છે તે સર્વ તે પરમાત્મારૂપ પરમેશ્વરે આચ્છાદન કરવાયોગ્ય છે. ઇશ્વરરૂપ ભાવનાથી યુક્ત એવા પુરૂષને પુત્રૈષણા, વિત્તૈષણા, અને લોકૈષણા, એ ત્રણ એષણા (ઇચ્છા) નો ત્યાગ કરવામાં અધિકાર છે પણ કર્મમાં નથિ માટે તેનો ત્યાગ કરીને આત્માની રક્ષા કર. ત્રણ એષણા જેણે ત્યાગ કરી છે એવો તું કોઇના ધનની ઇચ્છા ન કર. ૧

શત વર્ષનું પુરૂષનું પરમ આયુષ્ય છે માટે જે પુરૂષો સો વર્ષ જીવવાની ઇચ્છા કરે છે તે પુરૂષ અગ્નિહોત્રાદિક કર્મને કરતો છતો ઇચ્છે, એ વિધિ છે. એ પ્રકારે જીવવાને ઇચ્છતો અને નરમાત્રનો અભિમાની જે તું તેને અગ્નિહોત્રાદિક કર્મ કરવારૂપી વર્ત્તમાન પ્રકારથી બીજો કોઇ વર્ત્તમાન પ્રકાર નથિ કે જે પ્રકારવડે અશુભ કર્મથી લેપાય નહિ માટે શાસ્ત્રવિહિત એવાં અગ્નિહોત્રાદિક કર્મ કરીનેજ પુરૂષને જીવવાની ઇચ્છા કરવી. ૨

અદ્વય એવા પરમાત્વભાવની જે અપેક્ષા કરતા નથિ તે દેવાદિક હોય તો પણ અસુર કહેવાય છે. તેઓના જે જન્મ તે અસૂર્ય કહેવાય છે. તેઓ અદર્શનાત્મક એવા અજ્ઞાન રૂપી અન્ધકારથી ઢંકાઇ, સ્થાવરાન્તનો ત્યાગ કરી આ દેહને,

પોતાના કર્મ પ્રમાણે પામે છે. જે કોઇ આત્માને હનન કરનારા અવિદ્વાનો છે તે અવિદ્યાદોષથી પોતાના વિદ્યમાન આત્માનો તિરસ્કાર કરે છે. વિદ્યમાન આત્માનું જે અજર અમરત્વાદિ લક્ષણ છે તે તેને તિરોભૂત થયું છે માટે તેઓ અવિદ્વાન કહેવાય છે. ૩

તે આત્મતત્ત્વ ચલનથી રહિત છે. સર્વદા નિર્વિકાર હોવાથી એક રૂપ છે. સર્વ પ્રાણિયોમાં સંકલ્પાદિ રૂપવાળું જે મન તે થકી પણ વેગવાળું છે. વિષયોને પ્રકાશ કરનાર હોવાથી દેવરૂપ જે ચક્ષુ આદિ ઇન્દ્રિયો છે તે આ આત્મતત્વને પામી શકતી નથિ. તે આત્મતત્વ આકાશની પેઠે વ્યાપક છે માટે વેગવાન્ મનથી પણ પૂર્વ ગયેલું છે. તે આત્મતત્વ દોડતાં એવાં મન આદિકોનું જાણે ઉલ્લંઘન કરીને ગતિ કરતું હોય એમ દેખાય છે અને પોતે ક્રિયારહિતજ છે. વાયુ તે નિત્ય ચૈતન્ય સ્વભાવમાં પ્રાણિયોની ચેષ્ટારૂપ લક્ષણોને ધારણ કરે છે. કાર્યકારણાદિક જે સર્વ વિકાર છે તે સર્વના આશ્રયરૂપ આત્માથીજ થાય છે. ૪

તે આત્મતત્ત્વ ચલાયમાન થાય છે અર્થાત્ ક્રિયા કરે છે અને તે આત્મતત્વ ક્રિયા કરતું નથિ અર્થાત ક્રિયા રહિત છતાં પણ ક્રિયા કરનારથી પેઠે જણાય છે. તે આત્મતત્વ અવિદ્વાનોને કરોડો વર્ષથી પણ પ્રાપ્ત થઇ શકે એવું નથિ માટે દૂરની પેઠે છે અને વિદ્વાનોનો આત્મા છે માટે અત્યન્ત સમીપ છે અને તે તત્વ આ સર્વની અન્દર છે અને આકાશની પેઠે આ સર્વની બહાર છે. ૫

જે મુમુક્ષુ પુરૂષ અવ્યક્તને આદિ લઇ સ્થાવરપર્યન્ત સર્વ ભૂતોને આત્મામાંજ જુવે છે અને તે સર્વ ભૂતોમાં આત્માને દેખે છે અર્થાત્ પોતાના આત્માને તે ભૂતોના આત્મારૂપે જુવે છે તે મુમુક્ષુ પુરૂષ એવી રીતે જોવાથી કોઇની પણ નિન્દા કરતો નથિ કારણ કે સર્વ નિન્દાઓ જે છે તે આત્માથી અન્ય વસ્તુ જોનાર પુરૂષને થાય છે પરન્તુ અત્યન્ત વિશુ-

ક્ષ એવા આત્માને જે પુરૂષ નિરન્તર જુવે છે તેને નિન્દા કર-વાનું કોઇ નિમિત્તજ પ્રાપ્ત થતું નથિ માટે નિન્દા કરતો નથિ. ૬

જે કાળમાં અથવા જે પૂર્વોક્ત આત્મામાં તે સર્વ ભૂતો પરમાર્થે એવા આત્મદર્શનથી આત્મારૂપજ થયેલ છે તે પર-માર્થ વસ્તુને જાણનાર પુરૂષને તે કાળમાં અથવા તે આત્મા-માં કોણ મોહ છે અને કોણ શોક છે. શોક અને મોહ એ કામનાં બીજ છે અને અજ્ઞાનથી થાય છે માટે શુદ્ધ આત્મા-નું આકાશની પેઠે એકપણું જોનાર પુરૂષને કોઇ શોક મો-હ નથિ. ૭

તે આત્મા ચારે તરફથી પ્રાપ્ત થયો છે. શુદ્ધ પ્રકાશમાન, લિંગશરીરથી રહિત, ચોટ લાગવાથી રહિત, નાડિયોથી ર-હિત, નિર્મલ, પાપવર્જિત, ત્રિકાલદર્શી, મનના નિયામક, શ-ર્વના ઉપર રહેનારા અને સ્વયંભૂ છે. તે પરમેશ્વરે કર્મફલના સાધનથી કરવા યોગ્ય એવા પદાર્થોને ઘણા કાળ રહેનારા સંવત્સર નામના પ્રજાપતિયોપ્રત્યે યથાયોગ્ય વિભાગ કર્યોછે.૮

જે પુરૂષો કેવળ અવિદ્યારૂપ કર્મનેજ તત્પર થઇને કર્યા કરે છે તે પુરૂષો અદર્શનરૂપ અન્ધ તમપ્રત્યે પ્રવેશ કરે છે અને જે પુરૂષો કર્મ છોડિને દેવતાના જ્ઞાનરૂપ વિદ્યામાંજ આસક્ત થાય છે તે પુરૂષો તે અન્ધતમથી પણ વધારે તમ-પ્રત્યે પ્રવેશ કરે છે. ૯

ઉપાસનારૂપ વિદ્યાથી ભિન્ન ફલ થાય છે એમ કહ્યું છે અને કર્મરૂપ અવિદ્યાથી ભિન્ન ફલ થાય છે એમ કહ્યું છે. એ-મ અમે બુદ્ધિમાન્ પુરૂષોનું વચન સાંભળ્યું છે. તે બુદ્ધિમા-ન્ પુરૂષો કેવા છે કે જેઓએ અમારેમાટે તે જ્ઞાન અને કર્મ-ને કહેલું છે. તે તો આ વેદપરંપરાથી પ્રાપ્ત થયા છે. ૧૦

દેવતાજ્ઞાન અને કર્મ એ બેઉને પુરૂષે એક સાથેજ કર-વું, એમ જે પુરૂષ જાણે છે તે પુરૂષ અગ્નિહોત્રાદિક કર્મવડે સ્વાભાવિક કર્મને તથા દેવતાજ્ઞાનને ઉલ્લંઘન કરીને દેવતાજ્ઞા-નવડે દેવતાત્મભાવને પામે છે. જે દેવતાત્મગમન છે તેનેજ અમૃત કહેવાય છે. ૧૧

સંભૂતિ એવું સંભવરૂપ જન્મનું નામ છે. તે જન્મ જેને હોય એવા કાર્યરૂપ જે હિરણ્યગર્ભ તેનું નામ સંભૂતિ કહેવાય છે. તેથકી અન્ય જે કારણરૂપ અવ્યાકૃત નામવાળી પ્રકૃતિ છે તેનું નામ અસંભૂતિ કહેવાય છે. તે અવ્યાકૃત નામવાળી અવિદ્યાને જે ઉપાસના કરે છે તે તે અવિદ્યાને અનુસારે અદર્શનરૂપ અન્ધતમપ્રત્યે પ્રવેશ કરે છે અને જે હિરણ્યગર્ભ નામવાળા કાર્યબ્રહ્મરૂપ સંભૂતિમાં આસક્ત છે તે અન્ધતમથી પણ ઘણા તમપ્રત્યે પ્રવેશ કરે છે. ૧૨

કાર્યબ્રહ્મની ઉપાસના કરવાથી અણિમાદિ ઐશ્વર્યરૂપ જુદુંજ ફલ થાય છે એમ કહ્યું છે અને અવ્યાકૃતની ઉપાસના કરવાથી અન્ધતમમાં પ્રવેશરૂપ કે જેને પ્રકૃતિલય પણ કહે છે તે ફલ થાય છે એમ કહ્યું છે. એવી રીતે બુદ્ધિમન્ત પુરૂષોનું વચન અમે સાંભળ્યું છે કે જે બુદ્ધિમન્ત પુરૂષોએ અમને વ્યાકૃત અને અવ્યાકૃતની ઉપાસનાના ફલનું વ્યાખ્યાન કરી દેખાડ્યું છે. ૧૩

જે પુરૂષ અસંભૂતિરૂપ પ્રકૃતિ અને વિનાશ એટલે સંભૂતિરૂપ હિરણ્યગર્ભ, એ બેઉને સાથેજ જાણે છે તે પુરૂષ તે હિરણ્યગર્ભની ઉપાસનાથી ઐશ્વર્યનો અભાવ અને અધર્મ આદિક દોષના સમૂહરૂપ મૃત્યુને તરીને અર્થાત્ હિરણ્ય ગર્ભની ઉપાસનાથી અણિમાદી સિદ્ધિઆદિ ઐશ્વર્યની પ્રાપ્તિરૂપ ફલ પામીને તથા તે ઐશ્વર્યના અભાવાદિક મૃત્યુનું ઉલ્લંઘન કરીને અસંભૂતિરૂપ અવ્યાકૃતની ઉપાસનાથી અમૃત (પ્રકૃતિના લયરૂપ) ફલને પામે છે. આ પ્રથમ લખેલા સંભૂતિ શબ્દમાં અકારનો લોપ માનવો જોઇએ છિયે. ૧૪

"અવિદ્યાથી મૃત્યુનું ઉલ્લંઘન કરીને વિદ્યાથી અમૃતને પામે છે," એમ જે કહ્યું તે કયે માર્ગે કરીને અમૃત પામે છે તે હવે કહેવાય છે. "તે જે સત્ય છે તે આ આદિત્ય છે અને જે આ મંડલમાં પુરૂષ છે તથા જે દક્ષિણ નેત્રમાં પુરૂષ છે તે બેઉ સત્યબ્રહ્મ છે, એમ જે ઉપાસના કરે છે અને પ્રથ-

મ કહ્યા પ્રમાણે કર્મ કરે છે તે પુરૂષ અન્તકાલ પ્રાપ્ત થયે છતે આત્માને આત્માની પ્રાપ્તિદ્વારાએ યાચના કરે છે કે" હે પૂષન! હિરણ્યમય પાત્રવડે અર્થાત્ સુવર્ણની પેઠે પ્રકાશમય અને પાત્રની પેઠે આચ્છાદન કરવારૂપ વસ્તુથી આદિત્યમંડલનેવિષે સત્યરૂપ બ્રહ્મનું તત્વ તું સત્યધર્મયુકત એવા મારે માટે અથવા યથાભૂત ધર્મ કરવામાટે અને તારી પ્રાપ્તિ માટે ઉઘાડ. ૧૫

જગત્નો પોષણ કરનાર છે માટે રવિનું નામ પૂષા છે તેથી હે પૂષન્! તથા એકજ ગતિ કરે માટે હે એકર્ષે! તથા સર્વને સંયમન કરે છે માટે હે યમ! તથા કિરણોના અને પ્રાણોના રસોને સ્વીકાર કરનાર હોવાથી હે સૂર્ય! તથા પ્રજાપતિનો જે પુત્ર તેનું નામ પ્રાજાપત્ય કહેવાય માટે હે પ્રાજાપત્ય! તું પોતાના કિરણોને વિશેષ ચલાવ અને તારૂં જે તાપ કરનારૂં જ્યોતિરૂપ તેજ છે તે એકની પેઠે કર અર્થાત્ સંકોચ કરી લે. તારૂં જે અત્યન્ત શોભાયમાનરૂપ છે તેને તારા તે પ્રસાદથી હું દેખું છું કિંવા હું તને અનુચરની પેઠે યાચતો નથિ કારણ કે જે આ આદિત્યમંડલમાં વ્યાહૃતિ અવયવવાળો પુરૂષ છે તે આ હું છું. પુરૂષ તુલ્ય આકારવાળો હોવાથી પુરૂષ કહેવાય છે અથવા આ પ્રાણબુદ્ધિરૂપે સમસ્ત જગત્ પુરૂષ કહેવાય છે અથવા દેહરૂપ પુરીમાં શયન કરવાથી પુરૂષ કહેવાય છે. ૧૬

હવે મરણ પામતો એવો મારો પ્રાણ અધ્યાત્મ પરિચ્છેદનો ત્યાગ કરીને અધિદૈવતારૂપ અને અમૃતમય સૂત્રાત્માને પ્રાપ્ત થાઓ, અર્થાત્ જ્ઞાન અને કર્મવડે શુદ્ધ થયેલું લિંગશરીર સ્થૂલ શરીરથી બહાર ગતિ કરો એમ જોવું. આ સ્થૂલશરીર અગ્નિમાં હોમ કરવાથી ભસ્મ થાઓ. ૐ હે સંકલ્પરૂપ ક્રતો! મને જે સ્મરણ કરવાયોગ્ય છે તેનો આ સમય પ્રાપ્ત થયો છે માટે તું સ્મરણ કર. જે મેં બાલ્યઅવસ્થાથી આરંભીને આ કાળપર્યન્ત કર્મ કરેલું છે તેનું તું સ્મરણ કર. હે ક્રતો! સ્મરણ કર. મેં કરેલું કર્મ સ્મરણ

કર ॥ क्रतंस्मर ॥ એ વચનનું જે વારંવાર કહેવું છે તે આદરને માટે છે. ૧૭

હે અગ્ને! હે દેવ! દક્ષિણમાર્ગમાંજ ગમન અને આગમન કરવાથી હું ખેદ પામ્યો છું માટે તારી પાસે યાચના કરૂં છું કે વારંવાર ગમન અને આગમનથી રહિત એવા સુંદર માર્ગે કરીને મને કર્મફલ ભોગવવા માટે તું લેઇ જા અમારાં યથોક્ત ધર્મસહિત એવાં કર્મ અને જ્ઞાનને તું જાણે છે. અમારાથી જે કુટિલ વચનરૂપ પાપ થયું હોય તેનો તું નાશ કર કારણ કે તેથી અમે શુદ્ધ થઇ અમારૂં ઇચ્છિત પામિયે. વળી અમે હમણાં તારી મ્હોટી પરિચર્યા કરવાને સમર્થ નથિ માટે તને અમે કેવળ નમસ્કારવડેજ પરિચર્યા કરિયે છિયે. ૧૮

## इतिवाजसनेयसंहितोपनिषत्सम्पूर्णा.



## ॐ तत्सत्

# सामवेदीयतलवकारोपनिषद्.

આ ઉપનિષદ્‌માં શિષ્ય અને આચાર્યના પ્રશ્ન તથા ઉત્તરરૂપથી જે કથન છે તે તો આ ઉપનિષદ્‌રૂપ ગ્રન્થ બ્રહ્મરૂપ વિષયવાળો હોવાથી સુખે કરીને જાણવામાં આવે તેમાટે છે. આ ગ્રન્થનો વિષય કેવળ તર્કથી જાણવાયોગ્ય નથી પણ આચાર્યની પરંપરાથી જાણવા યોગ્ય છે. "આચાર્યથી જે પ્રાપ્ત થયેલી વિદ્યા તે અતિશય શ્રેષ્ઠ ફલ પ્રાપ્ત કરે છે" અને "તે જ્ઞાન પ્રણિપાતવડે જાણ" ઇત્યાદિ શ્રુતિ અને સ્મૃતિનો નિયમ આ અર્થમાં પ્રમાણરૂપ છે. માટે કોઇક શિષ્યે બ્રહ્મનિષ્ઠ ગુરૂપ્રત્યે વિધિપૂર્વક સમીપ આવીને પ્રત્યગાત્માથી અન્ય ઠેકાણે શરણ (રક્ષણ) ન દેખીને તથા અભય, નિત્ય, કલ્યાણરૂપ અચલવસ્તુને ઇચ્છીને ॥ केनेषितं ॥ ઇત્યાદિરૂપ અર્થ પુછ્યો, એવી કલ્પના કરે છે. શિષ્ય કહે છે કે કયા કર્તાવડે વાંછિત (અભિપ્રાયનો વિષય) થયેલું અને કયા કાર્યને અર્થે પ્રેરેલું મન પોતાના વિષયપ્રત્યે જાય છે? અને કેણે પ્રેરેલો તથા સર્વ ઇન્દ્રિયોમાં મુખ્ય પ્રાણ પોતાના વ્યાપારમધ્યે જાય છે! અને કેણે વાંછિત આ શબ્દરૂપ વાણીને લૌકિક મનુષ્યો કહે છે! તેવી રીતે ચક્ષુ અને શ્રોત્ર એને પણ પોત પોતાના વિષયમાં કોણ દેવ પ્રેરે છે? ૧

એવી રીતે પુછનારા અને યોગ્ય શિષ્યને ગુરૂ કહે છે કે હે શિષ્ય! જે તું પુછે છે કે મન આદિક ઇન્દ્રિયોના સમૂહને કોણ દેવ પોતાના વિષયપ્રત્યે પ્રેરનારો છે અથવા તે કેવી રીતે પ્રેરે છે! તેનો ઉત્તર સાંભળ કે જેવડે પુરૂષ શબ્દ સાંભળે છે તે શબ્દના શ્રવણનું સાધન જે શ્રોત્રેન્દ્રિય છે તે શ્રોત્રનું શ્રોત્રરૂપ તે છે કે જે તેં "ચક્ષુ અને શ્રોત્રને કોણ દેવ પ્રેરે છે" એમ પુછ્યું છે તે. તથા તે દેવ મનને મન, વાણીને વાણી, અને ચક્ષુને ચક્ષુ છે. એમ જાણી તે શ્રોત્રાદિકમાં આ-

ત્મભાવ છોડીને જે વર્ત્તે છે તે ધીર પુરૂષો છે અને આ લોકથી સર્વ એષણાનો ત્યાગ કરીને મરણ ધર્મથી રહિત થાયછે. ૨

તે બ્રહ્મમાં ચક્ષુ ઇન્દ્રિય ગતિ કરતી નથિ, વાણી ગતિ કરતી નથિ અને મન ગતિ કરતું નથિ કારણકે મન અન્ય વસ્તુનું સંકલ્પ કરનાર અને નિશ્ચય કરનાર થઇને પણ પોતાના સંકલ્પને તથા નિશ્ચયને કરતું નથિ. તે મનનું સ્વરૂપ પણ બ્રહ્મ છે, બ્રહ્મમાં તે જતું નથિ. ઇન્દ્રિય અને મનનો બ્રહ્મ અવિષય છે માટે બ્રહ્મ આવું છે એમ અમે જાણી શકતા નથિ. જે પ્રકારે તે બ્રહ્મ ઉપદેશ કરી શકાય તે પ્રકાર અમે જાણતા નથિ. તે બ્રહ્મ વિદિત વસ્તુથી અન્યજ છે અને અવિદ્યારૂપ અવિદિત વસ્તુથી પણ અન્ય છે. ૩

વાણીવડે જે બ્રહ્મ કહી શકાતું નથિ અને જે બ્રહ્મવડે વાણી પ્રકાશ પામે છે તેજ બ્રહ્મ છે એમ તું જાણ અને જે આ ઉપાધિના ભેદસહિત અનાત્મ વસ્તુની લોક ઉપાસના કરે છે. તે બ્રહ્મ નથિ. આ ઠેકાણે તેનેજ તું બ્રહ્મ જાણ એમ કહીને પછી પણ આ બ્રહ્મ નથિ એમ ફરીને અનાત્માનું જે અબ્રહ્મપણું કહ્યું તે નિયમને અર્થે છે અથવા અન્ય ઉપાસ્ય વસ્તુમાં બ્રહ્મબુદ્ધિના નિવારણને માટે છે. ૪

આ ઠેકાણે બુદ્ધિ અને મનનું એકપણું છે માટે મન એ શબ્દનું અન્તઃકરણરૂપે ગ્રહણ કરવું. જેવડે પુરૂષ મનન કરે છે તે મન કહેવાય છે. એ મન સર્વ વિષયોમાં વ્યાપક છે માટે સર્વ ઇન્દ્રિયોમાં સાધારણ રૂપે છે. તે મનવડે જે મનના પ્રકાશક ચૈતન્ય જ્યોતિને પુરૂષ મનન કરતો નથિ તથા જે બ્રહ્મે વૃત્તિસહિત મનને મનન વિષય કરેલું છે એમ બ્રહ્મવેત્તાઓ કહે છે તેનેજ તું બ્રહ્મ જાણ પણ જે અનાત્મ વસ્તુને લોક ઉપાસના કરે છે તે બ્રહ્મ નથિ. ૫

જે બ્રહ્મને અન્તઃકરણની વૃત્તિસહિત લોક દેખતો નથિ અને જે ચૈતન્ય જ્યોતિરૂપ બ્રહ્મવડે ચક્ષુઓ જોઇ શકે છે તેનેજ તું બ્રહ્મ જાણ અને જે અનાત્મવસ્તુની લોક ઉપાસના

કરે છે એ બ્રહ્મ નથિ. ૬

જે બ્રહ્મને, દિશારૂપી દેવતાને આશ્રિત અને આકાશનું કાર્ય તથા મનની વૃત્તિસહિત એવી જે શ્રોત્ર ઇન્દ્રિય તેવડે લોક સાંભળતો નથિ અને જે બ્રહ્મવડે આ શ્રોત્ર શ્રવણ કરેલું છે તેનેજ તું બ્રહ્મ જાણ અને જે અનાત્મ વસ્તુની લોક ઉપાસના કરે છે તે બ્રહ્મ નથિ. ૭

આ ઠેકાણે પ્રાણ શબ્દવડે પ્રાણસમ્બન્ધથી ઘ્રાણ ઇન્દ્રિયનું ગ્રહણ કરવું જે બ્રહ્મને નાસિકાની અન્દર રહેલા પ્રાણ (ઘ્રાણેન્દ્રિય) વડે લોક ગન્ધની પેઠે વિષય કરતો નથિ તથા જે ચૈતન્યજ્યોતિવડે પ્રકાશ કરવા યોગ્ય પ્રાણ (ઘ્રાણ) પોતાના વિષયપ્રત્યે જાય છે તેનેજ તું બ્રહ્મ જાણ અને જેને લોક ઉપાસે છે એ બ્રહ્મ નથિ. ૮

આચાર્ય કહે છે કે હે શિષ્ય ! જો કદાચિત્ તું, હું બ્રહ્મને સારી રીતે જાણું છું એમ માનતો હો તો પણ તું અવશ્ય અલ્પજ બ્રહ્મનું રૂપ જાણે છે. બ્રહ્મનું જે રૂપ છે તેનો આગળ નિશ્ચય થશે. દેવોનેવિષે જે તું જાણે છે તે પણ અવશ્ય અલ્પજ જાણે છે એમ હું માનું છું. હમણાં પણ તારે બ્રહ્મ વિચારવા યોગ્ય છે. એવી રીતે જ્યારે આચાર્યે કહ્યું ત્યારે શિષ્યે એકાન્તમાં બેસી આચાર્યે જે શ્રુતિ વાક્યનો ઉપયોગ કર્યો તેનો અર્થથી વિચાર કરીને તથા તર્કથી નિર્ધાર કરીને પછી આચાર્યની પાસે જઇ કહેવા લાગ્યો કે હમણાં મેં બ્રહ્મ જાણ્યું એમ માનું છું. ૯

આચાર્ય કહે છે કે તેં બ્રહ્મ જાણ્યું હોય તો કહી દેખાડ, ત્યારે શિષ્ય કહે છે કે "હું સારી રીતે જાણું છું" એમ બ્રહ્મને જ્ઞાનનો વિષય માનતો નથિ. આચાર્યે કહ્યું કે હે શિષ્ય ! ત્યારે તેં જાણ્યું એ કેવી રીતે સિદ્ધ થઇ શકે? શિષ્ય કહે છે કે હું જાણુતો નથિ, એમ અમારા સંપ્રદાયની બોધ કરવાની રીતિથી જાણું છું અને જાણવાવાળાપણું નથિ. બ્રહ્મચારીસહિત અમારા આશ્રમવાળાઓની મધ્યે જે કોઇ તે મારા

વચનને યથાર્થ જાણે છે તે યથાર્થ બ્રહ્મને જાણે છે. વળી તે વચન શું છે? એવા પ્રશ્નમાં શિષ્ય કહે છે. હું નથિ જાણતો એવી રીતે અમારા સંપ્રદાયનો રીતિથી જાણું છું અને અને જાણવાવાળાપણું નથિ. એવું આ વચન છે. મૂલ શ્રુતિમાં જે "ચ" શબ્દ છે તેનું જાણવાવાળાપણું નથિ એવો અર્થ છે. ૧૦

હવે ગુરૂશિષ્યના સંવાદથી રહિત થઇને શ્રુતિ પોતાના રૂપવડે સર્વ સંવાદથી રહિત અર્થનો બોધ કરે છે. જે બ્રહ્મવેત્તાને બ્રહ્મ અમત (અજ્ઞાત) છે એવો નિશ્ચય છે તેને બ્રહ્મ મત (સારી રીતે જ્ઞાત) છે અને જેને 'મેં બ્રહ્મ જાણ્યું છે' એવો નિશ્ચય છે તે બ્રહ્મને જાણતો નથિ કારણ કે તે બ્રહ્મ 'અમે જાણિયે છિયે 'એમ કહેનારાઓને અવિજ્ઞાત છે અને' અમે નથિ જાણતા' એમ કહેનારા પુરૂષોને વિજ્ઞાત છે. ૧૧

બુદ્ધિની જે અનેક વૃત્તિયો તે બોધ શબ્દે કરીને કહેવાય છે. તે પ્રત્યેક બોધપ્રત્યે જાણી શકાય તે પ્રતિબોધવિદિત કહેવાય છે. સર્વ બોધ જેનો વિષય થાય છે એવો જે આત્મા તે સર્વ બોધ પ્રત્યે જણાય છે અને સર્વ બોધનો જોનાર કેવળ ચેતનશકિત સ્વરૂપ છે. એવી રીતે જે જાણે છે તે અવશ્ય અમૃતપણું પામે છે, પોતાના સ્વરૂપથી સામર્થ્ય પામે છે અને વિદ્યાવડે અમર ભાવરૂપ મોક્ષ પામે છે. ૧૨

અધિકારી મનુષ્ય આ જન્મમાં સમર્થ થઇને જો પ્રથમ કહેલા લક્ષણવાળા આત્માને ઉકત પ્રકારથી જાણે છે તો આ મનુષ્યજન્મમાં અવિનાશ અથવા અર્થવાન્‌પણું અથવા સદ્‌ભાવ અથવા પરમાર્થતારૂપ સત્ય વિદ્યમાન છે અને જો આ જન્મમાં આત્માને જાણતો નથિ તો જન્મ જરા મરણ આદિક બન્ધનવાળી સંસારગતિની પ્રાપ્તિરૂપ મહોટી હાનિ થાય છે માટે એમ ગુણદોષ જાણનાર બુદ્ધિમન્ત પુરૂષો સ્થાવરજંગમરૂપ સર્વ ભૂતમાં એક આત્મતત્વ જાણી આ લોકથી વિરામ થઇ, અદ્વૈતને પ્રાપ્ત થઇ અમૃત (મરણરહિત) થાયછે.૧૩

અતિ તેજસ્વી એવા અગ્નિ આદિક દેવે પણ બ્રહ્મને ક્લેશવડે જાણ્યું છે અને દેવના ઇશ્વર એવા ઇન્દ્રે પણ બ્રહ્મને ક્લેશવડે જાણ્યું છે માટે બ્રહ્મ દુઃખથી જાણવા યોગ્ય છે એવો અર્થ દેખાડવા માટે આ આખ્યાયિકા છે અથવા બ્રહ્મવિદ્યાવિના પ્રાણીને જે કર્ત્તાપણા આદિકનું અભિમાન છે તે જેમ દેવોને જય આદિકનું અભિમાન છે તેમ મિથ્યા છે, એ અર્થ દેખાડવા માટે આ આખ્યાયિકા છે. પ્રથમ કહેલા લક્ષણવાળા પરબ્રહ્મે દેવોને જય આપ્યો અર્થાત્ દેવ અને અસુરના સંગ્રામમાં જગત્‌ના શત્રુ અને ઇશ્વરકૃત વર્ણાશ્રમની મર્યાદાને તોડનારા અસુરોને જીતીને જગતની સ્થિતિ માટે માયાશક્તિના માહાત્મ્યથી દેવોને જય અને જયનું ફલ પરબ્રહ્મે આપ્યું. તે પરબ્રહ્મનો જય થવાથી અગ્નિઆદિક દેવ મહિમા પામવા લાગ્યા અને જોવા લાગ્યા કે આ વિજય અમારોજ છે. અને આ મહિમા અમારોજ છે પણ અમારા અન્તરાત્માનો આ વિજય કે મહિમા નથિ. ૧૪

એવી રીતે મિથ્યા અભિમાનથી જોનારા દેવોનું મિથ્યા અભિમાન પૂર્વક જે દેખવું હતું તેનો નિશ્ચય કરી બ્રહ્મે જાણ્યું કે સર્વ ભૂતોની ઇન્દ્રિયોને પ્રેરણા કરનારા આ દેવો અસુરની પેઠે મિથ્યાભિમાનથી પરાભવ પામશે માટે હું તેનો ઉદ્ધાર કરૂં, એમ વિચારી દેવોપ્રત્યે યોગમહિમાથી તેણે પોતાનું અદ્‌ભુતરૂપ પ્રકટ કર્યું. તે પ્રકટ થયેલા બ્રહ્મને "આ યક્ષ એટલે આ પૂજવા યોગ્ય મ્હોટું અને અતિ ઉત્તમ વસ્તુરૂપ શું છે" એમ વિચાર કરી તેઓ જાણી શક્યા નહિ. ૧૫

તેને જાણનારા તે સઘળા દેવ પોતાની અન્દર ભયયુક્ત થયા, પછી તેને જાણવાની ઇચ્છાવાળા થઇ જાતવેદા એવા નામવાળા પોતાના અગ્રગામી સર્વજ્ઞ અગ્નિને કહેવા લાગ્યા કે હે અગ્નિ! તું અમારામાં તેજસ્વી છે માટે પોતાની આગળ રહેલા આ યક્ષને "આ યક્ષ શું છે" એમ વિશેષે કરીને જાણ. ત્યારે અગ્નિયે "તથાસ્તુ" એમ કહ્યું. ૧૬

પછી તે યક્ષપ્રત્યે અર્થાત્ તે પૂજવાયોગ્ય મહોટા અતિઉત્તમરૂપ વસ્તુપ્રત્યે અગ્નિ ગયો. ત્યાં જઇને પુછવાની ઇચ્છાવાળા અને શૂરતાના અભાવથી મૌનથયેલા તે અગ્નિને તે યક્ષે કહ્યું કે તું કોણ છે. એમ જ્યારે યક્ષે પુછ્યું ત્યારે અગ્નિ બોલ્યો કે હું અગ્નિ નામવાળો પ્રસિદ્ધ છું અને જાતવેદા છું. એવા બે નામથી પ્રસિદ્ધ એવી પોતાની શ્લાઘા કરી કહેવા લાગ્યો. ૧૭

એમ કહેનારા અગ્નિને બ્રહ્મે કહ્યું કે હે અગ્નિ! એવી રીતના પ્રસિદ્ધ ગુણવાળો જે તું તેનેવિષે શું સામર્થ્ય છે? ત્યારે અગ્નિયે કહ્યું કે હે યક્ષ! પૃથ્વીમાં (અને અન્તરિક્ષમાં પણ) જે આ સ્થાવર જંગમાત્મક જગત્ છે તે સર્વને બાળી નાખવાનું મારામાં સામર્થ્ય છે. ૧૮

એવી રીતે અભિમાનવાળા તે અગ્નિની પાસે બ્રહ્મે એક તૃણ નાખ્યું અને કહ્યું કે હે અગ્નિ! આ તૃણમાત્રને તું મારી આગળ બાળી નાખ અને જો તું આ તૃણ બાળવાને સમર્થ ન હો તો "સર્વઠેકાણે હું બાળનારો છું" એવી રીતના અભિમાનનો ત્યાગ કર. એવું જ્યારે બ્રહ્મે કહ્યું ત્યારે અગ્નિ તે તૃણની સમીપે સર્વ વેગથી ગયો પણ તેને બાળવાને સમર્થ થયો નહિ. પછી તૃણ બાળવામાં અશકત થઇને લજ્જાવાળો અને હતપ્રતિજ્ઞ થયો અને દેવોની પાસે જઇ આ પ્રકારે કહેવા લાગ્યો કે આ યક્ષને વિશેષથી જાણવાને હું અસમર્થ છું. ૧૯

પછી તે સઘળા દેવ વાયુને કહેવા લાગ્યા કે હે વાયો! પોતાની આગળ રહેલા આ યક્ષને 'આ યક્ષ શું છે' એમ વિશેષેકરીને જાણ. ત્યારે તે વાયુએ તથાસ્તુ એમ કહ્યું. ૨૦

પછી વાયુ તે યક્ષની પાસે ગયો. ત્યાં જઇને પુછવાની ઇચ્છાવાળો શૂરતાના અભાવથી મૌન થયેલો જે વાયુ તેને યક્ષે કહ્યું કે તું કોણ છે? ત્યારે વાયુએ કહ્યું કે ગમન કરવાથી અને ગન્ધવાન્ હોવાથી વાયુ નામવાળો હું છું અને માતરિ

એટલે આકાશમાં ગતિ કરૂં છું માટે માતરિશ્વા છું. ૨૧

એવી રીતે બોલતા એવા વાયુને બ્રહ્મે કહ્યું કે હે વાયો! એવી રીતે પ્રસિદ્ધ ગુણવાળો જે તું તે તારેવિષે શું સામર્થ્ય છે? ત્યારે વાયુએ કહ્યું કે હે યક્ષ! પૃથ્વીમાં જે આ સ્થાવરાદિરૂપ જગત્ છે તે સર્વને હું ગ્રહણ કરૂં એવું મારામાં સામર્થ્ય છે. ૨૨

તે એવી રીતના અભિમાનવાળા વાયુઆગળ બ્રહ્મે એક તૃણ નાખ્યું અને કહ્યું કે હે વાયો! આ તૃણમાત્રને તું મારી આગળ ગ્રહણ કર અને જો તું આ તૃણમાત્રને ગ્રહણ કરવાને અસમર્થ હો તો સર્વ ઠેકાણે હું ગ્રહણ કરવાવાળો છું એવું અભિમાન છોડ. એવું જ્યારે બ્રહ્મે કહ્યું ત્યારે તે વાયુ તૃણસમીપ સર્વ વેગથી જઇને પણ તેને ગ્રહણ કરવાને સમર્થ થયો નહિ અને અશકત હોવાથી લજ્જાયુકત અને હતપ્રતિજ્ઞ થયો પછી મૌન થઇ દેવાની પાસે જઇ કહેવા લાગ્યો કે આ યક્ષને હું વિશેષે કરી જાણવાને અસમર્થ છું. ૨૩

પછી તે દેવો ઇન્દ્રને કહેવા લાગ્યા કે હે ઇન્દ્ર! પોતાની પાસે રહેલા આ યક્ષને 'આ યક્ષ શું છે' એમ વિશેષેકરીને જાણ. ત્યારે પરમ ઐશ્વર્યવાળો ઇન્દ્ર બલવાન્પણાથી તથાસ્તુ એમ કરીને તે યક્ષની પાસે ગયો. પોતાની પાસે આવનારા ઇન્દ્રથી તે બ્રહ્મ તિરોધાન થયું. ઇન્દ્રનું અભિમાન અત્યન્ત દૂર કરવા યોગ્ય છે માટે બ્રહ્મે ઇન્દ્રને સંવાદમાત્ર પણ આપ્યો નહિ એવો આ ઠેકાણે અભિપ્રાય છે. ૨૪

જે આકાશના પ્રદેશમાં બ્રહ્મ તિરોધાન થયું અને તે ઇન્દ્ર બ્રહ્મના તિરોધાન કાળમાં જે આકાશના પ્રદેશમાં હતો, તેજ આકાશમાં 'યક્ષ કોણ હતું' એમ ધ્યાન કરીને ઇન્દ્ર રહ્યો પણ અગ્નિઆદિકની પેઠે પછવાડે ગયો નહિ. તે ઇન્દ્રની યક્ષમાં ભકિત જાણીને ઉમા સ્ત્રીરૂપ બ્રહ્મવિદ્યા પ્રગટ થઇ. તે ઉમા સર્વ શોભાવાળા પદાર્થોમાં અતિશય શોભાવાળી અને સુવર્ણના આભરણવાળી સ્ત્રી હોય એમ શોભતી હતી. અથવા ઉમા હિમતવાન્ નામના પર્વતની પુત્રી હોવાથી હૈમ-

વતી કહેવાય છે અને તે નિરન્તર સર્વજ્ઞ ઇશ્વર સાથે રહે છે માટે જાણવાને સમર્થ છે. આમ જાણીને ઇન્દ્ર તે ઉમારૂપ સ્ત્રી પાસે ગયો અને કહેવા લાગ્યો હે માતઃ આ દર્શન થઇને તિરોધાન થયેલું જે યક્ષ તે કોણ હતું એ મને કહો. ૨૫

પછી તે ઉમાએ ઇન્દ્રને 'તે યક્ષ બ્રહ્મ હતું' એમ નિશ્ચયથી કહ્યું અને બ્રહ્મ જે ઇશ્વર છે તેનોજ વિજય થવાથી તમે મહિમાને પામ્યા છો અર્થાત્ ઇશ્વરેજ અસુરોને જીત્યા છે અને તમે તો તેમાં નિમિત્તમાત્ર છો અને તેનો વિજય થવાથી તમે મહિમાને પામ્યા છો પણ જે મિથ્યા અભિમાન છે તે તો તમારેજ મહિમા છે એમ કહ્યું. ત્યારે તે ઇન્દ્રે ઉમાના વાકયથીજ 'આ યક્ષ બ્રહ્મ હતું એમ જાણ્યું, પણ પોતાની મેળે જાણ્યું નહિ. ૨૬

અગ્નિ વાયુ અને ઇન્દ્ર, એ ત્રણ દેવ બ્રહ્મના સંવાદ અને દર્શનાદિકમાટે સમીપ ગયા તેથી શકિત અને ગુણાદિરૂપ મહોટા ભાગ્યથી બીજા દેવોની મધ્યે અતિશય શ્રેષ્ઠ થયા, કારણ કે તે ત્રણે દેવે બ્રહ્મની સમીપ જઇને બ્રહ્મના પૂર્વોકત સંવાદાદિક પ્રકારથી સ્પર્શ કર્યો અને પ્રથમ (પ્રધાન) થઇ બ્રહ્મને 'આ બ્રહ્મ છે' એમ જાણ્યું. અગ્નિ અને વાયુએ પણ ઇન્દ્રના વાકયથી જાણ્યું અને ઇન્દ્રે ઉમાના વાકયથી બ્રહ્મને શ્રવણ કર્યું માટે તે દેવો બીજા દેવોની મધ્યે શ્રેષ્ઠ થયા. ૨૭

તે ઇન્દ્રે બ્રહ્મની સમીપ જઇને સ્પર્શ કર્યો અને મુખ્ય થઇ એ બ્રહ્મને 'આ બ્રહ્મ હતુ' એમ જાણ્યું માટેજ ઇન્દ્ર બીજા દેવતાઓની મધ્યે શ્રેષ્ઠ થયો. ૨૮

તે બ્રહ્મનો આદેશ (ઉપમાનો ઉપદેશ) છે. ઉપમારહિત બ્રહ્મનો જે આ ઉપમાવડે ઉપદેશ છે તે ઉપમા, આદેશ એમ કહેવાય છે. વિજલીની પેઠેજ બ્રહ્મ, દેવો પ્રત્યે પોતે એકવાર દેખાઇને તિરોધાન થઇ ગયું. અથવા વિજળીના તેજની પેઠે જે બ્રહ્મે એકવાર પ્રકાશ કર્યો તે બ્રહ્મનો આદેશ છે. આ ઠેકાણે "તેજ" શબ્દનો અધ્યાહાર કરવો પડે છે. હવે

બીજો પણ આદેશ આ પ્રમાણે છે કે, જેમ ચક્ષુ ઇન્દ્રિય નિમેષ કરે છે તેમ બ્રહ્મે જે નિમેષ કર્યો તે અધિદૈવતરૂપ(દેવતા)ને વિષય કરવાવાળો બ્રહ્મનો બીજી ઉપમા દેખાડો છે. આ શ્રુતિમાં જે "આ" એવો શબ્દ આવેલો છે તે ઉપમા અર્થ જણાવનારો છે. ૨૯

હવે પછી અન્તરાત્માને વિષય કરવાવાળો જે અધ્યાત્મરૂપ આદેશ છે તે કહેવાય છે. જે આ બ્રહ્મનીપ્રત્યે હું ઉપાસકનું મન ગમન કરવાની પેઠે વર્ત્તે છે; એમ જે ચિન્તન કરવું તે અધ્યાત્મ ઉપદેશ છે અને સાધક પુરૂષ મનથી બ્રહ્મને સમીપ સ્મરણ કરે છે અને જે કારણ માટેબ્રહ્મ મન ઉપાધિવાળું છે તે કારણમાટે બ્રહ્મને વિષય કરવાવાળો જે વારંવાર સંકલ્પ છે તે મનની સંકલ્પ અને સ્મૃતિ આદિક વૃત્તિથી બ્રહ્મને વિષય કરવાવાળો હોયએમ જણાય છે; એમ સાધક પુરૂષ ચિન્તન કરે છે. એવી રીતે ઉપદેશ કરેલું મન મન્દબુદ્ધિવાળા પુરૂષોને જાણવામાં આવે છે માટે તેને અર્થે આ સોપાધિક બ્રહ્મનો ઉપદેશ કહ્યો અને નિરૂપાધિક જે બ્રહ્મ છે તે મન્દબુદ્ધિવાળા પુરૂષોથી જાણવાને અશકય છે માટે તેનો ઉપદેશ અહિં નથિ કહ્યો. ૩૦

તે બ્રહ્મ "તદ્વન" એવા નામવાળું છે કારણ કે તે બ્રહ્મ પ્રાણિયોના સમૂહનો પ્રત્યાગાત્મા હોવાથી સારી રીતે ભજન કરવા યોગ્ય છે માટે તે બ્રહ્મનું તદ્વન એવું નામ પ્રખ્યાત છે. બ્રહ્મ તદ્વન છે માટે તદ્વન એવા પ્રકારથીજ ગુણના કથનવડે ચિન્તન કરવા યોગ્ય છે. તદ્વન એવા નામથી ઉપાસના કરવાનું ફલ આવી રીતે છે કે, તે જે કોઇ પુરૂષ બ્રહ્મને પ્રથમ કહ્યા પ્રમાણે ઉપાસના કરે છે તે ઉપાસકની સર્વ ભૂત ચારે તરફથી ઉપાસના કરે છે. ૩૧

એવી રીતે ઉપદેશને પામેલો શિષ્ય આચાર્યને કહેવા લાગ્યો કે હે ભગવન્! ચિન્તવન કરવાયોગ્ય અને પરમ રહસ્યરૂપ જે ઉપનિષદ્ છે તેને કહો. એમ શિષ્યના કહેવાથી આચાર્ય કહે છે કે હે શિષ્ય! તે ઉપનિષદ્ પ્રથમ મેં તને

કહી છે. તે કઇ ઉપનિષદ્ કહી છે એમ જો તું કહીશ તો ત્યાં અમે કહિયે છિયે કે, આ બ્રાહ્મી ઉપનિષદ્ તને અમોએ કહી છે. આ ઠેકાણે પરમાત્માના વિષયવાળી ઉપનિષદ્ અમે કહી છે, એમ કહીને આચાર્ય પૂર્વોક્ત ઉત્તરના અર્થનોજ નિશ્ચય કરાવે છે. ૩૨

તે ઉપનિષદ્ની પ્રાપ્તિના ઉપાયરૂપ તપ આદિક છે. દેહ ઇન્દ્રિય અને મનનું જે સમાધાન તે તપ કહેવાય છે. ઉપશમનું નામ દમ કહેવાય છે અને અગ્નિહોત્રાદિકનું નામ કર્મ કહેવાય છે. એ ત્રણ તે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિના ઉપાય છે માટે આ સાધનોથી સંસ્કારવાળા પુરૂષને ચિત્તની શુદ્ધિદ્વારા તત્વજ્ઞાનની ઉત્પત્તિ દેખી છે. જે પુરૂષને ચિત્તના પાપરૂપ મલનો નાશ થયો નથિ તેને ઉપદેશ કરવાથી પણ જેમ બ્રહ્મમાં ઇન્દ્ર અને વિરોચન આદિકને અનિશ્ચય અને વિપરીત નિશ્ચય થયો હતો તેમ અનિશ્ચય અને વિપરીત નિશ્ચય થાય છે. તે તપ આદિક જે છે તે વિદ્યાના પાદ છે અને વેદો જે છે તે શિર આદિક સર્વ અંગ છે અને તે વિદ્યાનું સ્થાન સત્ય છે. ૩૩

જે પુરૂષ નિશ્ચયે કરીને આ બ્રહ્મવિદ્યાને એવી રીતે જાણે છે તે પુરૂષ કામ કર્મરૂપ એવાં સંસારનાં બીજરૂપ પાપને ધોઇને અવધિરહિત તથા સર્વથી મહોટા સ્વર્ગ (સુખરૂપ) લોકમાં (બ્રહ્મમાં) સ્થિતિ પામે છે અને ફરીને સંસાર પામતો નથિ. ૩૪

## इतिसामवेदीयतलवकारोपनिषत्सम्पूर्णा.

# ॐ तत्सद्ब्रह्मणेनमः

# अथर्ववेदीयमुण्डकोपनिषदारम्भः

બ્રહ્મા જે છે તે ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્ય, એ ચાર ગુણવડે અન્ય સર્વનું ઉલ્લંઘન કરીને વર્ત્તે છે માટે પરિવૃદ્ધ છે અને તે કારણમાટેજ મહાન્ છે. તેથી તે બ્રહ્મા પ્રકાશયુક્ત એવા ઇન્દ્રાદિક દેવોની મધ્યે ગુણોથી મુખ્ય અથવા દેવોથી પ્રથમ સ્વતંત્ર થઇ પ્રગટ થયા પણ જેમ ધર્મને વશ થઇ સંસારી જીવો ઉત્પન્ન થાય છે તેમ તે બ્રહ્મા ઉત્પન્ન થયા નથિ. તે બ્રહ્મા સર્વ જગતને ઉત્પન્ન કરનારા છે અને ઉત્પન્ન થયેલાને પાલન કરનારા છે. તે બ્રહ્માએ સર્વ વિદ્યાના આશ્રયરૂપ એવી પરમાત્માસમ્બન્ધી વિષયવાળી વિદ્યા જ્યેષ્ટ પુત્ર એવા અથર્વને કહી. ૧

જે આ બ્રહ્મવિદ્યાને બ્રહ્માએ અથર્વ નામના ઋષિને કહી અને અથર્વા ઋષિએ પૂર્વે અંગિર નામના ઋષિને કહી. ને અંગિરઋષિયે ભારદ્વાજ ગોત્રમાં ઉત્પન્ન થયેલા સત્યવાહનામના ઋષિને કહી અને ભારદ્વાજ એવા સત્યવાહઋષિયે તે પરાવર એવી વિદ્યા અંગિરાનામના ઋષિને કહી. 'પરાવર, શબ્દનો અર્થ આવી રીતે છે કે પરબ્રહ્મથી અશ્રેષ્ઠ એવા બ્રહ્મદેવથી પ્રાપ્ત થઇ માટે પરાવર છે અથવા પર અને અપરરૂપ સર્વ વિદ્યાઓના વિષયમાં વ્યાપ્ત હોવાથી પરાવરછે.૨

મહાગૃહસ્થ એવા જે શૌનકમુનિ તે ભારદ્વાજના શિષ્ય એવા અંગિર નામના આચાર્ય પ્રત્યે શાસ્ત્રવિધિ પ્રમાણે સમીપ જઇ આ પ્રમાણે પુછવા લાગ્યા કે હે ભગવન્! કઇ વસ્તુ જાણવાથી આ સર્વ સારી રીતે જાણી શકાય છે? આ ઠેકાણે આવી રીતે જાણવું કે "એક જાણવાથી સર્વ જાણવાવાળો થાય છે" એવો શિષ્ટપુરૂષોનો સંવાદ શૌનકઋષિયે પ્રથમ સાંભળેલો છે માટે તે એક વસ્તુને વિશેષ જાણવાની ઇચ્છાવાળા થયા. ૩

તે શૌનકમુનિને અંગિરામુનિયે કહ્યું કે બે વિદ્યા જાણ-વા યોગ્ય છે, એમ વેદના અર્થને જાણનારા પરમાર્થદર્શી પુ-રૂષો કહે છે. તે બેઉ વિદ્યા કેવી છે એમ જો કોઇ પુછે તો ત્યાં આમ જાણવું કે એક પરા અર્થાત્ પરમાત્મવિદ્યા અને બીજી અપરા અર્થાત્ ધર્મ અને અધર્મના સાધન તથા તેના ફલને વિષય કરનારી છે. ૪

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદ છે. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છન્દ અને જ્યોતિષ, એ ૬ વેદનાં અંગ છે. એ સર્વ અપરાવિદ્યા છે. હવે પરાવિદ્યા કહેવાય છે કે જે વડે તે અક્ષર બ્રહ્મ પ્રાપ્ત થાય છે તે. શંકા —બ્રહ્મવિદ્યા જો ઋગ્વેદાદિકથી બહાર હોય તો તે પરા વિ-દ્યા કેવી રીતે થઇ શકે અને મોક્ષનું સાધન કેવી રીતે થઇ શકે? કારણ કે “વેદથી બહાર જે સ્મૃતિયો અને જે કોઇ કુદૃષ્ટિઓ છે તે મરણ પમાડીને નરકમાં સ્થિતિ કરાવનારી છે માટે તે સર્વ નિષ્ફલ છે” એમ સ્મૃતિમાં કહ્યું છે માટે કુ-દૃષ્ટિરૂપ હોવાથી અને નિષ્ફલ હોવાથી તે બ્રહ્મવિદ્યા અ-નાદર કરવા યોગ્ય થશે અને ઉપનિષદોને ઋગ્વેદાદિકથી બહારપણું પ્રાપ્ત થશે અને જો બ્રહ્મવિદ્યા ઋગ્વેદાદિરૂપેજ છે તો પછી “અથપરા” ઇત્યાદિ રૂપવાક્યથી તેની ઋગ્વેદાદિકથી ભિન્નતા કરવી એ વ્યર્થ છે. હવે આ શંકાનું સમાધાન—આ ઠેકાણે જાણવા યોગ્ય વિષયના વિજ્ઞાનને પરાવિદ્યા શબ્દવડે કહેવાને ઇચ્છિત હોવાથી આ શંકા થઇ શકતી નથિ. આ ઠેકાણે ઉપનિષદોવડે જાણવાયોગ્ય બ્રહ્મને વિષય કરનારૂં વિજ્ઞાન પરાવિદ્યા છે, એમ મુખ્ય કરીને કહેવાને ઇચ્છિત છે પણ ઉપનિષદ્ શબ્દનો સમૂહ કહેવાને ઇચ્છિત નથિ અને વેદ શબ્દથી તો સર્વ ઠેકાણે શબ્દનો સમૂહ કહેવાને ઇચ્છિત છે. અક્ષર (બ્રહ્મ) ને શબ્દના સમૂહથી જાણવાને યો-ગ્ય છતાં પણ ગુરૂની પાસ જવા આદિક અન્ય પ્રયત્નવિના અક્ષરનું વિજ્ઞાન સંભવતું નથિ માટે બ્રહ્મવિદ્યાનું ભિન્ન કર-વું અને આ પરાવિદ્યા છે એમ કહેવું યોગ્ય થઇ શકે છે. ૫

જે બ્રહ્મ છે તે અદૃશ્ય છે અર્થાત્ સર્વ જ્ઞાનઇન્દ્રિયનો અવિષય છે તથા અગ્રાહ્ય છે અર્થાત્ કર્મઇન્દ્રિયનો અવિષય છે તથા અગોત્ર છે અર્થાત્ વંશથી રહિત છે. વર્ણન કરી શકાય એવા જે સ્થૂલપણાઆદિક અથવા શુક્લપણા આદિક ગુણવાળાં વસ્તુનો ધર્મ છે તે વર્ણ કહેવાય છે, તે વર્ણ જેને વિદ્યમાન નથિ તે અવર્ણ છે તે અવર્ણરૂપ બ્રહ્મ છે. ચક્ષુ અને શ્રોત્ર જે છે તે સર્વ પ્રાણિયોને નામરૂપ વિષય ગ્રહણ કરવામાં સાધન છે. તે ચક્ષુ શ્રોત્ર અવિદ્યમાન જેને છે તે અચક્ષુઃશ્રોત્ર કહેવાય છે તથા તે અપાણિપાદ છે અર્થાત્ કર્મેન્દ્રિયથી રહિત છે. તથા નિત્ય છે અર્થાત્ અવિનાશી છે તથા વિભુ છે અર્થાત્ બ્રહ્માને આદિ લઇ સ્થાવર પર્યન્ત જુદે જુદે રૂપે થનારૂં છે તથા સર્વગત છે અર્થાત્ આકાશની પેઠે વ્યાપક છે તથા સુસૂક્ષ્મ છે અર્થાત્ અતિશય સૂક્ષ્મ છે. એવી રીતના ધર્મવાળું હોવાથી તે અવ્યય છે. એવી રીતે પ્રાણીયોના કારણરૂપ બ્રહ્મને વિવેકી પુરૂષો જુવે છે. ૬

જેમ લોકમાં પ્રસિદ્ધ એવો ઉર્ણનાભિ નામનો કીટ અન્ય કોઇ કારણની અપેક્ષા ન કરી પોતેજ પોતાના શરીરથી અભિન્ન તન્તુઓને ઉત્પન્ન કરે છે અર્થાત્ બહાર પ્રસારે છે અને વળી તે તન્તુઓને પાછો લઇ લે છે અર્થાત્ પોતાના આત્મભાવને પ્રાપ્ત કરે છે તથા જેમ પૃથ્વીમાં તંડુલને આદિ લઇ વૃક્ષાદિરૂપ સ્થાવર પર્યન્ત ઔષધિયો પોતાના સ્વરૂપથી અભિન્નજ ઉત્પન્ન થાય છે તથા જેમ જીવતા એવા પુરૂષથકી કેશ લોમાદિ ઉત્પન્ન થાય છે તેવી રીતે આ સંસારમંડલમાં વિપરીત લક્ષણવાળું અને સમાન લક્ષણવાળું જગત્ ઉત્પન્ન થાય છે. આ શ્રુતિમાં વધારે દૃષ્ટાન્તનું જે ગ્રહણ છે તે સુખવડે અર્થને સમજાવવામાટે છે. ૭

ભૂતયોનિ અને અક્ષર એવું બ્રહ્મ ઉત્પત્તિના વિધિને જાણનાર હોવાથી સ્થૂલ ભાવ પામે છે. અને તેથકી અવ્યાકૃતરૂપ અન્ન ઉત્પન્ન થાય છે. તે જગતને સર્જવાની ઇચ્છાયુક્ત

અવસ્થાવાળા અવ્યાકૃત (માયા) રૂપ અન્નથકી બ્રહ્મની જ્ઞાનશકિત અને ક્રિયાશકિતથી યુકત તથા જગતનો આત્મા હિરણ્યગર્ભરૂપ પ્રાણ ઉત્પન્ન થાય છે. તે હિરણ્યગર્ભરૂપ પ્રાણથી સંકલ્પ વિકલ્પ સંશય અને નિર્ણયાદિરૂપવાળું મન ઉત્પન્ન થાય છે. તે મનથકી સત્ય નામવાળાં આકાશાદિક પંચ મહાભૂત ઉત્પન્ન થાય છે. તે પંચ મહાભૂતથકી અંડ અને ક્રમેકરી સાત લોક થાય છે. તે લોકમાં મનુષ્યાદિક પ્રાણિયોના વર્ણ અને આશ્રમના કર્મથી કર્મ ઉત્પન્ન થાય છે અને તે નિમિત્તરૂપ કર્મોમાં કર્મજન્ય ફલરૂપ અમૃત ઉત્પન્ન થાય છે. જ્યાંસુધી કરોડ કલ્પપર્યન્ત પણ કર્મ નાશ ન પામે ત્યાંસુધી તેનું ફલ પણ નાશ પામે નહિ માટે તે અમૃત કહેવાય છે. ૮

પ્રથમ કહેલાં લક્ષણવાળા અને અક્ષર નામવાળા પરમાત્મા સામાન્ય રીતે સર્વને જાણે છે માટે સર્વજ્ઞ છે અને વિશેષે કરીને જાણે છે માટે સર્વવિત્ છે તથા જેનું જ્ઞાનમય તપ છે પણ પરિશ્રમરૂપ નથિ તે સર્વજ્ઞથી આ કાર્યરૂપ હિરણ્યગર્ભ નામવાળું બ્રહ્મ ઉત્પન્ન થાય છે અને દેવદત્ત યજ્ઞદત્ત ઇત્યાદિ રૂપવાળું નામ તથા શુકલ નીલ આદિક સ્વરૂપવાળું રૂપ તથા તંડુલ વ્રીહિ આદિક અન્ન ઉત્પન્ન થાયછે. ૯

ઋગ્વેદ આદિક મંત્રોમાં જે અગ્નિહોત્રાદિક કર્મ છે તે સત્ય છે. મંત્રોથી પ્રકાશ પામેલાં જે કર્મોને વસિષ્ઠાદિક બુદ્ધિમન્ત કવિયોએ દેખેલાં છે. વેદવિહિત તથા ઋષિયોએ દેખેલાં તે કર્મ ત્રેતાયુગમાં કર્મિષ્ઠ લોકોના કરવાથી ઘણાં પ્રવર્તેલાં હતાં માટે હે લોકો! તમે સત્ય કામ (જેવું વિદ્યમાન છે તેવા કર્મફલની ઇચ્છાવાળા) થઇ તે કર્મોને નિત્ય આચરો. પોતે કરેલાં કર્મના ફલરૂપ લોકમાં (તે કર્મના ફલની પ્રાપ્તિને અર્થે) નિમિત્તરૂપ એવો આ તમારો માર્ગ છે. અર્થાત્ વેદત્રયીમાં જેજે અગ્નિહોત્રાદિક કર્મો કહેલાં છે તે આ માર્ગ અવશ્ય ફલની પ્રાપ્તિનું સાધન છે. ૧૦

જ્યારે ચારે તરફ કાષ્ઠોથી પ્રજ્વલિત થયેલા અગ્નિમાં જ્વાલા ચાલે છે, ત્યારે ચલાયમાન થયેલી જ્વાલામાં દર્શ અને પૂર્ણમાસરૂપ બે ઘૃતના ભાગના મધ્યરૂપ કુંડસ્થાનમાં દેવતાનો ઉદ્દેશ કરીને આહુતિયો આપવી. સારી રીતે આહુતિયો આપવી ઇત્યાદિરૂપ જે કર્મમાર્ગ છે તે પરલોકની પ્રાપ્તિનો માર્ગ છે શ્રદ્ધાવડે જે હોમ કરેલું તેનું સમ્યક્ આચરણ દુષ્કર છે કારણ કે તેમાં અનેક વિપત્તિયો છે. ૧૧

તે કેવી રીતે દુષ્કર છે? ત્યાં કહે છે. જે અગ્નિહોત્રીનું અગ્નિહોત્ર દર્શ નામના કર્મથી રહિત છે, પૌર્ણમાસ નામના કર્મથી રહિત છે, ચાતુર્માસ્ય નામના કર્મથી રહિત છે, શરદ્ આદિક કાળમાં કરવાયોગ્ય આગ્રયણ નામના કર્મથી રહિત છે, તથા જે અગ્નિહોત્રમાં પ્રત્યેક દિવસનેવિષે અતિથિનું પૂજન કરી શકાતું નથિ તથા જે અગ્નિહોત્રમાં સારી રીતે હોમ કરાતો નથિ તથા જેનું અગ્નિહોત્ર વૈશ્વદેવ નામના કર્મથી રહિત છે તથા હોમ કર્યો હોય પણ અવિધિથી કરેલો હોય તે અગ્નિહોત્ર તે અગ્નિહોત્રીરૂપ કર્ત્તાના સાત લોકસહિત જે લોક છે તેને નાશ કરવાની પેઠે નાશ કરે છે. પૃથ્વીને આદિ લઇ સત્ય લોકપર્યન્ત જે સાત લોક છે તે એવી રીતે અગ્નિહોત્રથી પ્રાપ્ત થઇ શકતા નથિ માટે પોતાને હણાયાની પેઠે છે અથવા પિંડદાનાદિરૂપ અનુગ્રહવડે સમ્બન્ધને પ્રાપ્ત થયેલા પિતા, પિતામહ, પ્રપિતામહ, પુત્ર, પૌત્ર, અને પ્રપૌત્રરૂપ જે પોતેસહિત સાત લોક છે તે પ્રથમ કહ્યા પ્રમાણે અગ્નિહોત્રાદિક કર્મથી પોતાને ઉપકાર કરવાવાળા થઇ શકતા નથિ માટે નાશ થાય છે એમ કહેવાય છે. આ પ્રમાણે અગ્નિહોત્રાદિકથી ઉપલક્ષિત જે કર્મ તે દુષ્કર છે. ૧૨

કાલી, કરાલી, તથા મનોજવા, તથા સુલોહિતા, તથા જે સુધૂમ્રવર્ણા, તથા સ્ફુલિંગિની, તથા વિશ્વરૂપી, એ પ્રકારે પ્રકાશમાન અને ચલાયમાન એવી અગ્નિની સાત

જીહ્વા છે. ૧૩

એ પ્રકાશમાન એવી અગ્નિની જીહ્વાના ભેદોને વિષે જે અગ્નિહોત્રી કાલને અનુસારે અગ્નિહોત્રાદિરૂપ કર્મ કરે છે, તે યજમાનને તે યજમાને કરેલી આહુતિયો ગ્રહણ કરનારી થઇને તથા સૂર્યના કિરણરૂપ થઇને કિરણરૂપ દ્વારાએ તે યજમાનને સ્વર્ગપ્રત્યે પ્રાપ્ત કરે છે કે જે સ્વર્ગમાં દેવોનો પતિ એક ઇન્દ્ર સર્વઉપર નિવાસ કરી રહેલો છે. ૧૪

તે આહુતિયો સૂર્યનાં કિરણોવડે યજમાનને સ્વર્ગપ્રત્યે કેવી રીતે લઇ જાય છે તે કહેવાય છે. તે આહુતિયો "આવો આવો" એવી રીતે બોલાવતી છતી તથા પ્રકાશમાન થઇ "અને જેમ બ્રહ્મલોક પુણ્યનું ફલરૂપ છે તેમ આ આપના પુણ્યરૂપ સુકૃતના ફલરૂપ બ્રહ્મલોક (સ્વર્ગ) છે" એમ પ્રિય વાણીને કહેતી છતી અને પૂજન કરતી છતી તે યજમાનને સૂર્યનાં કિરણોવડે વહન કરે છે. ૧૫

સોળ ઋત્વિક્, યજમાનપત્ની અને યજમાન, એ અઢાર જે છે તે યજ્ઞના નિર્વાહક, અસ્થિર અને કર્મના આશ્રય છે એમ શાસ્ત્રે કહેલું છે અને જે અષ્ટાદશ આશ્રયનેવિષે ઉપાસનારહિત હોવાથી નિકૃષ્ટ કેવળ કર્મ છે. એ કર્મ શ્રેય છે એમ જાણીને પુરૂષો આનન્દ પામે છે તે મૂઢ પુરૂષો છે અને તેઓ થોડાક કાલપર્યન્ત સ્વર્ગમાં રહી ફરીને જરા અને મૃત્યુને પામે છે. ૧૬

અવિદ્યાની અન્દર વર્ત્તનારા અર્થાત્ ઘણા અવિવેકવાળા અને પોતે પોતાની મેળેજ અમે બુદ્ધિવાળા અને પંડિત છિયે એમ માનનારા અને જરા રોગાદિક અનેક અનર્થના સમૂહથી પીડા પામેલા મૂઢ પુરૂષો જેમ આંધળાએ દોરેલા આંધળા ખાડા અને કાંટાઆદિકમાં પડે તેમ અવશ્ય સંસારમાં પડી ભ્રમણ કરે છે. ૧૭

અવિદ્યામાં બહુ પ્રકારે રહેલા અજ્ઞાની પુરૂષો અમે કૃતાર્થ છિયે એ પ્રકારે અભિમાન કરે છે. એવી રીતે કર્મ ક-

રનારા પુરૂષો કર્મફળની પ્રીતિને પરાભવ કરનારા નિમિત્તને રાગથકી જાણતા નથિ તેમાટે તેઓ દુઃખયુક્ત થઇ તથા ક્ષીણ થયેલા કર્મફલવાળા થઇને સ્વર્ગથી પડે છે. ૧૮

પુત્ર પશુ અને સ્ત્રીઆદિકોમાં પ્રમત્તપણે રહેવાથી અતિ મૂઢ પુરૂષો યાગાદિક શ્રૌતકર્મને તથા વાપીકૂપતડાગાદિક સ્માર્તકર્મને અત્યન્ત પુરૂષાર્થનાં મુખ્ય સાધન માની બીજું જે આત્મજ્ઞાન નામવાળું શ્રેયનું સાધન છે તેને જાણતા નથિ. તે મૂઢ પુરૂષો સ્વર્ગના ઉપરના સ્થાનમાં સુકૃત ભોગવી જેવાં પોતાનાં કર્મ અવશેષ રહ્યાં હોય તે પ્રમાણે આ હીનતર એવા મનુષ્યલોકને અથવા પશુપક્ષિઆદિરૂપ લોકને પામે છે.૧૯

જે પુરૂષો ઇન્દ્રિયોને જીતનારા તથા વિદ્વાન્ અને ભિક્ષા ભોજન કરનારા થઇ અરણ્યમાં પોતાના વર્ણાશ્રમને અર્થે શાસ્ત્રવિહિત કર્મરૂપ અને હિરણ્યગર્ભને વિષય કરવાવાળી ઉપાસનારૂપ શ્રદ્ધાને સેવન કરે છે તે પુરૂષો સૂર્યથી ઉપલક્ષિત એવા ઉત્તરાયણરૂપ દ્વારવડે વિરજ (પુણ્ય પાપરૂપ કર્મને ક્ષય પમાડનારા ) થઇ જે સત્યલોકાદિકમાં અમૃતસ્વરૂપ અને અવિનાશી સ્વરૂપવાળો તે હિરણ્યગર્ભરૂપ પુરૂષ છે ત્યાં જાય છે. ૨૦

બ્રાહ્મણ જે હોય તે કર્મવડે રચેલા લોકને પ્રત્યક્ષ અનુમાન ઉપમાન અને શાસ્ત્રરૂપ પ્રમાણોવડે ચારે તરફથી યથાર્થ નિશ્ચય કરીને વૈરાગ્ય પામે. તે એવી રીતે કે આ લોકમાં કોઇ પણ પદાર્થ અકૃત (અજન્ય) નથિ કિન્તુ સર્વ લોકમાં કર્મરચિત છે અને કર્મરચિત હોવાથી અનિત્ય છે માટે કર્મ કરવાથી શું છે અર્થાત્ કાંઇ નથિ એમ જાણીને પછી સમિધનો ભારો હાથમાં રાખી તે વૈરાગ્ય પામેલો પુરૂષ અભય શિવ અને નિત્યરૂપ પદને જાણવા માટે અર્થ પૂર્વક વેદના અધ્યયનથી સમ્પન્ન તથા બ્રહ્મનિષ્ઠ આચાર્યનેજ શરણે જાય.૨૧

શાસ્ત્રને અનુસારે સમીપ આવેલા તથા શાન્ત ચિત્તવાળા અર્થાત્ ગર્વઆદિક દોષથી રહિત તથા બાહ્ય ઇન્દ્રિયોની ઉપરતિરૂપ શમવડે યુક્ત (સર્વથી વિરક્ત) એવા શિષ્ય-

પ્રત્યે તે વિદ્વાન્ જે પરવિદ્યારૂપ વિજ્ઞાનવડે, અક્ષર અને સત્ય એવા પુરૂષને જાણે તે બ્રહ્મવિદ્યાને યથાર્થ કહે. આચાર્યનો પણ આ નિયમ છે કે ન્યાયથી પ્રાપ્ત થયેલા શિષ્યને અવિદ્યારૂપ મહાસમુદ્રથી બહાર કહાડવો. ૨૨

કર્મના ફલરૂપ જે અપરવિદ્યાનો વિષય સત્ય છે તે આપેક્ષિક છે અને આ પરવિદ્યાનો વિષય તો પરમાર્થથી સત્ય છે માટે યથાર્થ છે અને બીજો જે અવિદ્યાનો વિષય છે તે મિથ્યા છે. શંકા અક્ષર વસ્તુ અત્યન્ત પરોક્ષ હોવાથી પ્રત્યક્ષની પેઠે કેવી રીતે પ્રાપ્ત થશે ? એ શંકા ઉપર કહે છે કે જેમ સારી રીતે પ્રજ્વલિત થયેલા અગ્નિથકી સમાનરૂપવાળા હજારો તણખા ઉત્પન્ન થાય છે તેવી રીતે હે સૌમ્ય અક્ષરથકી નાના પ્રકારના ભાવો ઉત્પન્ન થાય છે તથા તેમાંજ વળી લય પામે છે. ૨૩

જે સ્વયં જ્યોતિરૂપ હોવાથી દિવ્ય છે અથવા પોતાના આત્મારૂપ સ્વર્ગમાં રહેલો છે માટે દિવ્ય છે અથવા અલૌકિક છે માટે દિવ્ય છે તથા જે સર્વ મૂર્ત્તિથી રહિત છે માટે અમૂર્ત્ત છે તથા જે પૂર્ણ છે માટે પુરૂષરૂપે છે તે બહાર અને અન્દર વર્તનારો છે તથા અજન્મા છે, પ્રાણરહિત છે, મનરહિત છે, ઉપાધિથી રહિત હોવાથી શુદ્ધરૂપ છે અને પર એવું જે અક્ષર તે થકી પણ પર છે. ૨૪

એ પુરૂષથકી પ્રાણ ઉત્પન્ન થાય છે. મન તથા સર્વ ઇન્દ્રિયો અને તેના વિષય પણ એજ પુરૂષથી ઉત્પન્ન થાય છે માટે એ પુરૂષને પ્રાણાદિકથી જે રહિતપણું છે તે યથાર્થ સિદ્ધ થયું એમ જાણવું. જેમ તે પ્રાણાદિક ઉત્પત્તિથી પૂર્વ પરમાર્થથી અવિદ્યમાન છે તેમ ઉત્પત્તિ પછી તેમે વિષેજ લીન થાય છે. જેમ એ પુરૂષથકી મન અને ઇન્દ્રિયોરૂપ કરણ ઉત્પન્ન થાય છે તેમ શરીર અને વિષયોના કારણ જે આકાશ, વાયુ, તેજ અને વિશ્વને ધારણ કરનારી પૃથ્વી તે ઉત્પન્ન થાય છે. ૨૫

અગ્નિ એટલે સ્વર્ગલોક છે મસ્તક જેનું અને દશ દિ-

શાઓ છે એ શ્રોત્ર જેના અને પ્રસિદ્ધ એવા ચાર વેદ છે વાણી જેની અને વાયુ છે પ્રાણ જેનો અને સમસ્ત જગત્ છે હૃદય અર્થાત્ અન્તઃકરણ જેનું અને જેના પગથી પૃથ્વી થયેલી છે એ પ્રથમ શરીરધારી, ત્રૈલોકયમય દેહરૂપ, ઉપાધિવાળો. અનન્તરૂપ, વિષ્ણુદેવ આકાશાદિક સર્વ ભૂતોનો અન્તરાત્મા (સ્થૂલ પંચભૂતરૂપ શરીરવાળો વિરાટ્) છે. ૨૬

તે પુરૂષથકી પ્રજાની સ્થિતિવિશેષરૂપ અને સ્વર્ગલોકરૂપ જે અગ્નિ છે તે ઉત્પન્ન થાય છે કે જે અગ્નિને સૂર્ય સમિધની પેઠે સમિધ્ છે. સૂર્યથી સ્વર્ગલોક પ્રકાશિત થાય છે માટે સૂર્ય તેનાં સમિધ છે. તે સ્વર્ગલોકરૂપ અગ્નિવડે ઉત્પન્ન થયેલા ચન્દ્રથી મેઘરૂપ બીજો અગ્નિ ઉત્પન્ન થાય છે. તે મેઘથી પૃથ્વીમાં ઔષધિયો થાય છે. પુરૂષરૂપ અગ્નિમાં હુવન કરેલી ઔષધિયોથી તે પુરૂષરૂપ અગ્નિ સ્ત્રીરૂપ અગ્નિમાં વીર્ય સિંચન કરે છે. એમ ક્રમેકરીને પરબ્રહ્મરૂપ પુરૂષથી ઘણા પ્રકારની બ્રાહ્મણાદિક પ્રજાઓ ઉત્પન્ન થાય છે તથા કર્મનાં સાધન અને ફલ તે પુરૂષથીજ થાય છે એમ હવે આગલા મંત્રમાં કહેવાય છે. ૨૭

જે પુરૂષથકી નિયમિત અક્ષરવાળાં પદ છે અન્તમાં જેને એવા ગાયત્રી આદિક છન્દયુકત મંત્રરૂપ ઋચાઓ, તથા પાંચ અવયવવાળા, સાત અવયવવાળા અર્થરહિત અક્ષરરૂપ અને સ્તોભાદિ ગીતિવિશિષ્ટ એવું સામ; તથા નિયમરહિત અક્ષરવાળાં પદ છે જેના અન્તમાં એવા વાકયરૂપ યજુર્વેદના મંત્રો; એમ ત્રણ પ્રકારે મંત્ર થયા. યજ્ઞોપવીતઆદિક લક્ષણવાળા કર્ત્તાના નિયમ વિશેષરૂપ દીક્ષા તથા યજ્ઞના સ્તંભસહિત સર્વ અગ્નિહોત્રાદિક ક્રતુરૂપ યજ્ઞો તથા એક ગાયને આદિ લઇ અપરિમિત સર્વ ધનના દાનપર્યન્ત દક્ષિણા તથા કાલરૂપ સંવત્સર તથા કર્ત્તારૂપ યજમાન, એ સર્વ કર્મનાં સાધન તથા લોક ઉત્પન્ન થયેલાં છે કે જે લોકમાં ચન્દ્રમા પોષણ કરે છે તથા જે લોકમાં સૂર્ય તપે છે. ૨૮

તથા તે પુરૂષથકી કર્મના અંગભૂત વસુઆદિક ગણોના ભેદથી બહુ પ્રકારે દેવો પ્રથમ ઉત્પન્ન થયા. સાધ્ય નામના દેવ અને કર્મના અધિકારી મનુષ્યો ગ્રામ અને વનના નિવાસી પશુ પક્ષિયો ઉત્પન્ન થયા તથા મનુષ્યાદિકના જીવનરૂપ પ્રાણ અપાન અને હવનરૂપ અર્થવાળા તંદુલ જવ તથા તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય અને વિધિ; એ સર્વ ઉત્પન્ન થયાં. ૨૯

તે પુરૂષથકી આ સાત પ્રાણ અર્થાત્ ઇન્દ્રિયો થાય છે અને તે પ્રાણોની પોત પોતાના વિષયને પ્રકાશ કરવારૂપ સાત જ્વાલા થાય છે અને તેમજ સાત વિષયરૂપ સાત સમિધ્ થાય છે. વિષયોવડે એ ઇન્દ્રિયોરૂપ પ્રાણ બાહેર પ્રવર્તે છે માટે વિષય એનાં સમિધ્ છે. જેઓને વિષે પ્રાણ વિચરે છે એવા ઇન્દ્રિયોના સ્થાનરૂપ એ સપ્ત લોક થાય છે કે જે પ્રાણ નિદ્રાકાળમાં શરીરરૂપ અથવા હૃદયરૂપ ગુહામાં રહે છે અને જે પરમેશ્વરે પ્રાણિયોના ભેદપ્રત્યે સાત સાત સ્થાપન કરેલા છે. આ બધા પ્રકરણનો આવી રીતે અર્થ છે કે આત્માને યજન કરનાર વિદ્વાન્ પુરૂષોનાં જે કર્મ અને તે કર્મનાં સાધન અને કર્મનાં ફલ છે તથા અવિદ્વાન્ પુરૂષનાં કર્મ અને તે કર્મનાં સાધન અને તે કર્મનાં ફલ છે; તે સર્વ જગત્ સર્વજ્ઞ એવા પર પુરૂષથીજ ઉત્પન્ન થયું છે. ૩૦

એ પુરૂષથકી ક્ષારઆદિક સપ્ત સમુદ્ર થાય છે અને હિમતવાન્આદિક સર્વ પર્વત એ પુરૂષથકીજ ઉત્પન્ન થાય છે અને બહુ રૂપવાળી ગંગાઆદિક નદિયો એ પુરૂષથીજ ઉત્પન્ન થાય છે અને એજ પુરૂષથકી તંદુલયવાદિ સર્વ ઔષધિયો થાય છે અને એજ પુરૂષથકી મધુરઆદિક છ પ્રકારનો રસ ઉત્પન્ન થાય છે કે જે રસવડે સ્થૂલ પંચભૂતોએ કરીને આવૃત થયેલો અન્તરાત્મા (લિંગદેહ) રહે છે. લિંગરૂપ જે સૂક્ષ્મ શરીર છે તે સ્થૂલ શરીર અને આત્માના મધ્યમાં વધે છે માટે અન્તરાત્મા કહેવાય છે. ૩૧

એવી રીતે પુરૂષથકી આ સર્વ ઉત્પન્ન થયેલું છે માટે

વાણીમાત્રથી જે ઉચ્ચારણ કરાય છે તે વિકાર છે અને તે વિકાર નામમાત્ર છે અર્થાત્ મિથ્યા છે અને પુરૂષજ સત્ય છે માટે પુરૂષજ આ સર્વ છે પણ પુરૂષથી અન્ય વિશ્વનામે બીજી કોઇ વસ્તુ નથિ. વળી તે વિશ્વ કેવું છે? એમ કોઇ કહે તો ત્યાં આમ સમજવું કે અગ્નિહોત્રાદિરૂપ કર્મ અને તે કર્મથી કરેલું જ્ઞાનમય તપ અને બીજું પણ જે આ સર્વ છે તે બ્રહ્મનું કાર્ય છે માટે હે સૌમ્ય! સર્વ પ્રાણિયોના હૃદયરૂપ ગુહામાં રહેલું અને પરમ અમૃતરૂપ જે બ્રહ્મ તેજ હું છું, એમ જે પુરૂષ જાણે છે તે પુરૂષ એવા વિજ્ઞાનથી અહિં જીવતા છતાંજ અવિદ્યાની ગ્રંથિની પેઠે દઢ થયેલી અવિદ્યાની વાસનાનો નાશ કરે છે. ૩૨

અરૂપ અને સત્સવરૂપ એવું જે બ્રહ્મ તે કયે પ્રકારે જાણવા યોગ્ય છે તે હવે કહેવાય છે. જે બ્રહ્મ પ્રકાશરૂપ છે અને સારી રીતે રહેલું છે તથા તે દર્શન શ્રવણઆદિક પ્રકારોવડે હૃદયરૂપ ગુહામાં વિચરે છે માટે ગુહાચર એવા નામથી પ્રખ્યાત છે. જે બ્રહ્મ સર્વથી મહોટું હોવાને લીધે મહત્ છે અને સર્વ પદાર્થોના આશ્રયરૂપ હોવાથી સર્વને પ્રાપ્ત થાય છે માટે પદ કહેવાય છે અને તેથીજ તે મહત્પદરૂપ છે. શંકા-તે બ્રહ્મ મહત્પદરૂપ કેમ છે? સમાધાન-જે ચલનવાળું પક્ષિઆદિક છે તથા જે પ્રાણ અપાનાદિક પ્રાણોવાળું મનુષ્ય પશુઆદિક છે તથા જે નિમેષઆદિક ક્રિયાવાળું છે તથા જે અનિમેષવાળું છે, તે સર્વ આ બ્રહ્મનેવિષે, રથચક્રની નાભિમાં આરાઓની પેઠે પ્રવેશ પામેલું છે. એવું જે આશ્રયરૂપ વસ્તુ છે તેને હે શિષ્યો! તમે જાણો. તે બ્રહ્મ તમારૂં આત્મરૂપ છે અને સત્ અસત્ સ્વરૂપ છે કારણકે મૂર્ત્ત અને અમૂર્તરૂપ જે સ્થૂલ અને સૂક્ષ્મ પ્રપંચ છે તે સત્ અને અસત્ કહેવાય છે અને તેને બ્રહ્મથી ભિન્ન ભાવનો અભાવ છે માટે બ્રહ્મ સત્ અને અસત્ સ્વરૂપ છે. તે બ્રહ્મ વરેણ્ય છે અર્થાત્ નિત્ય હોવાથી સર્વને યાચના કરવા યોગ્ય છે તથા લૌકિક જ્ઞાનને અ-

ગોચર છે અને સર્વ પદાર્થોમાં અતિ શ્રેષ્ઠ છે તથા સર્વ દોષથી રહિત છે. ૩૩

જે બ્રહ્મ પોતાના પ્રકાશથી સૂર્ય આદિકને પ્રકાશ કરે છે માટે પ્રકાશવાન્ છે તથા જે સૂક્ષ્મ વસ્તુઓથી પણ સૂક્ષ્મ છે તથા જે પૃથ્વીઆદિક સ્થૂલ વસ્તુઓથી પણ અત્યન્ત સ્થૂલ છે તથા જેને વિષે પૃથ્વીઆદિ લોક તથા લોકમાં રહેનારા પ્રાણિયો રહેલાં છે, તે આ સર્વનું આશ્રયરૂપ અવિનાશી બ્રહ્મ છે તથા તે પ્રાણ છે તથા તે વાણી અને મન છે. તે આ બ્રહ્મ સત્ય છે માટે અવિનાશી છે. તેનેવિષે મનનું સમાધાન કરવું એ યોગ્ય છે માટે હે સૌમ્ય! તે બ્રહ્મમાં ચિત્તને એકાગ્ર કર. ૩૪

ઉપનિષદોમાં પ્રસિદ્ધ એવું જે ધનુષ્રૂપ મહોટું અસ્ત્ર તેને ગ્રહણ કરીને તે ધનુષ્માં નિરન્તર ધ્યાનવડે તીક્ષ્ણ (સંસ્કારયુક્ત) કરેલા બાણનું સંધાન કરવું. આ ઠેકાણે હાથવડે ધનુષ્નું આકર્ષણ કરવું એ સંભવતું નથિ માટે તે અક્ષર બ્રહ્મરૂપ લક્ષ્યમાં ભાવનાને પ્રાપ્ત થયેલા ચિત્તવડે ઇન્દ્રિયસહિત અન્તઃકરણને પોતાના વિષયથી પાછાં વાળીને લક્ષ્યમાં લાવવારૂપ ધનુષ્નું આકર્ષણ કરીને હે સૌમ્ય! તે પ્રથમ કહેલા અક્ષરરૂપ લક્ષ્યનેવિષે ચિત્તને એકાગ્ર કર. ૩૫

ૐકારરૂપ ધનુષ્ છે. જેમ ધનુષ્ જે છે તે નિશાનમાં બાણના પ્રવેશનું કારણ છે તેમ આત્મારૂપ બાણને અક્ષરરૂપ લક્ષ્યમાં પ્રવેશનું કારણ ૐકાર છે. આત્મારૂપ બાણ છે અર્થાત્ ઉપાધિવડે લક્ષિત એવા પરમાત્માજ જલગત સૂર્યના પ્રતિબિમ્બાદિકની પેઠે આ દેહમાં સર્વ બુદ્ધિયોના સાક્ષી હોવાથી પ્રવેશ પામ્યો છે તે બાણની પેઠે છે. પ્રમાદરહિત એવા ચિત્તવડે વેધવાયોગ્ય જે બ્રહ્મ તે લક્ષ્ય કહેવાય છે માટે તે વેધવા પછી બાણની પેઠે પુરૂષ તન્મય (તેને રૂપે) થાય છે. જેમ બાણનું લક્ષ્યની સાથે એકરૂપતામય ફલ થાય છે તેમ દેહાદિક અનાત્માકાર વૃત્તિયોના તિરસ્કારથી અક્ષરની સાથે એકરૂપતામય ફલને સમ્પાદન કરવું. ૩૬

જે અક્ષર પુરૂષનેવિષે સ્વર્ગ, પૃથ્વી, અન્તરિક્ષ તથા સર્વ ઇન્દ્રિયોએ સહિત મન પ્રવેશ પામેલું છે તે સર્વના આશ્રયરૂપ એક આત્માને જાણો. અને આત્માને જાણીને અપર વિદ્યારૂપ વાણિયોને તથા તેવડે જાણવાયોગ્ય એવાં સાધનસહિત સર્વ કર્મને છોડો. આ આત્માનું જ્ઞાન મોક્ષની પ્રાપ્તિનેમાટે પાજ છે કારણ કે તે જ્ઞાન સંસારરૂપી મહાસમુદ્રને ઉતરવામાં કારણ છે. ૩૭

જેમ રથચક્રની નાભિનેવિષે પ્રવેશને પ્રાપ્ત થયેલા આરા (નીચેનાં કાષ્ઠ) છે તેમ જે હૃદયનેવિષે સર્વ તરફથી દેહમાં વ્યાપવાવાળી પ્રસિદ્ધ નાડિયો સારી રીતે પ્રવેશને પ્રાપ્ત થયેલી છે, તે હૃદયમાં બુદ્ધિની વૃત્તિયોના સાક્ષીરૂપ અને આ પ્રસંગમાં પ્રાપ્ત થયેલો આત્મા તે હૃદયના મધ્યનેવિષે દેખતો છતો, શ્રવણ કરતો છતો, મનન કરતો છતો અને જાણતો છતો વર્ત્તે છે અને ક્રોધ હર્ષ આદિક વૃત્તિયોથી જાણે અનેક પ્રકારનો થયો હોય એમ દેખાય છે. તે આત્માને ॐ એ પ્રકારે ॐકારરૂપ આશ્રયવાળા થઇ તમે ધ્યાન કરો અને અવિદ્યારૂપ તમથકી જે પર છે તેને અર્થે (અવિદ્યારહિત બ્રહ્માત્મ સ્વરૂપની પ્રાપ્તિને અર્થે) તમારૂં સ્વસ્તિ થાઓ. ૩૮

જે સર્વજ્ઞ અને સર્વવિત્ છે એમ જેનો મહિમા પ્રવર્ત્તેલો છે તથા જે આત્મા હૃદયરૂપ બ્રહ્મપુરને વિદ્યમાન એવા આકાશમાં રહેલો ભાસે છે કારણકે આકાશની પેઠે સર્વવ્યાપક આત્માને ગમન આગમન અથવા સ્થિતિ અન્ય પ્રકારે સંભવતિ નથિ માટે તે આત્મા મનની વૃત્તિયોસહિત તે હૃદયાકાશમાં સ્થિત થયેલો હોય એમ ભાસે છે અને મનરૂપ ઉપાધિવાળો હોવાથી મનોમય થયેલો આ આત્મા પ્રાણ અને શરીરને લેઇ જનારો છે અર્થાત્ અસ્થૂલ શરીરથી અન્ય સૂક્ષ્મ શરીરને લેઇ જનારો છે તથા દિન દિનમાં વૃદ્ધિ પામવાવાળું, ઘટવાવાળું અને ભોજન કરેલા અન્નના પરિણામમય એવું જે પિંડરૂપ અન્ન તેનેવિષે હૃદયકમલના છિદ્રમાં પો-

તાની ઉપાધિરૂપ બુદ્ધિ સારી રીતે સ્થાપન કરીને રહેલો છે. જે આત્મા આનન્દરૂપ અને અમૃતરૂપ જણાય છે તેને ધીર પુરૂષો વિજ્ઞાનવડે જુવે છે. ૩૯

પુરૂષને પરમાત્માના જ્ઞાનથી શું ફલ થાય છે તે હવે કહેવાય છે:—તે કારણરૂપથી પર અને કાર્યરૂપથી અવર પરમાત્માને જોવાથી -હૃદયની ગ્રન્થિ ભેદાય છે અને સર્વ સંશયો છેદાઇ જાય છે. નિઃસંશય થયેલો અને અવિદ્યાથી રહિત એવો જે પુરૂષ તેના જ્ઞાનની ઉત્પત્તિથી પૂર્વે કરેલાં, અને ફલના આરંભથી રહિત જન્માન્તરમાં કરેલાં, અને આ જન્મમાં જ્ઞાનની ઉત્પત્તિની સાથે રહેલાં જે કર્મ છે તે ક્ષય પામે છે પરન્તુ આ જન્મના આરંભક જે પ્રારબ્ધ કર્મ છે તે ક્ષય પામતાં નથિ કારણકે તે ફલ આપવાને પ્રવર્ત્તેલાંછે. પછી આ જ્ઞાનીપુરૂષ જન્મ મરણાદિરૂપ સંસારનો નાશ થવાથી મુકત થાય છે. ૪૦

તરવારના કોશની પેઠે આત્મસ્વરૂપની પ્રાપ્તિનું સ્થાન હોવાથી, અને સર્વની અન્દર હોવાથી પર એવો જે બુદ્ધિના જ્ઞાનરૂપ પ્રકાશમય કોશ છે તેમાં અવિદ્યાદિક સર્વ દોષથી જે રહિત છે, તથા સર્વથી મ્હોટું હોવાથી અને સર્વનો આત્મા હોવાથી જે બ્રહ્મરૂપ છે તથા ષોડશ કલારૂપ અવયવોથી રહિત હોવાથી જે નિષ્કલ છે તથા જે શુભ અર્થાત્ શુદ્ધ છે તથા જે અગ્નિ આદિ સર્વ પ્રકાશોનું પણ પ્રકાશરૂપ છે તેને આત્મજ્ઞાની પુરૂષો જાણે છે પણ જે બાહ્ય અર્થાકારવૃત્તિને અનુસરનારા છે તે જાણતા નથિ. ૪૧

તે બ્રહ્મનેવિષે સર્વનો પ્રકાશક સૂર્ય પણ પ્રકાશતો નથિ, ચન્દ્ર અને તારા પ્રકાશતા નથિ, આ વિજલિયો પ્રકાશતી નથિ તો આપણને પ્રત્યક્ષ એવો અગ્નિ તો કયાંથીજ પ્રકાશે? ઘણું કહેવું તેમાં શું પણ આ જે જગત્ પ્રકાશે છે તે સર્વ પરમેશ્વરના સ્વરૂપવડે પ્રકાશમાન હોવાથી તેની પછવાડેજ પ્રકાશે છે. જેમ અગ્નિ સંયોગથી જલ અને અર્દ્ધદ-

ગ્ધ કાષ્ઠાદિક જે છે તે બાળવાવાળા અગ્નિની પછવાડે બાળી શકે છે પણ પોતાની મેળે બાળી શકતા નથિ, તેમ સર્વ જગત્ પરમેશ્વરના પ્રકાશની પછવાડે પ્રકાશે છે પણ પોતાની મેળે પ્રકાશતાં નથિ.

અગ્રભાગમાં પ્રકાશમાન જે વસ્તુ છે તે ઉક્ત લક્ષણવાળું અમૃતરૂપ બ્રહ્મજ છે, તેમ પછવાડે બ્રહ્મ છે, તેમ દક્ષિણ ભાગમાં બ્રહ્મ છે, ઉત્તર ભાગમાં બ્રહ્મ છે, નીચે બ્રહ્મ છે, ઉંચે બ્રહ્મ છે, અન્ય પણ કાર્યના આકારથી સર્વ ઠેકાણે પ્રસરેલું અને નામરૂપવાળું જે કાંઇ જણાય છે તે બ્રહ્મ છે. બહુ કહેવાથી શું ! પરન્તુ આ સમસ્ત જગત્ અત્યન્ત શ્રેષ્ઠ બ્રહ્મજ છે અને બ્રહ્મથી ભિન્ન જે પ્રતીતિ છે તે રજ્જુમાં સર્પની પ્રતીતિની પેઠે અવિદ્યામાત્રછે અને "એક બ્રહ્મજ પરમાર્થથી સત્ય છે" એમ વેદની આજ્ઞા છે.

જીવ અને ઇશ્વર એ બેઉ શોભાયુક્ત ગમનવાળા હોવાથી અથવા પક્ષીની સમાન હોવાથી પક્ષી છે. તે બેઉ નિરન્તર સાથેજ રહે છે અને પરસ્પર મિત્ર છે. તે જીવ ઇશ્વરરૂપ પક્ષી શરીરરૂપ એક વૃક્ષપ્રત્યે આલિંગન (મેળાપ) કરે છે. તે શરીરરૂપ વૃક્ષ ઊંચે (બ્રહ્મરૂપ) મૂલવાળો છે, નીચે પ્રાણ આદિક શાખાવાળો છે, અને પોતાની સ્થિતિના નિયમથી રહિત હોવાથી અશ્વત્થરૂપ છે, અજ્ઞાનપર્યન્ત રહેનારો છે, ક્ષેત્ર નામવાળો છે, સર્વ પ્રાણિયોના કર્મ ફલનો આશ્રય છે તે વૃક્ષને જીવ ઇશ્વરરૂપી બે પક્ષી મળેલા છે. તે બેઉમાં એક જીવરૂપ પક્ષી તે વૃક્ષનો આશ્રય કરીને કર્મજન્ય સુખ દુઃખમય અનેક પ્રકારની વેદનાના અનુભવરૂપ સ્વાદુ ફલને અવિવેકથી ભોગવે છે અને બીજો જે નિત્યશુદ્ધ નિત્યબુદ્ધ નિત્યમુક્ત સ્વભાવવાળો ઇશ્વરરૂપ પક્ષી છે તે ભોગવતોનથિ કારણ કે એ ઇશ્વર નિત્ય સાક્ષીપણાની સત્તામાત્રથી ભોગ્ય અને ભોક્તા એ બેઉનો પ્રેરક છે માટે તે તો ન ભોગવતો છતો કેવળ દેખે છે. તેના દર્શનમાત્રથી રાજાની પેઠે પ્રેરકપણું સિદ્ધ થયું. ૪૪

એક વૃક્ષઉપર ભોક્તારૂપ જે જીવ છે તે અવિદ્યા કામ-કર્મના ફલ રાગાદિરૂપ ઘણા ભારથી, સમુદ્રના જલમાં તુંબ-ડાની પેઠે નિમગ્ન થયો છે અર્થાત્ દેહમાં અવશ્ય આત્મભા-વ પામેલો છે. અને "હું આનો પુત્ર છું, અને પૌત્ર છું, પા-તલો છું, જાડો છું, ગુણવાન્ છું, ગુણરહિત છું, સુખી છું, દુઃ-ખી છું" એ પ્રકારનું જ્ઞાન એને થાય છે પણ એથકી બીજું જ્ઞાન થતું નથિ. એવી રીતે જન્મે છે, મરે છે, સમ્બન્ધી બા-ન્ધવાદિકથી સંયોગ પામે છે વિયોગ પામે છે અને અનેક પ્રકારના અનર્થોથી અવિવેકી થઇ ચિન્તા પામે છે. "હું કોઇ પણ કાર્ય કર-વામાં સમર્થ નથિ, મારો પુત્ર નાશ પામ્યો, મારી ભાર્યા મરણ પામી, હવે મારે જીવવાથી શું પ્રયોજન છે" એ પ્રકારના દીન ભાવરૂપ અસામર્થ્યવડે શોક પામે છે. તે એવી રીતે પ્રેત તિર્યક્ અને મનુષ્યાદિક યોનિયોમાં વેગવાન્ પણું પામેલો જીવ, કોઇ વખતે અનેક જન્મમાં સંચય કરેલા શુદ્ધ ધર્મરૂપ નિમિત્તથી કોઇક પરમ દયાલુ પુરૂષે દેખાડેલા યોગમાર્ગમાં અહિંસા, સત્ય બ્રહ્મચર્ય સર્વનો ત્યાગ, શમ, દમઆદિકથી એકાગ્ર ચિત્તવાળો થઇ જે કાળમાં અનેક યોગિયોએ તથા કર્મીષ્ઠ પુરૂષોએ સે-વેલા અને દેહવૃક્ષરૂપ ઉપાધિથી વિલક્ષણ પરમેશ્વરને જુવે છે અને એના મહિમાને દેખે છે ત્યારે સર્વ શોકના સાગરથી મુકાય છે. ૪૫

જે કાલમાં વિદ્વાન્ પુરૂષ સ્વયંજ્યોતિ સ્વભાવવાળા, સર્વ જગત્ના કર્ત્તા, બ્રહ્મયોનિ, અને ઇશ્વરરૂપ પુરૂષને દેખે છે; ત્યારે તે દેખવાવાળો વિદ્વાન્ પુરૂષ બન્ધનરૂપ પુણ્યપાપ-મય કર્મને મૂલસહિત બાળી તથા નિર્લેપ થઇ પરમ (સર્વથી અધિક) અદ્વૈતરૂપ સમભાવને પામે છે. ૪૬

જે આ પ્રાણનો પ્રાણરૂપ પરમેશ્વર બ્રહ્માને આદિ લઇ સ્તમ્બ (તૃણનો ગુચ્છ) પર્યન્ત સર્વ ભૂતોવડે નાનાપ્રકારે જ-ણાય છે, એમ સર્વ ભૂતોમાં રહેલા પરમેશ્વરને જે વાક્યાર્થ જ્ઞાનમાત્રમાં વિદ્વાન્ જાણે છે તે અન્ય સર્વને ઉલ્લંઘન કરીને

અતિવાદી થતો નથિ, અર્થાત્ જે પુરૂષ એવા પ્રાણના પ્રાણરૂપ આત્માને સાક્ષાત્ જાણે છે તે અતિવાદી થતો નથી. જ્યારે આત્માથી કોઇ અન્ય વસ્તુ નથિ. ત્યારે વિદ્વાન્ પુરૂષ કેને ઉલ્લંઘન કરીને કહે? જેને શ્રેષ્ઠ અશ્રેષ્ઠ વસ્તુ દેખવામાં આવે છે તે તેને ઉલ્લંઘન કરીને કહે છે પણ આ વિદ્વાન્ તો પોતાનાથી અન્ય દેખતો નથિ, અન્યને સાંભળતો નથિ, અન્યને જાણતો નથિ, માટે અતિવાદી થતો નથિ તથા આ વિદ્વાન્ આત્મામાંજ ક્રીડા કરનારો છે પણ પુત્ર દારા આદિકમાં ક્રીડા કરનારો નથિ તથા આત્મામાંજ પ્રીતિ રાખનારો છે તથા જ્ઞાન ધ્યાન, અને વૈરાગ્યાદિક ક્રિયાવાળો છે માટે એ વિદ્વાન્ બ્રહ્મ જાણનારાઓની મધ્યે અતિ શ્રેષ્ઠ છે. ૪૭

આ આત્મા નિત્ય મિથ્યા વચનના ત્યાગરૂપ સત્યવડે પામવા યોગ્ય છે તથા નિરન્તર ઇન્દ્રિય અને મનની એકાગ્રતારૂપ તપવડે પામવા યોગ્ય છે તથા યથાર્થ જ્ઞાનવડે નિરન્તર પામવા યોગ્ય છે. શરીરની અન્દર હૃદયકમલગત આકાશમાં પ્રકાશમય અને શુદ્ધ એવો એ આત્મા છે કે જેને ક્રોધાદિક એવા ચિત્તના મલરૂપ દોષોથી રહિત સંન્યાસિયો જુવે છે. ૪૮

સત્યવાન્ પુરૂષજ જય પામે છે પણ મિથ્યાવાદી જય પામતો નથિ. અસત્યવાન્ મિથ્યાવાદી પરાભવ પામે છે પણ સત્યવાન્ નથિ પામતો. એ લોકમાં પ્રસિદ્ધ છે, માટે સત્યનું બલવાન્ સાધનપણું સિદ્ધ થયું યથાર્થ વચનની વ્યવસ્થારૂપ સત્યવડે દેવયાન નામનો માર્ગ નિરન્તરપણે પ્રવર્ત્તેલો છે અને જ્યાં સત્યરૂપ ઉત્તમ સાધનનું સાધ્ય એવું તે પરમાર્થતત્વ, સ્વરૂપથી વર્ત્તમાન એવું પરમ નિધાન છે. જે બ્રહ્મલોકમાં જે પ્રકારે ઉપાસનાવાળા, કપટ માયા શઠભાવ અહંકાર દંભ અને જૂઠથી રહિત તથા સર્વ તરફથી તૃષ્ણા રહિત એવા ઋષિયો ગમન કરે છે તે સત્યવડે નિરન્તર પ્રવર્ત્તેલું છે. ૪૯

તે બ્રહ્મ સત્યાદિ સાધનવડે સર્વ તરફ વ્યાપ્ત હોવાથી મ્હોટું છે અને સ્વયંપ્રકાશ છે માટે ચિન્તવનમાં ન આવે એવા ફલવાળું છે અને તે આકાશાદિક સૂક્ષ્મ વસ્તુથી પણ અતિ સૂક્ષ્મ છે. તે બ્રહ્મ સર્વનું કારણ છે માટે તેને સર્વથી અધિક સૂક્ષ્મપણું છે. તે બ્રહ્મ સૂર્ય ચન્દ્રાદિક આકારવડે નાના પ્રકારે જણાય છે તથા તે બ્રહ્મ અજ્ઞાની પુરૂષને અત્યન્ત અગમ્ય હોવાથી દૂરથી પણ દૂર દેશમાં વર્ત્તે છે અને વિદ્વાનોનો આત્મા હોવાથી અને સર્વાન્તર હોવાથી સમીપમાં વર્ત્તે છે. ચેતનાવાળા પુરૂષોની મધ્યે બુદ્ધિરૂપ ગુહામાં રહેલુ બ્રહ્મ યોગી પુરૂષોથી જોઇ શકાય છે. ૫૦

બ્રહ્મથી અભિન્ન એવો આત્મા ચક્ષુવડે ગ્રહણ કરી શકાતો નથિ, અવાચ્ય હોવાથી વાણીવડે પણ ગ્રહણ કરી શકાતો નથિ, અન્ય દેવ અર્થાત્ ઇન્દ્રિયોવડે પણ ગ્રહણ કરી શકાતો નથિ, તપ સર્વ ફલની પ્રાપ્તિનું સાધન છે તો પણ તે તપવડે ગ્રહણ કરાતો નથિ અથવા તેવીજ રીતે અગ્નિહોત્રાદિક વૈદિકકર્મથી પણ ગ્રહણ કરાતો નથિ તથા સર્વ અવયવના ભેદથી રહિત નિષ્કલરૂપ આત્માને, સત્યઆદિક સાધનવાન્ અને જીતેન્દ્રિય થઇ એકાગ્ર મનવડે ધ્યાન કરતો છતો જ્ઞાનપ્રસાદથી શુદ્ધ અન્તઃકરણવાળો પુરૂષ દેખવાને યોગ્ય છે. ૫૧

આ આત્મા સૂક્ષ્મ છે અને તે જે શરીરમાં પ્રાણ અપાનાદિક ભેદરૂપ પાંચ પ્રકારે સારી રીતે પ્રવેશ પામ્યો છે તેજ શરીરને વિષે હૃદય દેશમાં વિશુદ્ધ જ્ઞાનરૂપ ચિત્તવડે જાણવાને યોગ્ય છે. જે ચૈતન્યવડે પ્રાણ અને ઇન્દ્રિયોસહિત પ્રજાઓનું સર્વ અન્તઃકરણ વ્યાપ્ત છે કારણકે લોકમાં પ્રજાઓનું સર્વ અન્તઃકરણ ચેતનવાળું પ્રસિદ્ધ છે માટે ચેતનાવૃત્તિરૂપ ચિત્તવડે આત્મા જાણવાને યોગ્ય છે. વળી તે ચિત્ત કેવું છે કે, જે ક્લેશાદિ મલરહિત શુદ્ધ ચિત્તને વિષે આકથન કરેલો આત્મા વિશેષેકરી સ્વસ્વરૂપથી પોતાને પ્રકાશ કરે છે. ૫૨

નિર્મલ અન્તઃકરણવાળો પુરૂષ જે જે પુત્રાદિરૂપ લોકને

તથા જે જે ભોગને મનવડે ચિન્તવન કરે છે તે તે લોકને તથા તે તે ભોગને પરમાર્થ તત્વજ્ઞાનથી પામે છે માટે વિભૂતિની ઇચ્છાવાળો જે પુરૂષ હોય તેણે આત્મજ્ઞાનથી શુદ્ધ અન્તઃકરણવાળા આત્મજ્ઞાનીનું પાદપ્રક્ષાલન સેવા અને નમસ્કારાદિકવડે અવશ્ય પૂજન કરવું. ૫૩

જેનેવિષે જગત્ રહેલું છે એ શુદ્ધ એવા પરમ બ્રહ્મધામને તે આત્મજ્ઞાની પુરૂષ જાણે છે. એવા આત્મજ્ઞાનીને જે બુદ્ધિમાન્ પુરૂષ વિભૂતિની કામનાથી રહિત થઇ પરમાત્મારૂપ દેવની પેઠે ઉપાસના કરે છે તે આ પ્રસિદ્ધ શરીરના કારણરૂપ વીર્યનું ઉલ્લંઘન કરીને જાય છે અને ફરીફરીને જન્મ પામતો નથિ. માટે આત્મજ્ઞાનીનું પૂજન કરવું એવો આ શ્રુતિનો અભિપ્રાય છે.

જે પુરૂષ ભોગોને ગુણબુદ્ધિથી ચિન્તવન કરતો છતો ઇચ્છે છે તે પુરૂષ તે ધર્માધર્મમાં પ્રવૃત્તિના કારણ એવા વિષયોની ઇચ્છારૂપ કામનાઓ સાથે તે તે ઠેકાણે જન્મે છે અને જે પુરૂષ પરમાર્થતત્વના જ્ઞાનથી ચારે તરફ પૂર્ણ કામવાળો છે તથા આત્માને આત્મારૂપે જાણનારો છે તે પૂર્ણકામ કૃતાત્મા પુરૂષને તો આ વિદ્યમાન શરીરમાંજ સર્વ ધર્માધર્મવિષે પ્રવૃત્તિના હેતુરૂપ કામ વિનાશ પામે છે. ૫૫

આ આત્મા વેદ અને શાસ્ત્રના બહુ અધ્યયનરૂપ પ્રવચનવડે પામવાને યોગ્ય નથિ, તેમજ ગ્રન્થના અર્થની ધારણશક્તિરૂપ બુદ્ધિવડે પામવાને યોગ્ય નથિ, તેમજ ઉપનિષદ્ના વિચારથી ભિન્ન એવું જે બહુ શ્રવણ તેવડે પણ પામવાને યોગ્ય નથિ. ત્યારે તે આત્મા કેવી રીતે પામવા યોગ્ય છે એમ કોઇ કહે તો ત્યાં આમ સમજવું કે એ વિદ્વાન્ પુરૂષ જે પરમાત્માને પામવાને ઇચ્છે છે તે પામવાની ઇચ્છાવડેજ એ પરમાત્મા પામી શકાય છે પણ અન્ય સાધનથી નહિ કારણકે તે નિત્યપ્રાપ્ત સ્વભાવવાળો છે. એ આત્મા તે વિદ્વાન્ને પોતાની આત્મતત્વસ્વરૂપવાળી તનૂને પ્રકાશ કરે છે માટે

અન્યના ત્યાગવડે આત્માના લાભની પ્રાર્થનાજ આત્મલાભનું સાધન છે. ૫૬

આ આત્મા આત્મનિષ્ઠાથી ઉત્પન્ન થયેલા બલથી રહિત એવા પુરૂષે પામવાને યોગ્ય નથિ અને લૌકિક પશુ પુત્રાદિવિષયોની આસક્તિરૂપ નિમિત્તથી થયેલા કર્ત્તવ્યતાના વિસ્મરણરૂપ પ્રમાદથી પામવાને યોગ્ય નથિ. તેમજ સંન્યાસરૂપ લિંગથી રહિત થવાથી પામવા યોગ્ય નથિ અથવા તપથી પણ પામવા યોગ્ય નથિ પરન્તુ જે વિદ્વાન તત્પર થઇ આ બલ અપ્રમાદ સંન્યાસ અને જ્ઞાનરૂપ ઉપાયોવડે પ્રયત્ન કરે છે તે વિદ્વાન્નો આ આત્મા બ્રહ્મધામપ્રત્યે પ્રવેશ કરે છે. ૫૭

બ્રહ્મપ્રત્યે કેવી રીતે પ્રવેશ કરે છે તે હવે કહેવાય છેઃ-જે પરમાત્માના દર્શનવાળા ઋષિયો આ આત્માને સારી રીતે જાણીને તથા તેજ જ્ઞાનવડે તૃપ્ત થઇ, પરમાત્મા સ્વરૂપે સિદ્ધ થયેલા આત્માવાળા થઇ રાગાદિ દોષથી રહિત અને જીતેન્દ્રિય થાય છે; તે અત્યન્ત વિવેકી અને નિરન્તર ચિત્તની એકાગ્રતાના સ્વભાવવાળા પુરૂષો આકાશની પેઠે સર્વવ્યાપક અદ્વૈતબ્રહ્મને સર્વ ઠેકાણે પામી સર્વરૂપ આત્મામાંજ પ્રવેશ કરેછે.૫૮

જે પુરૂષો વેદાન્તથી ઉત્પન્ન થયેલાં વિજ્ઞાનવડે પરમાત્મારૂપ જાણવા યોગ્ય અર્થના નિશ્ચયવાળા છે અને સર્વ કર્મના પરિત્યાગપૂર્વક કેવળ બ્રહ્મનિષ્ઠા સ્વરૂપ સંન્યાસયોગથી પ્રયત્ન કરવાના સ્વરૂપવાળા યતિયો છે તથા સંન્યાસયોગથી શુદ્ધ ચિત્તવાળા થયેલા છે; તે જીવતાં છતાંજ મુકત થયેલા સર્વ પુરૂષો દેહાન્તકાળમાં બ્રહ્મરૂપ લોકનેવિષેજ મુકાય છે. "બ્રહ્મલોક એક છતાં પણ અનેકની પેઠે દેખાય છે અને પમાય છે માટે ॥ ब्रह्मलोकेषु ॥ એવી રીતે બહુ વચન છે. ૫૯

બ્રહ્મવેત્તા પુરૂષ અવિદ્યાદિક સંસારના બન્ધનની નિવૃત્તિરૂપ મોક્ષને ઇચ્છે છે પણ કાર્યરૂપ મોક્ષ ઇચ્છતા નથિ તથા દેહની આરંભક જે પ્રાણ આદિક પંદર કલાઓ છે તે મોક્ષકાળમાં પોતપોતાના કારણપ્રત્યે લય પામે છે અને દેહના આશ્રિત એવાં ચક્ષુઆદિક કારણોમાં રહેલા જે દેવ છે તે

આદિત્યાદિક પ્રતિદેવતાઓમાં પ્રાપ્ત થાય છે. કર્મો તથા વિજ્ઞાનમય એવો જે આત્મા, તે સર્વે ઉપાધિની નિવૃત્તિથી સત્, પર, અવ્યય, અક્ષય, આકાશતુલ્ય, અજન્મા, અજર, અમર, અભય, અકાર્ય, કારણ અન્તરરહિત, બાહ્યરહિત, અદ્વૈત, શિવ, અને શાન્ત એવું જે બ્રહ્મ તેનેવિષે એકતા પામે છે. વિજ્ઞાનમય શબ્દનો અર્થ આવી રીતે છે કે, જે મુમુક્ષુઓએ કરેલાં કર્મ છે તેનાં ફલના આરંભવાળા કર્મોને ઉપભોગવડે ક્ષીણ કરવાથી તેને છોડીને અવશેષ રહેલાં જે કર્મ છે તેનું ગ્રહણ કરવું અને આત્મા જે છે તે અવિદ્યારચિત બુદ્ધિઆદિક ઉપાધિને પોતાનું સ્વરૂપ માનીને જલાદિકમાં સૂર્યાદિકના પ્રતિબિમ્બની પેઠે વિજ્ઞાનમય સ્વરૂપની સાથે આ દેહના ભેદમાં વિજ્ઞાનરૂપ બુદ્ધિપ્રત્યે ફલ દેવાને અર્થે પ્રવેશ પામ્યો છે માટે આત્મા વિજ્ઞાનમય કહેવાય છે. ૬૦

જેમ ગંગા આદિક નદિયો ગતિ કરતી છતી સમુદ્રને પામી, નામ તથા રૂપનો ત્યાગ કરી સમુદ્રમાં અસ્ત થાય છે, તેમ વિદ્વાન્ પુરૂષ અવિદ્યાકૃત નામ તથા રૂપથી વિમુકત થઇ પરથી પર અને દિવ્ય એવા પુરૂષને પામે છે. ૬૧

જે પુરૂષ પરબ્રહ્મને જાણે છે તે પુરૂષ અન્ય ગતિ પામતો નથિ. દેવો પણ જેની બ્રહ્મ પ્રાપ્તિપ્રત્યે વિઘ્ન કરવાને સમર્થ નથિ કારણકે તે જ્ઞાની પુરૂષ દેવોનો પણ આત્મા છે. તે બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરૂષ બ્રહ્મરૂપજ થાય છે. તથા એ વિદ્વાન્ના કુલ (શિષ્યપરંપરા)માં કોઇ પુરૂષ અબ્રહ્મવિત્ થતો નથિ તથા તે વિદ્વાન્ જીવતાં છતાંજ અનેક ઇષ્ટ વસ્તુના વિયોગરૂપ નિમિત્તથી થયેલા મનના સન્તાપરૂપ શોકને તરે છે અર્થાત્ ઉલ્લંઘન કરે છે તથા ધર્માધર્મને તરે છે અને હૃદયની ગ્રન્થિયોથી વિમુકત થઇ અમૃતરૂપ થાય છે. ૬૨

તે આ વિદ્યાના સમ્પ્રદાનનું વિધાન મંત્રે કહેલું છે તે એવી રીતે કે જે પુરૂષો શાસ્ત્રોક્ત કર્મ કરનારા છે, વેદવિદ્યામાં કુશલ છે, બ્રહ્મનિષ્ટ છે, અને શ્રદ્ધાવાળા છે તે પોતે અ-

ઋર્ષિ નામના અગ્નિપ્રત્યે હવન કરે છે. તે સંસ્કારયુક્ત ચિત્તવાળા પાત્રરૂપ પુરૂષોનેજ આ બ્રહ્મવિદ્યા કહેવી તથા મસ્તક ઉપર અગ્નિ ધારણ કરવારૂપી જે શિરોવ્રત અથર્વવેદમાં પ્રસિદ્ધ છે તે વ્રત વિધિસહિત કરનારા પુરૂષોને આ બ્રહ્મવિદ્યા કહેવી. ૬૩

તે અક્ષર પુરૂષરૂપ સત્ય પૂર્વે અંગિરા નામના ઋષિયે વિધિવત્ સમીપ આવેલા અને પુછતા એવા શૌનક ઋષિને કહેલું છે. એવી રીતે અન્ય આચાર્યોએ પણ તેજ પ્રકારે મોક્ષનેઅર્થે વિધિવત્ સમીપ આવેલા મુમુક્ષુઓને આ વિદ્યા કહેવી. જેણે વ્રત ન કરેલું હોય એવો પુરૂષ આ ગ્રન્થનું અધ્યયન કરવાને યોગ્ય નથિ. આ બ્રહ્મવિદ્યા જે બ્રહ્માદિક ઋષિયો પાસેથી પરમ્પરાના ક્રમવડે પ્રાપ્ત થયેલી છે તે પરમ ઋષિયોને નમસ્કાર કરિયે છિયે. પરમ બ્રહ્મને જેઓએ સાક્ષાત્ જોયેલું છે અને જાણેલું છે તે તે પરમ ઋષિયોને ફરીને પણ નમસ્કાર કરિયે છિયે. ૬૪

## ॥ मुण्डकोपनिषत्समाप्ता ॥

॥ ॐ परमात्मनेनमः ॥ हरिः ॥ ॐ

# ऋग्वेदीयैतरेयोपानिषद्.

નામરૂપ અને કર્મના ભેદથી ભિન્ન એવું જે જગત્ છે તે સૃષ્ટિથકી પૂર્વે નિત્યમુકત સ્વભાવવાળો આત્માજ હતો પણ બીજું વ્યાપારવાળું કાંઇ હતું નહિ. તે આત્માએ સર્વ ઠેકાણે પોતાનો સદ્ભાવ હોવાથી એક રૂપ છતાં ઇક્ષણ (અવલોકન) કર્યું. કોઇ આ ઠેકાણે એમ શંકા કરે કે જગતની ઉત્પત્તિથી પૂર્વે અકાર્યરૂપ કારણ હોવાથી તેણે કેવી રીતે ઇક્ષણ કર્યું. તો ત્યાં આવી રીતે સમજવું કે આત્મા સર્વજ્ઞ સ્વભાવવાળો હોવાથી તે ઇક્ષણ સંભવે છે. વળી કોઇ એમ શંકા કરે કે તેણે કેવા અભિપ્રાયથી ઇક્ષણ કર્યું; તો ત્યાં આ પ્રમાણે સમજવું કે, હું પ્રાણિયોને ઉપભોગના સાધનરૂપ લોકોને અવશ્ય રચું. એવી રીતે ઇક્ષણ કરીને તે આત્માએ આ લોકોને સર્જ્યાં. ૧

તે આત્માએ આ અંભ, મરીચિ, મર, અને આપ એ લોકોને સર્જ્યા અર્થાત્ આકાશાદિકક્રમથી બ્રહ્માંડ ઉત્પન્ન કરીને જલ આદિક લોક સર્જ્યા. તેમાં જલ આદિકનું પોતે શ્રુતિજ વ્યાખ્યાન કરે છેઃ—સ્વર્ગલોકથી પર જે મહર્ આદિક લોક છે અને જલ લોકનો આશ્રય જે સ્વર્ગ લોક છે તે સર્વ આ ઠેકાણે અંભ શબ્દે કરીને કહેવાય છે. સ્વર્ગલોકથી નીચે જે અન્તરિક્ષ છે તે મરીચિયો કહેવાય છે. આ ઠેકાણે સૂર્યનાં કિરણોને કહેનારા મરીચિ શબ્દથી લક્ષિત જે અન્તરિક્ષ તે એક છતાં પણ અનેક સ્થાનોમાં ભેદવાળું હોવાથી બહુ વચન વાચક છે. અથવા સૂર્યનાં કિરણરૂપ અનેક મરિચિયોના સમ્બન્ધથી તે અન્તરિક્ષ લોક બહુવચનનો વાચક છે. જેનેવિષે પ્રાણિયો મરે છે એવી જે પૃથ્વી તે 'મર' કહેવાય છે અને પૃથ્વીને નીચે જે લોક છે તે આપ કહેવાય છે. હવે જો કે આ લોક પંચભૂતાત્મક છે તો પણ જલ આદિક-

ની બહુલતાથી "અંભ મરીચિ મદ અને આપ" એમ કહેવાય છે. ૨

સર્વ પ્રાણિયોના કર્મનાં ફલ તથા તેનાં ઉપાદાન અને સાધનરૂપ પૂર્વોક્ત લોકોને સર્જીને તે ઇશ્વરે આવી રીતે ઇક્ષણ કર્યું કે મેં રચેલાં જે આ જલ આદિક લોક છે તે પાલનકર્ત્તાઓથી રહિત થઇ નાશ પામશે માટે એમના રક્ષણ સારૂ હું લોકપાલોને અવશ્ય સર્જું, એવી રીતે ઇક્ષણ કરીને તે આત્માએ જલથકી (જલ પ્રધાન એવાં આ પંચભૂતોથી) ઉપર કહેલાં જલઆદિ ચાર લોકોને સર્જ્યા. તે આત્માએ લોકોથીજ પુરૂષના આકારયુક્ત સિર અને હસ્ત આદિક અંગવાળા વિરાટ્ પુરૂષને ગ્રહણ કરીને પછી, જેમ કુંભાર પૃથ્વીથકી ગ્રહણ કરેલા મૃત્તિકાના પિંડને મૂર્છિ કરે તેનીપેઠે મૂર્છિત કર્યો. (ભૂતોના અવયવોવડે તેના અવયવોની યોજના કરી મિલિત કર્યો. ) ૩

તે પુરૂષઆકારવાળા પિંડપ્રત્યે ઇશ્વરે ચારે તરફથી તેનો વિચારરૂપ સંકલ્પ કર્યો. તે ઇશ્વરના સંકલ્પરૂપ તપવડે ચારે તરફથી તપ્ત (જ્ઞાનને પ્રાપ્ત) થયેલા પિંડને, જેમ પક્ષીને અંડ થાય તેમ મુખ (મુખના આકારવાળું છિદ્ર) થયું. એવી રીતે તે ભેદને પ્રાપ્ત થયેલા મુખથકી વાક્ ઇન્દ્રિયરૂપ કરણ થયું અને તે વાક્થી વાકના અધિષ્ઠાન અને લોકપાલરૂપ અગ્નિ દેવ થયા. તેવી રીતે બે નાસિકા ઉત્પન્ન થઇ. તે નાસિકાથકી પ્રાણગોલકરૂપ કરણ થયું. (આ ઠેકાણે પ્રાણ શબ્દવડે પ્રાણવૃત્તિસહિત ધ્રાણઇન્દ્રિયનું ગ્રહણ કરવું) તે પ્રાણથી વાયુ દેવતા થયા. તેવી રીતે બે નેત્રરૂપ ગોલક ભેદ પામ્યાં. તે નેત્રથકી ચક્ષુરૂપ કરણ થયું. તે ચક્ષુથી સૂર્યરૂપ દેવતા થયા. તેવી રીતે બે કર્ણરૂપ ગોલક ભેદ પામ્યાં. તે કર્ણોથી શ્રોત્ર ઇન્દ્રિયરૂપ કરણથયું. તે શ્રોત્રથી દિશારૂપ દેવતા થયા. તેવી રીતે ત્વચારૂપ ગોલક ભેદ પામ્યું તે ત્વચાથી રોમ થયાં (આ ઠેકાણે રોમ શબ્દવડે રોમસહિત ત્વચાઇન્દ્રિય ગ્રહણ કરવી) તે રોમથી ઔષધિ અને વન-

સ્પતિયો થઇ (આ ઠેકાણે ઔષધિ અને વનસ્પતિ શબ્દવડે તેના અધિષ્ઠાતા વાયુ દેવતાનું ગ્રહણ કરવું) તેવી રીતે હૃદય કમલ-રૂપ ગોલક ભેદ પામ્યું અને તેથકી મનરૂપ અન્તઃકરણ થયું. તે મનથકી ચન્દ્રમારૂપ દેવતા થયા. તેવી રીતે નાભિરૂપ સર્વ પ્રાણોને રહેવાનું સ્થાન ભેદ પામ્યું. તે નાભિથકી અપાન (વાયુ ઇન્દ્રિય) થયું. તે અપાનથી મૃત્યુરૂપ દેવતા થયા. તેવી રીતે શિશ્ન (ઉપસ્થ ઇન્દ્રિયનું સ્થાન) ભેદ પામ્યું. તે શિશ્નથી રેત (ઉપસ્થ ઇન્દ્રિય) થઇ (આ ઠેકાણે રેતશબ્દવડે શિશ્ન ઇન્દ્રિયરૂપ સ્થાનવાળું રેત સમ્બન્ધી ઉપસ્થ ઇન્દ્રિય જાણવું) અને તેને રેતના ત્યાગરૂપ અર્થવાળું હોવાથી રેતનું સમ્બન્ધીપણું છે. તે રેતથી જલ (પ્રજાપતિરૂપ દેવતા) થયા. ૪

તે સર્જેલા અગ્નિહોત્રાદિક દેવો આ દુઃખરૂપ મહોટા સંસારસમુદ્રમાં પડયા. તે ઇશ્વરે સ્થાન કરણ અને દેવતાઓની ઉત્પત્તિના બીજરૂપ પ્રથમ ઉત્પન્ન કરેલા વિરાટને ક્ષુધા અને તૃષાની સાથે સંયોગ કર્યો. તે કારણરૂપ વિરાટ્પુરૂષને ક્ષુધા આદિક દોષવાન્પણું છે માટે તેના કાર્યરૂપ દેવતાઓને પણ ક્ષુધા આદિક દોષપણું છે, માટે તે દેવતાઓ ક્ષુધા અને તૃષાવડે પીડા પામી આ સર્જવાવાળા પરમેશ્વરરૂપ પિતામહપ્રત્યે કહેવા લાગ્યા કે અમારે માટે શરીર નિર્માણ કરો કે જેને વિષે સમર્થ થઇને અમે અન્ન ભક્ષણ કરિયે. ૫

એવી રીતે તે દેવોએ જ્યારે કહ્યું ત્યારે ઇશ્વરે તે દેવોને અર્થે ગૌ (ગાયની આકૃતિવડે યુક્ત એવા પિંડ) ને તે જલથીજ પ્રથમની પેઠે બહાર કહાડી મૂર્છિત કરી આણ્યો. તે દેવો ગાયની આકૃતિવાળા પિંડને દેખીને કહેવા લાગ્યા કે આ પિંડ અમારેમાટે યોગ્ય નથિ. પછી તે દેવોમાટે અશ્વપિંડ આણ્યો ત્યારે તે દેવો કહેવા લાગ્યા કે આ પિંડ અમારે માટે યોગ્ય નથિ એમ સર્વનો નિષેધ કર્યો. ૬

તે દેવતાઓ પ્રત્યે પરમેશ્વરે પોતાની યોનિરૂપ (વિરાટ્ પુરૂષના દેહની સજાતીય) પુરૂષને દેખાડયો. તે દેવ-

તાઓ પોતાની યોનિરૂપ પુરૂષને દેખીને, આ શરીર અવશ્ય શોભાવાળુ છે એમ કહેવા લાગ્યા. તે માટે પુરૂષજ સર્વ પુણ્ય કર્મનો હેતુ હોવાથી સુકૃત છે. અથવા પરમેશ્વરે પોતાનાજ સ્વરૂપથી પોતાની માયાવડે કરેલુ હોવાથી તે શરીર સુકૃત કહેવાય છે. પછી તે ઇશ્વરે દેવતાઓને કહ્યુ કે તમે યથાયોગ્ય સ્થાનપ્રત્યે અર્થાત્ જેનું જે વચન આદિક ક્રિયાને યોગ્ય સ્થાન છે તે પ્રત્યે પ્રવેશ કરો. ૭

જેમ રાજાની આજ્ઞા પામી "તથાસ્તુ" એમ કહી સેનાપતિ આદિક પુરૂષો નગરીમાં પ્રવેશ કરે છે તેમ ઇશ્વરની આજ્ઞાને પામી અગ્નિ આદિક દેવ શરીરરૂપી નગરીમાં પ્રવેશ કરે છે. તેમાં પ્રથમ વાક્નો અભિમાની જે અગ્નિ તેણે વાક્રૂપજ થઇ પોતાનાં યોનિરૂપ મુખમાં પ્રવેશ કર્યો. તેમ વાયુએ પ્રાણ (ઘ્રાણરૂપ) થઇ નાસિકામાં પ્રવેશ કર્યો. સૂર્યે ચક્ષુરૂપ થઇ નેત્રમાં પ્રવેશ કર્યો. દિશાઓએ શ્રોત્ર થઇ બે કાનમાં પ્રવેશ કર્યો. ઔષધી અને વનસ્પતિયોએ રોમરૂપ થઇ ત્વચામાં પ્રવેશ કર્યો. ચન્દ્રમાએ મનરૂપે થઈ હૃદયમાં પ્રવેશ કર્યો. મૃત્યુએ અપાન (ગુદ) રૂપ થઇ નાભિમાં પ્રવેશ કર્યો. જલે રેત (ઉપસ્થ ) થઇ શિશ્નમાં પ્રવેશ કર્યો. ૮

પછી ક્ષુધા અને તૃષાએ તે ઇશ્વરને કહ્યું કે અમારે માટે સ્થાનનું ચિન્તન કરો. (નિર્માણ કરો) ત્યારે તે ઇશ્વર ક્ષુધા અને તૃષા પ્રત્યે કહેવા લાગ્યા કે તમે ધર્મરૂપ હોવાથી અને ચેતનવાળી વસ્તુરૂપ આશ્રયરહિત હોવાથી ભોક્તાપણું સંભવતુ નથિ માટે આ અગ્નિ આદિક દેવતાઓને વિષેજ તમને બેઉને વૃત્તિના વિભાગવડે અનુગ્રહ કરૂં છું અર્થાત્ જે દેવતાના જે હવિ આદિરૂપ ભાગ છે તે દેવતાના તેજ ભાગથી તમને ભાગવાળી કરૂં છું. સૃષ્ટિની આદિમાં ઇશ્વરે એવી રીતે કહ્યું માટે હમણાં પણ જે કોઇ દેવતા અર્થે ચરૂ પુરોડાશાદિરૂપ હવિષ ગ્રહણ કરાય છે, એ દેવતાનેવિષે એ ક્ષુધા અને તૃષા ભાગવાળી થાય છે. ૯

તે ઇશ્વરે આવી રીતે ઇક્ષણ કર્યું કે આ પ્રસિદ્ધ એવા લોક અને લોકપાળએલા મેં રચ્યા છે અને તેઓને ક્ષુધા તથા તૃષાની સાથે જોડેલા છે માટે તેઓની સ્થિતિ અન્નવિના થશે નહિં તેથી આ લોકપાલોને અર્થે અન્ન સર્જું. જેમ લોકમાં પોતાની પ્રજાઓને વિષે રાજાઓનું અનુગ્રહ અને નિગ્રહ કરવામાં સામર્થ્ય દેખાય છે તેમ પરમેશ્વર પણ સર્વના નિયન્તા છે માટે તેને વિષે સર્વને નિગ્રહ અને અનુગ્રહ કરવાનું સ્વતંત્રપણું છે. ૧૦

તે ઇશ્વરે અન્નને સર્જવાને ઇચ્છીને તે પૂર્વોક્ત જલ (પંચભૂત) ને ઉદ્દેશ કરી સંકલ્પ કર્યો તે સંકલ્પ કરેલા કારણરૂપ પંચભૂતથી કઠિનરૂપ અને શરીર ધારણ કરવામાં સમર્થ એવી ચર અચરરૂપ મૂર્ત્તિ ઉત્પન્ન થઇ. જે પ્રસિદ્ધ એવી તે મૂર્ત્તિ ઉત્પન્ન થઇ તે નિશ્ચય કરી અન્ન છે અર્થાત્ જે ઉત્પન્ન થયેલું અન્ન છે તે મૂર્ત્તિરૂપ છે અને જે તે મૂર્ત્તિ ઉત્પન્ન થઇ તે આ અન્ન છે. ૧૧

તે આ અન્ન લોકપાલોની સન્મુખ છોડયા પછી પરાઙ્મુખ થઇ પોતાના ભોક્તાને ઉલ્લંઘન કરવાની ઇચ્છાવાળું થયું અર્થાત્ પાલન કરવાના આરંભવાળું થયું. તે અન્નને વિરાટ્ પોતે વચન ક્રિયારૂપ વાણીવડે ગ્રહણ (ભક્ષણ) કરવાને ઇચ્છાવાન્ થયા પણ તેને વાણીવડે ગ્રહણ કરવાને સમર્થ થયા નહિં, તે પ્રથમ ઉત્પન્ન થયેલા શરીરવાળા વિરાટ્ તે અન્નને વાણીવડે કહીને ગ્રહણ કરતા હવા માટે સર્વ લોક પણ વિરાટનું કાર્ય હોવાથી અન્નને વાચક શબ્દવડે કહીનેજ તૃપ્તિ પામ્યા. ૧૨

તે વિરાટે અન્નને ઘ્રાણવડે ભક્ષણ કરવાની ઇચ્છા કરી પણ ઘ્રાણવડે ભક્ષણ કરવાને સમર્થ થયા નહિ માટે ઘ્રાણવડે સુંઘીનેજ તે અન્નને ગ્રહણ કર્યું તેથી સર્વ લોક પણ એ અન્નને સુંઘીનેજ તૃપ્ત થયા. ૧૩

તે અન્નને ચક્ષુવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી. તેને ચ-

ક્ષુવડે ગ્રહણ કરવાને સમર્થ થયા નહિ માટે તે વિરાટે ચક્ષુ-
વડે દેખીનેજ તે અન્નને ગ્રહણ કર્યું તેથી સર્વ લોક પણ અ-
ન્નને દેખીનેજ તૃપ્ત થયા. ૧૪

તે અન્નને શ્રોત્રવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી. તેને શ્રો-
ત્રવડે ગ્રહણ કરવાને સમર્થ થયા નહિ. માટે તે વિરાટે શ્રો-
ત્રવડે સાંભળીનેજ તે અન્નને ગ્રહણ કર્યું તેથી સર્વ લોક પણ
એ અન્નને સાંભળીનેજ તૃપ્ત થયા. ૧૫

તે અન્નને ત્વચાવડે ગ્રહણ કરવાને ઇચ્છા કરી પણ તેને
ત્વચાવડે ગ્રહણ કરવાને સમર્થ થયા નહિ પછી તે વિરાટે એ
અન્નને ત્વચાવડે સ્પર્શ કરીને ગ્રહણ કર્યું માટે સર્વ લોક પણ
એ અન્નના સ્પર્શવડે તૃપ્ત થયા. ૧૬

તે અન્નને મનવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી પણ તેને
મનવડે ગ્રહણ કરવાને સમર્થ થયા નહિ પછી તે વિરાટે એ
અન્નને ધ્યાનવડેજ ગ્રહણ કર્યું માટે સર્વ લોક પણ એ અન્ન-
નું ધ્યાન કરીને તૃપ્ત થયા. ૧૭

તેને શિશ્નવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી પણ તેને શિ-
શ્નવડે ગ્રહણ કરવાને સમર્થ થયા નહિ. પછી તે વિરાટે એને
શિશ્નવડે ત્યાગરૂપથી ગ્રહણ કર્યું માટે સર્વ લોક પણ એને
શિશ્નવડે ત્યાગ કરીનેજ તૃપ્ત થયા. ૧૮

પછી તે અન્નને અપાન વાયુ (મુખછિદ્ર) વડે ગ્રહણ ક-
રવાની ઇચ્છા કરી ત્યારે તે અન્નને ભક્ષણ કર્યું તેમાટે આ
મુખછિદ્ર અન્નને ગ્રહણ કરનારૂં છે અને તે અપાન વાયુ અ-
ન્નથી જીવનવાળો છે એમ પ્રસિદ્ધ છે. એ આ વાયુ છે. ૧૯

તે ઇશ્વરે એવી રીતે પુર અને પુરના નિવાસી જન તથા
તેના પાલક રાજભૃત્યની સ્થિતિની તુલ્ય અન્નરૂપ નિમિત્ત
વાળી, લોક અને લોકપાલના સંઘાતની સ્થિતિ કરીને પુરના
સ્વામીની પેઠે ઇક્ષણ કર્યું કે જે આ કાર્ય કારણના સંઘાતરૂપ
આગળ કહેવાનું કાર્ય છે તે જેમ સ્વામીવિના પુર ન રહી
શકે તેમ મારાવિના કેવે પ્રકારે રહેશે. વળી, જો વાણીવડે

કથન કરેલું હોય, જો પ્રાણવડે સુંઘ્યું હોય, જો ચક્ષુવડે દેખ્યું હોય, જો શ્રોત્રવડે સાંભળ્યું હોય, જો ત્વચાવડે સ્પર્શ કરેલું હોય, જો મનવડે ચિન્તન કરેલું હોય, જો મુખવડે ભક્ષણ કરેલું હોય, જો શિશ્નવડે ત્યાગ કરેલું હોય, તો હું કોણ છું એમ તેણે ઇક્ષણ કર્યું. ૨૦

લોકનીપેઠે ઇક્ષણ કરનાર ઇશ્વરે કેશના વિભાગ પર્યન્ત મસ્તકની સીમા વિદારણ કરીને (છિદ્ર કરીને) આ માર્ગવડે આ કાર્ય કારણના સંઘાતરૂપ લોક પ્રત્યે પ્રવેશ કર્યો. તે દ્વારને વિદારણ કરવાથી તેનું વિદૃતિ એવું નામ છે. તે દ્વાર આનન્દનું કારણ છે. તે ઇશ્વરનાં ત્રણ સ્થાન છે. તેમાં જાગ્રત્ કાળમાં દક્ષિણ ચક્ષુરૂપી સ્થાન છે, સ્વપ્નકાળમાં અન્દરનું મન (મનનો આશ્રય કંઠ) સ્થાન છે. સુષુપ્તિકાળમાં આ હૃદયાકાશ સ્થાન છે. તેમાં જાગ્રત્, સ્વપ્ન (ભ્રમરૂપ) છે. ૨૧

આ આત્મા પોતે સ્થાનોમાં ક્રમેકરી આત્મભાવથી વર્ત્તમાન થઇ સ્વાભાવિક અવિદ્યાવડે દીર્ઘકાળ પર્યન્ત ગાઢ નિદ્રાને પામ્યો છતો પ્રબોધને પામતો નથિ અને વારંવાર મરણના અનુભવવડે અનેક શતસહસ્ર અનર્થની પ્રાપ્તિથી દુઃખનો અનુભવ કરે છે. માટે તે ચક્ષુઆદિક જે છે તે સ્થાન (ગ્રહ) કહેવાય છે. તે આત્માએ પ્રગટ થઇ પ્રાણિયોપ્રત્યે "હું મનુષ્ય છું, હું કાણો છું, હું સુખી છું" ઇત્યાદિ પ્રકારે તાદાત્મ્યથી સ્પષ્ટ જાણ્યું અને કહ્યું કે આ શરીરમાં ભિન્ન આત્મા કહ્યો નહિ. અથવા તે પરમાત્મા પ્રગટ થઇ પ્રાણિયોનું ચિન્તન કરવા લાગ્યા કે આ ભૂતોની સ્વરૂપથી સત્તા છે કે નહિ. પછી કોઇપણ આત્માથી ભિન્ન સત્તાવાળું નથિ એમ નિશ્ચય કર્યો. તે આત્માએ આકાશની પેઠે વ્યાપક એવા પોતાના સ્વરૂપને બ્રહ્મરૂપ જોયું. ૨૨

જેમાટે સર્વાન્તર બ્રહ્મને આ અપરોક્ષ પ્રત્યગાત્માએ એવી રીતે દેખ્યું માટે તે પરમાત્મા ઇદન્દ્ર નામવાળા થયા અને લોકમાં ઇદન્દ્રનામે પ્રસિદ્ધ છે. તે એવી રીતે ઇદન્દ્ર થયેલા

પરમાત્માને બ્રહ્મવેત્તા પુરૂષો, તે પરમાત્મા અત્યન્ત પૂજ્ય હોવાથી તેનું પ્રત્યક્ષ નામ ગ્રહણ કરવાના ભયને લીધે સમ્યક્ વ્યવહારને અર્થે પરોક્ષનામથી ઇન્દ્ર એમ કહે છે. દેવો પણ પરોક્ષપ્રિયનીપેઠે છે તો પછી સર્વ દેવોના દેવ એવા મહેશ્વર પરોક્ષપ્રિય (પરોક્ષ નામ ગ્રહણથી પ્રીતિવાળા) છે એમાં શું કહેવું. આ ઠેકાણે બેવાર જે કહેલું છે તે આ અધ્યાયની સમાપ્તિને અર્થે છે. ૨૩

પુરૂષમાં જે આ વીર્ય છે તેરૂપે આ સંસારી રસ આદિક ધાતુઓના ક્રમથી પ્રથમ થાય છે. તે આ વીર્ય અન્નમય પિંડના રસાદિ ધાતુરૂપ સર્વ અંગોથી શરીરના સારરૂપ તેજ ઉપજ્યું છે. તે પુરૂષના આત્મારૂપ હોવાથી આત્મા છે. તે વીર્યરૂપથી ગર્ભરૂપ થયેલા આત્માને આત્મા (શરીર)માંજ ધારણ કરે છે. જે કાળમાં ઋતુમતી ભાર્યા થાય તે કાળમાં તે ભાર્યાપ્રત્યે ગમન કરી તે વીર્યને સ્ત્રીમાં સિંચન કરનારો પુરૂષ પોતાના વીર્યને જન્મ આપનારો છે. આ સંસારી પુરૂષનું વીર્યના સેચનકાળમાં તે પુરૂષના સ્થાનથી જે નિકળવાપણું છે તે પ્રથમ જન્મ છે. ૨૪

તે વીર્ય જે સ્ત્રીનેવિષે સિંચન કરેલું છે તે સ્ત્રીના સ્વરૂપથી તે સિંચન કરનાર પુરૂષ અભિન્નતા પામે છે જેમ સ્ત્રીનાં સ્તનાદિરૂપ અંગ પોતાના સ્વરૂપથી અભિન્નતા પામે છે તેમ અભિન્નતા પામે છે તેમાટે માતાને એ ગર્ભ પોતે હણતો નથિ અર્થાત્ સ્તન આદિક પોતાના અંગનીપેઠે આત્મભાવને પામ્યો છે માટે તે માતાને બાધ કરતો નથિ. તે ગર્ભવાળી સ્ત્રી એવી રીતે પોતાના ઉદરમાં ગર્ભ રહેલો જાણી તેનું પાલન કરે છે અર્થાત્ ગર્ભથી વિરૂદ્ધ ભોજનાદિકનો ત્યાગ કરીને ગર્ભને અનુકૂલ ભોજનાદિકનો ઉપયોગ કરે. ૨૫

તે ગર્ભને પાલન કરનારી સ્ત્રીનું ભર્તાએ રક્ષણ કરવું, કારણકે લોકમાં ઉપકાર પ્રત્યુપકાર કર્યા વિના કોઇનો કોઇની સાથે સમ્બન્ધ સંભવતો નથિ. ગર્ભને સ્ત્રી જન્મથી પૂર્વે ગ-

સેચારણવિધાનથી ધારણ કરે છે. તે પિતા જન્મથી પૂર્વેજ ઉત્પન્ન થવાવાળા કુમારને તથા જન્મ પછી ઉત્પન્ન થયેલા કુમારને જાતકર્માદિકથી જે પાલન કરે છે તે પોતાનેજ પાલન કરે છે અર્થાત્ પિતાનો આત્મા પુત્ર રૂપે જન્મે છે, તે ॥ पतिर्जायांप्रविशति ॥ એ વાક્ય આગળ કહેવાયેલું છે. કોઇ એમ શંકા કરેકે, શામાટે પોતાને પુત્રરૂપે ઉપજાવીને પાલન કરે છે? તો ત્યાં આમ સમજવું કે, આ પુત્ર પૌત્રાદિરૂપ લોકોની સન્તતિમાટે પાલન કરે છે. જો પુત્રનું ઉત્પાદનાદિક કરે નહિં તો આ લોક વિચ્છેદ પામે. આ લોક પુત્રની ઉત્પત્તિઆદિક કર્મના અવિચ્છેદથી વર્તે છે માટે તેઓના અવિચ્છેદને અર્થે તે પુત્રની ઉત્પત્તિઆદિક કર્મ કર્તવ્ય છે પણ મોક્ષને અર્થે નહિં. કુમારરૂપે માતાના ઉદરમાંથી જે નિકળવું તે આ સંસારી પુરૂષનું બીજું જન્મ (બીજી અવસ્થાની પ્રકટતા) છે. ૨૬

આ પિતાનો જે પુત્રરૂપ આત્મા તે શાસ્ત્રોકત પુણ્ય કર્મ કરવામાટે પિતાને સ્થાને પ્રતિનિધિરૂપે કરાય છે અર્થાત્ પિતાને જે કર્મ કર્તવ્ય છે તે કર્મ કરવાને અર્થે પિતાના સ્થાનમાં સ્થાપન કરાય છે. પછી પુત્ર ઉપર પોતાનો ભાર સ્થાપન કરીને આ પુત્રનો પિતારૂપ જે અન્ય આત્મા છે તે કૃતકૃત્ય (ત્રણ ઋણરૂપ કર્તવ્યથી મુકત) થઇ અને વૃદ્ધ થઇ મરણ પામે છે. તે આ લોકથી શરીરનો પરિત્યાગ કરી તૃણજલુકાની પેઠે કર્મરચિત એવા અન્ય દેહને ગ્રહણ કરી ફરીને જન્મે છે. મરણ પામીને જે પ્રાપ્ત થવા યોગ્ય છે તે આ પુરૂષનો તૃતીય જન્મ (તૃતીય અવસ્થાની પ્રકટતા) છે. તે આ વસ્તુનું તત્વ મંત્રે પણ કહેલું છે એમ આગળના વાકયમાં આ બ્રાહ્મણ ભાગ કહે છે. ૨૭

માતાના ગર્ભસ્થાનમાંજ રહેલા અને અનેક જન્માન્તરની ભાવના સમ્બન્ધી પરિપાકના વશથી હું આ વાક્ અને અગ્નિ આદિક સર્વ જન્મોને અહો આશ્ચર્ય છે કે) જાણું

હું લોઢાની પેઠે ભેદન ન થાય એવાં અનેક શરીરોએ મને રક્ષણ કર્યો અર્થાત્ પાંજરાની પેઠે બન્ધન કર્યું. હું સંસારના પાશથી નિકળવાને લીધે નીચે દેખતો છતો, શ્યેનપક્ષી જેમ જાલને ભેદી બહાર નિકળે તેમ આત્મજ્ઞાનરૂપી સામર્થ્યરૂપી બહાર નિકળ્યો છું. અહો !! એવી રીતે ગર્ભમાં રહેલા વામદેવઋષિએ કહ્યું. ૨૮

તે વામદેવઋષિ પૂર્વોક્ત આત્માને એવી રીતે જાણતા છતા આ શરીરના વિનાશથી અર્થાત્ શરીરની ઉત્પત્તિના બીજરૂપ અવિદ્યાઆદિક નિમિત્તના વિનાશથી પરમાર્થરૂપ થઇ, આ સંસારથી નિકળી, અને જ્ઞાનવડે પ્રકાશિત તથા નિર્મલ એવા સર્વાત્મભાવને પામી; અજર, અમર, અમૃત, અભય, સર્વજ્ઞ, અકારણ, અકાર્ય, અનન્ત, અબાહ્ય, પ્રજ્ઞાન, એકરસ, અને સ્વ સ્વરૂપભૂત આત્માનેવિષે સર્વ કામોને પામી મોક્ષરૂપ થયા. આ ઠેકાણે બે વાર જે કથન છે તે ફલસહિત અને વામદેવઋષિના ઉદાહરણસહિત આત્મજ્ઞાનની પરિસમાપ્તિ દેખાડવામાટે છે. ૨૯

વામદેવાદિક આચાર્યોની પરંપરાથી શ્રુતિયે પ્રકાશિત કરેલી તથા બ્રહ્મવિત્ પુરૂષોની સભામાં અત્યન્ત પ્રસિદ્ધ થયેલી એવી જે બ્રહ્મવિદ્યારૂપ સાધનથી કરેલી સર્વાત્મભાવફલની પ્રાપ્તિ, તેને પામનારા અને બ્રહ્મની જિજ્ઞાસાવાળા બ્રાહ્મણો પરસ્પર આવી રીતે પુછવા લાગ્યા કે જે આત્માને "આ આત્મા છે" એમ સાક્ષાત્ ઉપાસના કરનારા વામદેવઋષિ અમૃત થયા તે આત્માની આપણે ઉપાસના કરવી અને તે આત્મા કોણ છે એમ જાણવું. પુરૂષ જે ચક્ષુવડે રૂપ દેખે છે, જે શ્રોત્રવડે શબ્દ સાંભળે છે, જે ઘ્રાણવડે ગન્ધ ગ્રહણ કરે છે, જે વાણી વડે ગૌર શ્રેષ્ઠ ઇત્યાદિક શબ્દો બોલે છે, જે જીભવડે સ્વાદુ તથા અસ્વાદુ પદાર્થને જાણે છે તે સર્વ ઇન્દ્રિયો આત્મા થઇ શકતી નથિ. ૩૦

જે આ હૃદય તથા મન છે તે સર્વની ઉપલબ્ધિનું સ્થા-

છે. ચેતનભાવ, ઈશ્વરભાવ, કલાદિકનું પરિજ્ઞાન, પ્રજ્ઞાપણું, ગ્રન્થ ધારણ કરવાનું સામર્થ્ય, ઇન્દ્રિયોદ્વારા સર્વ વિષયની ઉપલબ્ધિ, શિથિલ શરીરનું અને ઇન્દ્રિયોનું સાવધાન થવું જેનાથી થાય એ ધૃતિ, મનન, મનન કરવામાં સ્વાતંત્ર્ય, સ્મરણ, રૂપાદિકનું શુકલ કૃષ્ણાદિક ભાવથી સંભારવું, નિશ્ચય, પ્રાણનાદિ જીવનક્રિયા નિમિત્ત એવી વૃત્તિ, સમીપ નહિ રહેલા વિષયની આકાંક્ષા, સ્રીસંગ આદિકની ઇચ્છા, ઇત્યાદિક જે અન્તઃકરણની વૃત્તિયો છે તે શુદ્ધ જ્ઞાનરૂપ અને નામરૂપથી રહિત એવું જે બ્રહ્મ તેની ઉપાધિયો છે, માટે તે ઉપાધિથીજ નિત ગૌણ નામમય સંજ્ઞાઆદિક એ સર્વ પ્રજ્ઞાનનાં નામ છે પણ સાક્ષાત્ સ્વરૂપથી નહિં. ૩૧

તે આ પ્રજ્ઞાનરૂપ આત્મા બ્રહ્મ છે. (મુખ્ય બ્રહ્મભાવ આગળ કહેલો હોવાથી આ ઠેકાણે બ્રહ્મ શબ્દવડે સર્વ શરીરોમાં રહેલો પ્રાણ અને પ્રજ્ઞારૂપ આત્મા, જલભેદગત સૂર્યના પ્રતિબિંબની પેઠે અન્તઃકરણરૂપ ઉપાધિમાં પ્રવેશ પામી સમષ્ટિ લિંગશરીરનો અભિમાની હિરણ્યગર્ભરૂપ પ્રાણ પ્રજ્ઞાત્મારૂપ અપરબ્રહ્મ કહેવાય છે.) બ્રહ્મા, ઇન્દ્ર, પ્રજાપતિ, સર્વ દેવ આ પંચમહાભૂત, પૃથ્વી, વાયુ, આકાશ, જલ, તેજ ક્ષુદ્રપ્રાણિમિશ્રિત સર્પાદિક, સ્થાવર, જંગમ, જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ, અશ્વો, ગાયો, પુરૂષો, હસ્તિયો, અને જે કાંઇ આ પ્રાણિયોનો સમૂહ છે તે સર્વ તરફથી પ્રજ્ઞાનરૂપ નેત્ર (નિર્વાહિક) વાળો છે અર્થાત્ પ્રજ્ઞાને આશ્રિત છે.

પ્રજ્ઞારૂપ નેત્રવાળો લોક છે માટે પ્રજ્ઞા સર્વ જગત્‌નો આ- શ્રય છે તેથી પ્રજ્ઞાન બ્રહ્મ છે. ૩૨

તે પ્રજ્ઞાનરૂપ બ્રહ્મને જાણનારા વિદ્વાન્ પુરૂષો પૂર્વે અ- મૃતરૂપ થયેલા છે તેજ પ્રજ્ઞાનરૂપથી ઉક્ત પ્રકારે બ્રહ્મને જા- ણવાવાળા વામદેવ ઋષિ અથવા અન્ય વિદ્વાન્ અમૃત થયા છે. તેવી રીતે આધુનિક વિદ્વાનો પણ પ્રજ્ઞાનરૂપ બ્રહ્મને જા- ણીને આ લોકથી ઉત્ક્રમણ કરી અર્થાત્ દેહાત્મભાવનો ત્યા- ગ કરી તે બ્રહ્મરૂપ સ્વર્ગ લોકમાં સર્વ કામોને પામી અમૃત- રૂપ થયા, એમ ૐ (અંગીકાર કર્યું છે.)

ऐतरेयोपनिषद्सम्पूर्णा.

## प्रथमथी आश्रय आपनार गृहस्थना नाम.

નામ.

શા. ધરમસી પ્રતાપસીંહ.

રા. શેઠ. પરસોતમદાસ કેસવદાસ,

રા. પચમસીંગ કેસરસીંગ.

શા. રવીશંકર જેશંકર.

શા. નારણુ માધવદાસ.

માસ્તર. ચુનીલાલ લલ્લુભાઇ.

રા. રા. કુરણાશંકર દામોદરદાસ.

રા. મોતીલાલ ચુનીલાલ.

રા. રા. ગોકળ નારણુ.

શા. પુંજાલાલ કાલીદાસ.

રા. ભાઇચંદ ત્રીકમલાલ.

રા. વિષ્ણુ બળવંત ગોગટે.

શા. મુળજી મોરલીધર.

રા. હીમત મુળજી.

શા. નારાયણ યશવંત.

શા. ચુનીલાલ લાલભાઇ.

રા. સીવલાલ ભાઇલાલ પટેલ.

પરી. હીરાલાલ સેપતરામ.

શા. તુકારામ આનંદરાવ સુરવે.

# जाहेर खबर.

---

સર્વે સદ્‌ગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીયો નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે. સામટી દસ પ્રત રાખનારને એક વધુ પ્રત આપવામાં આવશે તેથી વધારે રાખનાર વેપારીને ઇલાયદા પત્રથી બંદોબસ્ત જુદો કરી આપવામાં આવશે. ટપાલ ખર્ચ મંગાવનારને શીર છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું શુદ્ધ ગુજરાતી ભાષાંન્તર.૨—૮—૦

વડોદરા—મુખીયાજી મુળજી મેઘજી ઠક્કર. ઠેકાણું નરસહીંજીની પોળમાં નવા રણછોડજીના મંદીરમાં.

" મુખીઆજી બાપાલાલ નથુભાઇ ઠેકાણું વાડીમાં છેલી પોળને નાકે શ્રી રણછોડજી મહારાજના મંદીરમાં.

" રા. રા. જમનાશંકર ત્રંબકરામ. સ્ટાંપવેન્ડર. ઠેકાણું ગેંડીને દરવાજે.

અમદાવાદ—પુંજાલાલ વીઠલ ઠેકાણું અમદાવાદ મધે રાયપુરમાં આકાશેઠના કુવા આગળ.

ભરૂચ—રા. હરીલાલ લલુભાઇ ઠેકાણું લલુભાઇના ચકલામાં.

ચાણોદ—મુખીઆજી ઓછવરામ લાભશંકર. ઠેકાણું સેખસાઇના મંદીરમાં.

ડાકોર—અમરતરામ પરસોતમ. ઠેકાણું. હરીભગતીની હવેલી સામે.

નડીયાદ—બૂકસેલર. નારણ હીરાચંદ ચોકસી. ઠેકાણું સ્વામીનારાયણના મંદીર પાસે.